Lalbhai Dalpatbhai Series



General Editors:
Dalsukh Malvania
Ambalal P. Shah



No. 24



RATNAPRABHASŪRI'S

# RATNĀKARĀVATĀRIKĀ

PART III

Being a Commentary on Vādi Devasūri's

PRAMĀṆANAYATATTVĀLOKA

WITH

A PAÑJIKĀ by RĀJAŚEKHARASŪRI

A ṬIPPAṆA by Pt. JÑĀNACANDRA

and

GUJARATI TRANSLATION

by

MUNI SHRI MALAYAVIJAYAJI

*Edited by*

**Pt. Dalsukh Malvania**



LALBHAI DALPATBHAI
BHARATIYA SANSKRITI VIDYAMANDIRA
AHMEDABAD-9

First Edition : 750 Copies September 1969

Printed by Svami Tribhuvandas, Ramananda Printing Press,
Kankaria Road, Ahmedabad and Published by Dalsukh Malvania,
Director, L. D Institute of Indology, Ahmedabad-9

Price Rupees 8/=

Copies can be had of

L. D. Institute of Indology Ahmedabad-9.
Gurjar Grantha Ratna Karyalaya Gandhi Road, Ahmedabad-1
Motilal Banarasidas Varanasi, Patna, Delhi
Munshi Ram Manoharalal Nai Sarak, Delhi
Mehar Chand Lachhamandas Delhi-6
Chowkhamba Sanskrit Series Office Varanasi.
Sarasvati Pustak Bhandar Hathikhana, Ratanpole, Ahmedabad-1.
Oriental Book Centre Manek Chowk, Ahmedabad.

वादिश्रीदेवसूरिसूत्रितस्य

प्रमाणनयतत्त्वालोकस्य

श्रीरत्नप्रभाचार्यविरचिता लघ्वी टीका

# रत्नाकरावतारिका

## भा० ३

श्रीराजशेखरसूरिकृतपञ्जिका-पण्डितज्ञानचन्द्रकृतटिप्पणकाभ्यां समन्विता ।


गूर्जरभाषानुवादकः

आचार्यश्रीविजयनीतिसूरिशिष्यो मुनिश्रीमलयविजयः ।

संपादक :

पण्डित दलसुख मालवणिया





प्रकाशक

लालभाई दलपतभाई भारतीय संस्कृति विद्यामंदिर

अमदावाद-९

# लालभाई दलपतभाई ग्रन्थमाला

प्रधान सपादक — दलसुख मालवणिया, अंबालाल प्रे. शाह

## मुद्रितग्रन्थाः

१. सप्तपदार्थी — शिवादित्यकृत, जिनवर्धनसूरिकृतटीका सह ४–००

2, 5, 15, 20. CATALOGUE OF SANSKRIT AND PRAKRIT MANUSCRIPTS · *Muni Shri Punyavijayaji's Collection* Part I Rs. 50-00, Part II Rs. 40-00, Part III Rs. 30-0), Part IV Rs. 40-00

३. काव्यशिक्षा — विनयचन्द्रसूरिकृत १०–००

४. योगशतक — आचार्य हरिभद्रकृत स्वोपज्ञवृत्ति तथा ब्रह्मसिद्धान्तसमुच्चय सह ५–००

६, १६, २४. रत्नाकरावतारिका — रत्नप्रभसूरिकृत भा० १, २, ३ ८–००, १०–००, ८–००

७. गीतगोविन्दकाव्यम् — महाकविश्रीजयदेवविरचित, मानाङ्कटीका सह ८–००

८. नेमिरंगरत्नाकर छंद — कविलावण्यसमयकृत ६–००

9. THE NĀTYADARPANA OF RĀMACANDRA & GUNACANDRA A Critical Study : *Dr. K H. Trivedi* 30-00

१०, १४, २१. विशेषावश्यकभाष्य — स्वोपज्ञवृत्ति सह प्रथमभाग १५–००, द्वितीयभाग २०–००, तृतीयभाग २१–००

11. AKALANKA'S CRITICISM OF DHARMAKIRTI's PHILOSOPHY A Study : *Dr. Nagin Shah* 30-00

१२. रत्नाकरावतारिकाद्यश्लोकशतार्थी — वाचकश्रीमाणिक्यगणि ८–००

१३. शब्दानुशासन — आचार्य मलयगिरिविरचित ३०–००

१७. कल्पलताविवेक - कल्पपल्लवशेष — अज्ञातकर्तृक ३२–००

१८. निघण्टुशेष - सवृत्ति — श्रीहेमचन्द्रसूरि ३०–००

19. YOGABINDU OF HARIBHADRA · Text with English Translation, Notes, Etc. 10-00

२२. शास्त्रवार्तासमुच्चय — श्री हरिभद्रसूरिकृत (हिन्दी अनुवाद सह) २०–००

२३. तिलकमञ्जरीसार — पल्लीपाल धनपाल कृत १२–००

## सप्रति मुद्र्यमाणग्रन्थनामावलि

१. नेमिनाहचरिउ — आ. हरिभद्रसूरि-(द्वितीय)कृत

२. अध्यात्मबिन्दु-स्वोपज्ञवृत्ति सह — उपाध्याय हर्षवर्धनकृत

३. न्यायमञ्जरीग्रन्थिभङ्ग — चक्रधरकृत

४. मदनरेखा-आख्यायिका — जिनभद्रसूरिकृत

५. विद्यानुशासन — आ० मल्लिषेणसूरिकृत

६. भाष्यवार्तिकटीकाविवरणपञ्जिका — प० अनिरुद्ध

7. YOGADRṢṬISAMUCCAYA OF HARIBHADRA : Text with English Translation, Notes Etc.

8. ŚĀSTRAVĀRTĀSAMUCCAYA OF Āc. HARIBHADRA : Text with English Translation, Notes Etc.

9. SOME ASPECTS OF RELIGION AND PHILOSOPHY OF INDIA

10. DICTIONARY OF PRAKRIT PROPER NAMES

11. SOME MISCELLANEOUS JAIN WORKS ON LOGIC AND METAPHYSICS

12. JAINA ONTOLOGY

# PREFACE

We have great pleasure in publishing the third and final part of Ratnākarāvatārikā. At the end of this part various indices are added. The introduction written in Gujarati by the editor deals with the Jaina logic and gives an account of the life and works of the authors–viz. Āc. Vādidevasūri, Āc. Ratnaprabha, Āc. Rājaśekhara and Muni Jñānacandra We hope that this work will be very useful in enhancing the understanding of Jaina logic in particular and Indian logic in general.

I am grateful to Pt. Bechardasji Doshi for completing the printing of this work during my absence, to Pt. Ambalal P. Shah for correcting proofs, to Pt. Rupendrakumara for preparing indices Muniraj Shri Malayavijayaji deserves our hearty thanks for translating Ratnākarāvatārikā into Gujarati.

L. D. Institute of Indology,
Ahmedabad-9.
5-9-69.

Dalsukh Malvania
Director.

# પ્રસ્તાવના

## જૈન પ્રમાણવિદ્યા

**પ્રમાણ—**

પ્રમાણોનો જૈન દૃષ્ટિએ સ્વતંત્ર વિચાર જૈન આગમમા નથી પરંતુ પરદર્શનમાં પ્રસિદ્ધ પ્રમાણવિચારનો ઉલ્લેખ તેમા મળે છે. જૈ આગમેમાં તો જૈનદષ્ટિએ પાંચ જ્ઞાનનો સ્વસમત વિચાર વ્યવસ્થિતરીતે પ્રજ્ઞાપનામા અને ત્યાર પછી નન્દીસૂત્રમાં મળે છે. જૈન કર્મશાસ્ત્ર અને જૈનસંમત જ્ઞાનવિચાર એ બન્ને સકળાયેલ છે પરતુ જૈન-કર્મશાસ્ત્રનો સંબધ પ્રમાણ સાથે નથી. આથી પણ સિદ્ધ થાય છે કે જૈનોએ પોતાના દર્શનમાં પ્રમાણનો નહી પણ જ્ઞાનનો વિચાર પોતાની રીતે પ્રથમ કર્યો છે અને તે એ કે જ્ઞાન સમ્યક્ અને મિથ્યા હોય છે. સમ્યક્દૃષ્ટિ એટલે કે કર્મશાસ્ત્રની પરિભાષામાં આધ્યાત્મિક વિકાસક્રમના ચોથા ગુણસ્થાનકે અગર તેથી ઉપરની ભૂમિએ જે જીવ હોય ત સમ્યક્દષ્ટિ છે અને તેનુ જ્ઞાન સમ્યક્ છે. તે સિવાયના જીવોના જ્ઞાનને સમ્યક્ કહેવામા આવતુ નથી ત મિથ્યા અથવા સમ્યક્-મિથ્યા એટલે કે મિશ્ર હોય છે

આચાર્ય ઉમાસ્વાતિએ તત્ત્વાર્થસૂત્રમા સર્વપ્રથમ ઘોષણા કરી કે જૈનસમત જે પાચ સમ્યક્જ્ઞાન છે તે જ પ્રમાણ સમજવા. આમ ઇતરદર્શનમા પ્રસિદ્ધ પ્રમાણનિરૂપણનો મેળ જૈન દર્શનમા જ્ઞાનનિરૂપણ સાથે છે એમ આચાર્ય ઉમાસ્વાતિએ કહ્યુ આથી એ સિદ્ધ થયું કે જે જ્ઞાન એ જ પ્રમાણ હોય. અજ્ઞાન એટલે કે જે જ્ઞાનરૂપ ન હોય તે પ્રમાણ ન હોય. વળી, આચાર્ય ઉમાસ્વાતિએ એ પણ કહ્યું કે એ પાચ જ્ઞાન બે પ્રમાણમાં વિભક્ત છે— પ્રત્યક્ષ અને પરોક્ષ. અન્ય દર્શનોમાં તે કાળે પ્રમાણ સંખ્યા એકથી માડીને છ અને તેથી પણ અધિક મનાતી હતી. તેની સામે માત્ર બે જ પ્રમાણ માનવાનું આચાર્ય ઉમાસ્વાતિનુ જે સૂચન હતુ તે પ્રમાણવિદ્યાના જૈન વિવેચકોએ માન્ય રાખ્યું છે

મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન અવધિજ્ઞાન, મનપર્યયજ્ઞાન અને કેવલજ્ઞાન—આ પાચ જ્ઞાનો છે. તેમાંના પ્રથમ બે આત્મા ઉપરાંત ઇન્દ્રિયાદિ અન્યની અપેક્ષા રાખે છે તેથી તે પરોક્ષ છે અને અવધિ આદિ ત્રણ માત્ર આત્મસાપેક્ષ હોઈ પ્રત્યક્ષ છે. આવો વિભાગ આચાર્ય ઉમાસ્વાતિએ કર્યો છે. આમા ઇતરદાર્શનિકોને અનુસરીને આચાર્ય જિનભદ્રે સશોધન સૂચવ્યુ કે ઇન્દ્રિયજન્ય મતિજ્ઞાનને પણ પ્રત્યક્ષ માનવુ જોઇએ પરતુ તેને પારમાર્થિક પ્રત્યક્ષ ન માનતા સાવ્યવહારિક પ્રત્યક્ષ માનવુ જોઈએ. આ જિનભદ્રનું આ સૂચન આ અકલક આદિ સૌ દાર્શનિકોએ પ્રમાણવિભાગમા સ્વીકાર્યુ છે અને તે સર્વમાન્ય બન્યું છે.

આચાર્ય ઉમાસ્વાતિએ મતિજ્ઞાનના જે પર્યાયો નોધ્યા હતા તે વસ્તુતઃ શબ્દભેદો નથી પણ તેમા અર્થભેદ પણ છે એમ વ્યાખ્યા કરીને આચાર્ય અકલકે અન્ય જૈનેતર

દાર્શનિકોમા પ્રસિદ્ધ પ્રમાણવ્યવસ્થાને નજર સમક્ષ રાખીને પરોક્ષ પ્રમાણના ભેદોમા સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન, તર્ક અને અનુમાનનો પણ સમાવેશ કરી દીધો અને જૈનસમ્મત પ્રમાણવ્યવસ્થા નીચે પ્રમાણે કરી–

| | |
|---|---|
| પ્રત્યક્ષ— | ઇન્દ્રિયપ્રત્યક્ષ ( સાંવ્યવહારિક ), અતીન્દ્રિયપ્રત્યક્ષ (પારમાર્થિક) |
| પરોક્ષ— | સ્મૃતિ<br>પ્રત્યભિજ્ઞાન<br>તર્ક<br>અનુમાન<br>આગમ |

અકલંકે કરેલી આ વ્યવસ્થા આચાર્ય વાદી દેવસૂરિએ પ્રસ્તુત પ્રમાણનયતત્ત્વાલોકમા આ. માણિક્યનંદીના પરીક્ષામુખને અનુસરીને સ્વીકારી લીધી છે

વાદી દેવસૂરિ પૂર્વે પણ શ્વેતામ્બર જૈનોમાં ન્યાયાવતારવાર્તિક અને તેની વૃત્તિ તથા પ્રમાલક્ષ્મ જેવા ગ્રન્થો લખાયા હતા. જેમા પ્રત્યક્ષ, અનુમાન અને આગમ–એમ ત્રણ પ્રમાણ મનાયા હતાં. પરંતુ આચાર્ય વાદી દેવે તેનું અનુસરણ નથી કર્યું પરંતુ દિગબર આચાર્ય અકલંકે કરેલી વ્યવસ્થા માન્ય રાખી છે. તે સૂચવે છે કે આ બાબતમા શ્વેતામ્બર-દિગબરના ભેદની વાત આગળ ધરવામાં નથી આવી પણ જે ઉચિત હતુ તેનો સ્વીકાર થયો છે.

પ્રમાણના ભેદો પ્રત્યક્ષ અને પરોક્ષ છે એવી જે વ્યવસ્થા કરવામા આવી છે તે ઇતર દાર્શનિકો દ્વારા પ્રમાણભેદની વ્યવસ્થામા સંશોધન છે તે કહેવાની જરૂર નથી અને વિચારપૂત હોઇ અન્યને સ્વીકાર્ય પણ બને તેવી છે. પરોક્ષના ભેદોમા સ્મૃતિ, પ્રત્યભિજ્ઞાન અને તર્ક એ ત્રણેને પૃથક્ પ્રમાણ શા માટે માનવા જોઈએ તેની ચર્ચા પ્રસ્તુત ગ્રથમાં છે જ. એથી અહીં તે વિષે લખવાની જરૂર નથી સ્મૃતિ અને તર્કને પૃથક્ પ્રમાણ માત્ર જૈનન્યાયમાં જ માનવામા આવ્યા છે જ્યારે પ્રત્યભિજ્ઞાનને પ્રમાણ માનવામાં માત્ર બૌદ્ધોને જ વાધો છે અને તેનુ કારણ એ છે કે બૌદ્ધોને મતે બધું જ ક્ષણિક હોઈ પ્રત્યભિજ્ઞાનનો સભવ જ નથી. તેમનુ કહેવુ છે કે પ્રત્યભિજ્ઞાન એ ભ્રાન્તજ્ઞાન છે. જ્યારે બીજા બધા દાર્શનિકો વસ્તુને માત્ર ક્ષણિક જ ન માનતા હોઈ તેમને મતે અભ્રાન્ત પ્રત્યભિજ્ઞાન સભવી શકે છે. તે પ્રત્યક્ષ છે કે પૃથક્ પ્રમાણ છે તેમા મતભેદ છે પરતુ તેના પ્રામાણ્યમા તો બૌદ્ધ સિવાયના કોઈ ને વાધો નથી.

જ્ઞાનનુ જ્ઞાન પ્રત્યક્ષ પ્રમાણ છે કે પરોક્ષ એમા દાર્શનિકોમા વિવાદ છે. વળી, જ્ઞાનનુ જ્ઞાન સ્વથી જ છે કે પરથી–એમા પણ વિવાદ છે આ બાબતમા જૈનદાર્શનિકોએ બૌદ્ધોનું અનુસરણ કરીને જ્ઞાનને સ્વસવિદિત માન્યુ છે. અને સ્વસવેદનને પ્રત્યક્ષ પણ માન્યું છે. અને એ સિદ્ધ કરવામા અનુભવ ઉપરાંત તર્કની પણ સહાય લીધી છે.

જૈનો આત્મા અને આત્મબાહ્ય વસ્તુનું અસ્તિત્વ માનતા હોઈ તેમને મતે જ્ઞાન જેમ સ્વપ્રકાશક છે તેમ પરપ્રકાશક પણ છે આથી યોગાચાર બૌદ્ધોની જેમ જૈનો જ્ઞાનદ્વારા

પરપ્રકાશને ભ્રાન્ત માનતા નથી અથવા તો એમ પણ માનતા નથી કે જ્ઞાન જ સ્વયં બાહ્યરૂપે પ્રતિભાસિત થાય છે. વળી, અદ્વૈત વેદાંતીની જેમ ભેદજ્ઞાનને ભ્રમ પણ માનતા નથી કારણ આત્મા અને બાહ્ય વસ્તુનો ભેદ જૈનોને માન્ય છે. તે જ રીતે જૈન મતે માધ્યમિકોની જેમ બધુ શૂન્ય પણ નથી, બધુ જ પ્રતીત્યસમુત્પન્ન છે એમ પણ નથી. એટલે કે જૈનો જડ–ચેતનનું સ્વાતંત્ર્ય પણ માને છે, તેથી તે બન્ને સ્વતંત્રરૂપે પણ જ્ઞાત થઈ શકે છે

પ્રમાણનુ લક્ષણ શુ માનવુ તેનો વિચાર કરીએ તો પ્રાચીન ન્યાયસૂત્ર વગેરેમા પ્રમાણ-સામાન્યનુ લક્ષણ કરવામા આવ્યું નથી પરંતુ તેના ટીકાગ્રંથોમા તે મળે છે પ્રસ્તુતમા પ્રમાણનુ લક્ષણ કરતી વખતે તે વ્યવસાયાત્મક હોવુ જરૂરી છે–તેમ જણાવ્યું છે આ વ્યવસાય શબ્દમાથી જ તે અભ્રાન્ત નિર્ણય હોવો જોઈએ એ ફલિત કરવામા આવ્યું છે. બૌદ્ધ સિવાયના બધા દાર્શનિકોએ અભ્રાન્ત નિર્ણય ઉપર ભાર મૂક્યો છે, પછી ભલે તે તે લક્ષણોમા શબ્દો જુદા હોય બૌદ્ધોએ પ્રમાણસામાન્ય લક્ષણમા નિર્ણયને મહત્ત્વ નથી આપ્યુ પણ અવિસંવાદને મહત્ત્વ આપ્યુ છે તેનુ કારણ એ છે કે તેમને મતે પ્રત્યક્ષ પ્રમાણ એવુ છે જે વ્યવસાયાત્મક નથી પણ વ્યવસાયજનક છે. સામાન્ય રીતે પ્રમાણવિદ્યામા બૌદ્ધોને અનુસરનાર જૈનોએ અહી પણ મતભેદ જાહેર કર્યો છે અને અન્ય દાર્શનિક સંમત પ્રમાણની નિર્ણયકતાનો સ્વીકાર કર્યો છે.

વિપર્યય કે ભ્રમ કોને માનવો એટલે કે કયુ જ્ઞાન મિથ્યા છે તેની ચર્ચા દાર્શનિકોએ કરી છે, તેનો સંક્ષેપમા નિર્દેશ અહી જરૂરી છે દાર્શનિકોએ પોતપોતાની તત્ત્વસ્વરૂપની વિચારણાને અનુસરીને જ ભ્રમવિવેચના કરી છે–એ દીવા જેવુ સ્પષ્ટ છે વિજ્ઞાનાદ્વૈતવાદી બૌદ્ધો વિજ્ઞાનથી અતિરિક્ત કોઈ તત્ત્વને સ્વીકારતા જ નથી તો તેમને મતે તત્=વિજ્ઞાનથી ભિન્ન કોઈ છે જ નહિ. તેથી તેમણે કહ્યુ કે તે સ્વયંપ્રકાશી વિજ્ઞાન ગ્રાહ્ય–ગ્રાહકભાવથી શૂન્ય છે છતા તેને ગ્રાહ્ય–ગ્રાહક માનવું એ એક ભ્રમ છે અને બાહ્ય કશુ નથી છતાં અન્ત-સ્તત્ત્વ=વિજ્ઞાનમા બાહ્યનો આરોપ કરવો એ પણ ભ્રમ છે આ દૃષ્ટિએ વિચારતાં માત્ર શુક્તિમા રજતનુ જ્ઞાન એ જ ભ્રાન્તિ નથી પણ બધા જ સવિષય પ્રત્યયો–જ્ઞાનો ભ્રાન્ત જ છે. સ્વયં જ્ઞાન જ બાહ્યરૂપે આરોપિત થતુ હોઈ તેને આત્મખ્યાતિ એટલે કે સ્વયં વિજ્ઞાનની જ ખ્યાતિ એટલે ભાન માનવું જોઈએ, તેને એકમા બીજાનો પ્રત્યય માની અન્યથાખ્યાતિ કહી શકાય નહિ. આની વિરુદ્ધ બ્રહ્મવાદીઓની અનિર્વચનીયખ્યાતિ છે. એટલે કે બાહ્ય પ્રપંચ અવિદ્યાનો વિલાસ છે અને તે અવિદ્યા બ્રહ્મથી ભિન્ન કે અભિન્નરૂપે કહી શકાતી નથી માટે બાહ્યનુ જ્ઞાન એ અનિર્વચનીયખ્યાતિ છે બ્રહ્મજ્ઞાન એ જ સમ્યગ્જ્ઞાન છે. તેથી અન્ય તે મિથ્યા છે, તેથી બાહ્યનુ જે કાંઈ જ્ઞાન છે તે મિથ્યા છે

મીમાંસકને મતે અવિદ્યમાનનો તો પ્રતિભાસ થતો જ નહિ તેથી વિજ્ઞાન આલમ્બન-શૂન્ય માની શકાય નહિ બૌદ્ધોએ જેમ જ્ઞાનને બાહ્યાલંબન રહિત માન્યું છે એમ તો મીમાંસક સ્વીકારી શકે તેમ હતુ નહિ કારણ તેમને મતે બાહ્ય વસ્તુની સત્તા તો છે જ. અર્થ બે પ્રકારનો છે–લૌકિક અને અલૌકિક. રજતમા રજતનું જ્ઞાન એ લૌકિક અર્થનું જ્ઞાન છે, કારણ, લૌકિક અર્થ વ્યવહારમા સમર્થ છે પણ અલૌકિક અર્થનુ ભાન થાય છે

ત્યારે તે અર્થ વ્યવહારમા સમર્થ નથી. તેથી તેને લોકો મિથ્યા કહે છે પણ ખરી રીતે તે અલૌકિક અર્થની ખ્યાતિ છે, જેથી આપણો વ્યવહાર સિદ્ધ થઈ શકતો નથી. એટલે અલૌકિક એવા રજતનું જ્ઞાન તેને લોકો મિથ્યા કહે છે પણ વસ્તુતઃ તે અલૌકિક અર્થની ખ્યાતિરૂપ છે. સાખ્યોનો પણ આને મળતો મત છે તેમને મતે કોઈ પણ વસ્તુનો ક્યાંઈ અભાવ છે જ નહિ. તેથી વિપરીતખ્યાતિ અથવા ભ્રમને તેઓ પ્રસિદ્ધ અર્થની જ ખ્યાતિ અથવા સત્ખ્યાતિ જ માને છે. વ્યક્ત અર્થ અવ્યક્ત થઇ જવાથી વ્યવહારોપયોગી બનતો નથી, તેથી કાઇ તે અસત્ કહી શકાય નહિ.

મીમાસક પ્રભાકરે વળી જુદો જ ખુલાસો કર્યો છે. તેનુ કહેવુ છે કે જો પ્રમાણ સ્વતઃ સિદ્ધ હોય અને તેના પ્રામાણ્યની સિદ્ધિ પરાધીન ન હોય તો બધા જ જ્ઞાનોને પ્રમાણ જ માનવા જોઇએ. મિથ્યા જ્ઞાનની સિદ્ધિ તો કોઈ બાધક આવે ત્યારે થાય અને બાધકનિશ્ચયાધીન જો પ્રમાણની સિદ્ધિ હોય તો પ્રામાણ્યને સ્વતઃ માની શકાય નહિ અને પ્રમાણ તો મીમાસકમતે સ્વતઃ સિદ્ધ જ છે. માટે જો ભ્રમનો કે મિથ્યા જ્ઞાનનો એવો અર્થ કરવામા આવે કે અતત્મા તત્ જ્ઞાન તો તો અસત્નો પ્રતિભાસ માનવો પડે અને અસત્નો પ્રતિભાસ તો સભવે નહિ. તેમ માનવામા તો શૂન્યવાદનો આશ્રય લેવો પડે–માટે જેને મિથ્યાજ્ઞાન કહેવામા આવે છે તે ખરી રીતે વિવેકાખ્યાતિ છે—એટલે કે બે જ્ઞાનનો જે વિવેક થવો જોઈએ તે થયો નથી–બે જ્ઞાનને એક માની લેવામા આવ્યાં છે. જોઈ છે શુક્તિકા પણ સ્મરણ થયુ રજતનુ તેથી શુક્તિકાને રજત માની લીધુ આમા પ્રત્યક્ષ અને સ્મરણ જેવા બે જ્ઞાનોનો વિવેક નથી રહ્યો માટે તે મિથ્યા છે.

આ બધા મતોની વિરુદ્ધ ન્યાય–વૈશેષિકોનો મત છે જે અન્યથાખ્યાતિ તરીકે ઓળખાય છે. પ્રસ્તુતમા જૈનોને પણ તે માન્ય છે. એક સ્વરૂપ, દેશ, કાળ આદિમા રહેલ વસ્તુને અન્ય સ્વરૂપ આદિમા જાણવી તે અન્યથાખ્યાતિ છે, આને જ વિપરીતખ્યાતિ કે વિપર્યય કહેવામા આવે છે.

આ પ્રકારના વિપર્યયથી અને સંશય તથા અનધ્યવસાયથી ભિન્ન જે જ્ઞાન હોય તે સમ્યગ્ જ્ઞાન કે પ્રમાણ કહેવાય–આવી સમ્યગ્ જ્ઞાનની વ્યાખ્યા જૈન દાર્શનિકોએ કરી છે. અને તેની પૂર્વકાળની વ્યાખ્યા સાથે સગતિ એ છે કે આત્મા અને અનાત્માના વિવેકનુ જ્ઞાન તે સમ્યગ્જ્ઞાન અને તેનો અભેદ કરી દેવો તે મિથ્યાજ્ઞાન–આવી આગમિક વ્યાખ્યા હતી, તેમાં જે, જે રૂપે નથી તેને તે રૂપે જાણવુ તે મિથ્યાજ્ઞાન=અપ્રમાણ અને જે, જે રૂપે હોય તેને તે રૂપે જાણવું તે સમ્યગ્જ્ઞાન = પ્રમાણ છે–એમ દાર્શનિકોએ જણાવ્યુ.

પ્રત્યક્ષપ્રમાણ વિશદ હોય તેમા સૌ એકમત છે. પરંતુ પ્રત્યક્ષ પ્રમાણ તો નિર્વિકલ્પક જ હોવુ જોઈએ એવો આગ્રહ બૌદ્ધોનો છે, નૈયાયિકાદિ અન્યને મતે તે નિર્વિકલ્પક તેમજ સવિકલ્પક છે. પ્રસ્તુતમા જૈનોને મતે નિર્વિકલ્પ તે પ્રમાણ હોઈ જ ન શકે, કારણ તે અનધ્યવસાયરૂપ બની જાય છે. પ્રત્યક્ષપ્રમાણ સવિકલ્પક જ હોવું જોઈએ.

બૌદ્ધોએ જે જ્ઞાનોમા શબ્દસંસ્પર્શ હોય કે શબ્દસંસ્પર્શની યોગ્યતા હોય તે બધા જ જ્ઞાનોને કલ્પનાયુક્ત માની પ્રત્યક્ષ કોટીમાથી બાકાત રાખ્યા છે. તેમને મન તો

કલ્પનાપોઢ જ્ઞાન જ પ્રત્યક્ષ છે. એટલે કે કોઈ પણ પ્રકારની કલ્પનાથી શૂન્ય માત્ર વિશદ એવું જ જ્ઞાન પ્રત્યક્ષ કોટિમા સમાવિષ્ટ છે

લિંગથી પરોક્ષ વસ્તુનું જ્ઞાન કરવું તે અનુમાન છે એવી સામાન્ય વ્યાખ્યા સર્વસંમત છે. પરંતુ લિંગ કોને કહેવું, કયા લિંગનો હેતુ તરીકે ઉપયોગ કરી પરોક્ષ વસ્તુનું જ્ઞાન કરાવવું તેમા અને એવા હેતુ કે લિંગના કેટલા પ્રકાર માનવા તેમા વિવાદ છે પક્ષસત્ત્વ આદિ ત્રણ લક્ષણો બૌદ્ધોએ માન્યા ત્યારે તેમણે નૈયાયિકાદિ સંમત પાંચ લક્ષણોનું તો નિરાકરણ કર્યું જ હતું એટલે જૈનોની સમક્ષ એ ત્રિલક્ષણ હેતુ માનવા ન માનવાનો પ્રશ્ન હતો જૈન દાર્શનિકોએ તેમા એવું સૂચન કર્યું કે ત્રિલક્ષણને બદલે હેતુનું એક જ લક્ષણ માનવું જરૂરી છે અને તે અન્યથાનુપપત્તિ એટલે કે અવિનાભાવ છે.

અવિનાભાવનિયામક સંબંધ તાદાત્મ્ય કે તદુત્પત્તિ એ જ હોઈ શકે એવી સ્થાપના બૌદ્ધોએ અન્યનું ખંડન કરીને કરી હતી અને તેને જ આધારે હેતુના સ્વભાવ અને કાર્ય એવા બે ભેદો માન્યા હતા. અનુપલબ્ધિ નામનો ત્રીજો પ્રકાર પણ બૌદ્ધોએ નિર્દિષ્ટ કર્યો છે પણ તેનો સમાવેશ સ્વભાવ હેતુમા જ કરવો એમ પણ તેમણે સૂચવ્યું છે. પરંતુ જૈનોએ આ બાબતમા બૌદ્ધોનું અનુસરણ નથી કર્યું અને નૈયાયિકોની જેમ સ્પષ્ટ કર્યું છે કે સંબંધનો નિયમ કરી શકાય નહિ અવિનાભાવની ઉપપત્તિ સાહચર્યમા સંભવે પછી ભલે સહચરોનો સ્વભાવ ભિન્ન પણ હોય એટલે કે તેમનું તાદાત્મ્ય ન પણ હોય. વળી, પૂર્વાપરભાવ ધરાવનાર બે વસ્તુમા સદૈવ કાર્યકારણભાવરૂપ સંબંધનો આગ્રહ રાખવો પણ ઉચિત નથી જૈનોની આવી માન્યતાને કારણે હેતુના ભેદો બૌદ્ધોથી જુદા પડે છે વળી, ખાસ વાત તો એ છે કે બૌદ્ધોએ સ્વતંત્ર કારણહેતુનો સ્વીકાર ન કરતા તેની વ્યાખ્યા એવી કરી છે કે તેનો સ્વભાવહેતુમા અન્તર્ભાવ થાય પરંતુ જૈનોએ નૈયાયિકાદિને અનુસરીને સ્વતંત્ર કારણહેતુનો સ્વીકાર કર્યો છે.

અનુમાનના પ્રતિજ્ઞા આદિ કેટલા અવયવ માનવા તેમા બૌદ્ધો અને અન્ય દાર્શનિકોમા વિવાદ છે પરંતુ જૈનોએ આ બાબતમા આગ્રહ રાખ્યો નથી. પ્રતિપાદ્યની અપેક્ષાએ અનુમાનના અવયવો એકથી માંડીને જેટલા આવશ્યક હોય તેટલાનો પ્રયોગ કરવો એવી માન્યતા જૈન ધરાવે છે.

આગમ નિર્દોષ પુરુષપ્રણીત છે એ માન્યતા બૌદ્ધોની જેમ જૈનોને પણ સ્વીકૃત છે. નૈયાયિક–વૈશેષિકની જેમ આગમ નિત્ય ઈશ્વરપ્રણીત છે કે મીમાંસકની જેમ તે અપૌરુષેય છે એવી માન્યતા જૈનોને માન્ય નથી

નય—

જૈન આગમમાં અને તેની જે પ્રાચીન વ્યાખ્યા કરવામા આવી તેમા પાંચ જ્ઞાન જેમને ઉમાસ્વાતિએ પ્રમાણ કહ્યા તે ઉપરાંત નયવિચાર પણ છે. આથી આચાર્ય ઉમાસ્વાતિએ તત્ત્વાર્થસૂત્રમા તત્ત્વને જાણવાના જે અનેક ઉપાયો વર્ણવ્યા છે તેમા પ્રમાણની સાથે નયનો પણ ઉલ્લેખ કર્યો છે. આથી જૈન દર્શનિકોએ જ્યારે પ્રમાણની વિચારણા શરૂ કરી ત્યારે

તેની સાથે નયવિચારણા પણ કરવાનું ચાલુ રાખ્યું છે. પ્રાચીન ભગવતી જેવા આગમોમા દ્રવ્યાર્થિક–પર્યાયાર્થિક જેવા નયોનો ઉલ્લેખ છે. પણ પછી સાત નયોની માન્યતા સ્થિર થઈ અને તે સાતને દ્રવ્યાર્થિક-પર્યાયાર્થિકના ભેદો તરીકે સ્વીકારવામા આવ્યા. તે જ પરંપરા જૈન દાર્શનિકોએ પણ માન્ય રાખી છે અને તેને અનુસરીને નયોની વ્યાખ્યા કરી છે.

તત્ત્વનું નિરૂપણ અનેક પ્રકારે થઈ શકે છે, તો તે તે પ્રકાર તે નય છે—આવી સામાન્ય વ્યાખ્યા નયની છે. સારાંશ કે વસ્તુનિરૂપણના જે અનેક માર્ગો છે અથવા તો દૃષ્ટિઓ છે તે નયો છે. આવા નયોનુ વર્ગીકરણ કરીને સાત નયો સ્વીકારવામા આવ્યા અને તેને પણ દ્રવ્યાર્થિક અને પર્યાયાર્થિકરૂપે અથવા તે અર્થનય અને શબ્દનય રૂપે વહેંચી દેવામા આવ્યા. તે તે કાળે પ્રચલિત વિવિધ દાર્શનિક માન્યતાઓનો સબંધ પણ આ નયો સાથે જોડવામા આવ્યો અને નયોના સુનય–દુર્નય એવા ભેદો પણ થયા. અન્ય મત કે દૃષ્ટિ કે વસ્તુને જોવાના કે નિરૂપણના પ્રકાર પ્રત્યે ઉપેક્ષા હોય તો સુનય અને જો તેનું નિરાકરણ કરી સ્વમતનો જ આગ્રહ હોય તો દુર્નય–આવી પણ વ્યવસ્થા કાળક્રમે જૈન દાર્શનિકોએ કરી. તે જ વ્યવસ્થા પ્રસ્તુત પ્રમાણનયતત્ત્વાલોકમા પણ સ્વીકૃત છે.

પ્રમાણ અને નયનો પરસ્પર શો સંબંધ છે એની પણ ચર્ચા થઈ અને નક્કી કરવામા આવ્યુ છે કે વસ્તુને અખડરૂપ કે સર્વાંશે જાણવાનો ઉપાય તે પ્રમાણ અને તેના એક–એક અંશનું નિરૂપણ કરનાર તે નય નય તે પ્રમાણનો અંશ છે તેથી તેને પ્રમાણ ન કહેવાય તેમ અપ્રમાણ પણ ન કહેવાય, પરતુ પ્રમાણનો અંશ કહેવાય એવી દલીલ કરવામા આવી છે. એટલે કે સકલગ્રાહી પ્રમાણ છે તો વિકલગ્રાહી નય છે—આમ પ્રમાણ અને નયનો વિવેક કરવામા આવ્યો છે. વળી, નય એ પણ અધિગમનુ–વસ્તુને જાણવાનુ સાધન છે જેમ જ્ઞાન, તો પછી તેનો કયા જ્ઞાન સાથે સંબંધ માનવો ?—આ પ્રશ્નના ઉત્તરમા એમ નિશ્ચિત થયુ છે કે શ્રુતજ્ઞાન દ્વારા જ્ઞાત વિષયના એકાંશનુ ગ્રહણ નય કરે છે અને તેનું નિરૂપણ કરે છે

પ્રમાણ અને નયની જેમ અન્ય પણ અધિગમના ઉપાયો નિક્ષેપ વગેરે પણ આગમની વ્યાખ્યાઓમા સ્વીકારવામા આવ્યા હતા પરતુ પ્રમાણવિદ્યાના ગ્રન્થોમાં એ બધામાથી માત્ર નિક્ષેપ નિરૂપણ ક્વચિત્ જોવામા આવે છે. બાકીના ઉપાયો ઉપેક્ષિત થયા છે. પ્રસ્તુતમા તો એ નિક્ષેપની પણ ઉપેક્ષા જ થઈ છે.

### પ્રમાણનો વિષય—

આગમયુગના જૈનદર્શનમા તત્ત્વોની ગણતરી કરવામા આવી છે ક્વચિત્ તેના સ્વરૂપનું દિગ્દર્શન છે, ચર્ચા નથી. પણ જૈન દાર્શનિકોએ તત્ત્વની ગણતરી ઉપર નહી પણ તેના સ્વરૂપની ચર્ચા ઉપર ભાર મૂક્યો છે, કારણ, જે કાળે તેમણે દર્શનક્ષેત્રમાં પ્રવેશ કર્યો ત્યારે તત્ત્વના સ્વરૂપની ચર્ચા મુખ્ય બની ગઈ હતી.

તત્ત્વના જડ અને ચેતન એમ બે ભેદો છે કે એક જ, અને એક જ હોય તો તે જડ કે ચેતન; વળી, તે નિત્ય છે કે અનિત્ય છે, કે પરિણામી નિત્ય છે, તત્ત્વ અને તેના ગુણ

ધર્મોનો શો સંબંધ છે; તત્ત્વ જો સ્કંધરૂપે હોય તો તેના અવયવોથી તેને ભિન્ન માનવું કે અભિન્ન; વળી તત્ત્વ વચનગોચર છે કે વચનાતીત આવા અનેક પ્રશ્નો તત્ત્વચર્ચાના મુખ્ય વિષયો હતા. અને દાર્શનિકોમા આ બાબતમા અનેક મત પ્રવર્તતા હતા. તેમાં જૈન દાર્શનિકોએ આગમગત તત્ત્વવિચારણાને ભૂમિકારૂપે સ્વીકારીને અનેકાંતવાદની સ્થાપના કરી, અને સપ્તભંગીના સિદ્ધાંતને અનુસરીને તત્ત્વમા તથાકથિત બે વિરોધી ધર્મો પણ સંભવી શકે છે એમ પ્રરૂપણા કરી આથી તેઓએ તત્ત્વને અસ્તિ-નાસ્તિ, એક-અનેક, નિત્ય-અનિત્ય, ભિન્ન-અભિન્ન, વાચ્ય-અવાચ્ય એમ બે વિરોધી ધર્મની ભૂમિરૂપ સ્વીકાર્યું છે અને એમ કરી સાંખ્યસંમત એકાંત ભાવરૂપ અને શૂન્યવાદી સંમત અભાવસ્વરૂપનો વિરોધ કરી તેને ભાવાભાવ સ્વરૂપ સ્વીકાર્યું વેદાંતસંમત બ્રહ્માદ્વૈત, યોગાચારસંમત જ્ઞાનાદ્વૈત કે ચિત્રાદ્વૈત, માધ્યમિકસંમત શૂન્યાદ્વૈત, વૈયાકરણસંમત શબ્દાદ્વૈત–આદિ અદ્વૈત-વાદોનો વિરોધ કર્યો અને તત્ત્વ તો એક અને અનેકરૂપ છે એમ સિદ્ધ કર્યું. વળી, વસ્તુ-તત્ત્વને અદ્વૈત વેદાંતમા એકાંત અનિત્ય, તો અમુક વસ્તુને એકાંત નિત્ય અને અમુકને એકાંત અનિત્ય એમ નૈયાયિક-વૈશેષિકો દ્વારા મનાયુ હતુ. તેનો પણ વિરોધ કરીને વસ્તુતત્ત્વને નિત્ય અને અનિત્ય માનવામા આવ્યું. વળી, યોગાચાર બૌદ્ધોએ માન્યુ હતુ કે વસ્તુ તો વચનાગોચર છે અને ભર્તૃહરિએ પ્રતિપાદિત કર્યું હતું કે તે સર્વથા વાચ્ય જ છે. તેનો વિરોધ કરીને વસ્તુતત્ત્વને વાચ્ય અને અવાચ્ય સિદ્ધ કર-વામા આવ્યુ આમ અનેક વિરોધી ધર્મોની ભૂમિરૂપ વસ્તુતત્ત્વ છે એમ અનેકાંતવાદની સ્થાપના દ્વારા જૈન દાર્શનિકોએ સિદ્ધ કર્યું, તેમની આ સ્થાપનામા સાંખ્ય અને મીમાં-સકોએ પણ તેમને સહાય કરી છે. તેમની અને જૈનોની વચ્ચે ભેદ એ છે કે જૈનોનો અનેકાંતવાદ એ સર્વવ્યાપી સિદ્ધાન્ત છે, જ્યારે સાંખ્યમા પ્રકૃતિ પરિણામી નિત્ય મનાઈ હતી પરંતુ પુરુષ તો કૂટસ્થ જ મનાયો હતો અને બીજી બાબતોમાં જેવી કે ભેદાભેદ, એકાનેક ઈત્યાદિમા તેઓ મૌન હતા મીમાંસકો વિષે પણ કહી શકાય કે તેઓ પણ અનેકાંતવાદમા એક હદ સુધી આગળ વધ્યા હતા પણ વસ્તુ અનેકાત્મક છે–એમ સર્વ-વ્યાપી સિદ્ધાંત સ્થાપી શક્યા ન હતા આથી આ ક્ષેત્રમા જૈનો જ મુખ્યરૂપે અનેકાંત-વાદી ઠરે છે જો કે આચાર્ય શાંતરક્ષિતે સાંખ્ય–જૈન અને મીમાંસક એ ત્રણેનો સમાવેશ અનેકાંતવાદીઓમાં કર્યો છે છતા પણ જે પ્રકારનો અનેકાંતવાદનો વિકાસ જૈનોએ કર્યો તે પ્રકારનો સાંખ્ય અને મીમાંસકમા નથી એ સ્પષ્ટ છે

પ્રમાણનું ફલ—

નૈયાયિક–વૈશેષિકો ભેદવાદી છે એટલે તેમને મતે ક્રિયા, કરણ, કર્તા, કર્મ એ બધાનો અત્યંત ભેદ જ હોય, સામે પક્ષે યોગાચાર બૌદ્ધો માત્ર વિજ્ઞાનનુ જ અસ્તિત્વ સ્વીકારતા હોઈ તેમને અત્યંત ભેદનો સ્વીકાર પાલવે તેમ હતુ નહિ. આ વસ્તુવિચારનો પડઘો પ્રમાણ અને તેના ફલના વિચારમા પણ પડ્યો છે તેથી નૈયાયિક વગેરે પ્રમાણ અને તેના ફલને અત્યંત ભિન્ન માને છે જ્યારે બૌદ્ધો તેનો અભેદ સ્વીકારે છે. આમાં જૈનોએ ભેદાભેદ સ્વીકારી પોતાના વાદની માન્યતાને આગળ ધરી છે આની વિશેષ ચર્ચા તો જિજ્ઞાસુએ તે પ્રકરણમા જ જોઈ લેવી જોઈએ

**પ્રમાતા—**

અન્ય દર્શનોમા પ્રારંભમાં જ તત્ત્વજ્ઞાન શા માટે જરૂરી છે એની ચર્ચા હોય છે અને મોક્ષ માટે તેનો ઉપયોગ છે એમ સામાન્ય રીતે કહેવામા આવે છે. પ્રસ્તુતમા માત્ર એટલી જ પ્રતિજ્ઞા છે કે અહીં પ્રમાણ અને નયના સ્વરૂપની વ્યવસ્થા કરવામા આવશે. આથી મોક્ષ કે તેના માર્ગની ચર્ચા આમા નહી આવે એવો સામાન્ય રીતે ખ્યાલ બધાય પણ તેનું નિરાકરણ પ્રમાતાના સ્વરૂપ પ્રસંગે (૭ ૫૫–૫૭) આચાર્યે કરી દીધું છે અને તેના સ્વરૂપનિરૂપણમા જે જે વિશેષણો આપ્યા છે તે બધા જ સાર્થક છે. અને તે તે વિશેષણો દ્વારા અન્ય દાર્શનિકોની માન્યતાથી જૈનસંમત આત્મસ્વરૂપ કયા જુદું પડે છે તે સ્પષ્ટ કરવામાં આવ્યુ છે. આમા સ્વય જૈનોમા પણ જે સંપ્રદાયભેદે ભેદ છે તે પ્રત્યે પણ ધ્યાન દોરવામા આવ્યું છે–અને જણાવ્યુ છે કે કોઇ પણ સ્ત્રી કે પુરુષ સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ક્રિયા દ્વારા મુક્તિ પામી શકે છે.

## ગુજરાતમાં પ્રમાણવિદ્યાનો અવતાર : પ્રમાણનયતત્ત્વાલોક-સ્યાદ્વાદરત્નાકર

ગુજરાતના ઇતિહાસમાં સોલંકીયુગ એ સુવર્ણયુગ કહેવાય છે તેના અનેક કારણોમા એક એ પણ છે કે આ કાળમા ગુજરાતમા વિદ્યાના ક્ષેત્રે અપૂર્વ સિદ્ધિ પ્રાપ્ત કરી છે. વિદ્યાના વિવિધ વિષયોમા માળવાના રાજા મુંજ–ભોજની જોડીએ અને તેમના પૂર્વજોએ માળવાને જે પ્રતિષ્ઠા આપી હતી તેવી પ્રતિષ્ઠા ગુજરાતમા પણ જામે એ જોવાની તમન્ના ગુજરાતના રાજાઓને પણ થઈ. સિદ્ધરાજ જયસિંહ અને કુમારપાળની જોડીએ વિદ્વજ્જનોને જે આદર અને પ્રતિષ્ઠા આપ્યા તેથી ગુજરાત પણ અપૂર્વ વિદ્યાધામ બની ગયુ અને વાઘેલાકાળમા પણ એ પરંપરા ચાલુ રહી.

આચાર્ય વાદી દેવસૂરિ સિદ્ધરાજના કાળમા થયા અને તેમણે સ્વયં અને તેમના શિષ્યોએ ગુજરાતમા વિદ્યાની પ્રતિષ્ઠા વધારવામા નાનોસૂનો ફાળો નથી આપ્યો. તે કાળના સમગ્ર ભારતમા જે દાર્શનિક ગ્રન્થો લખાયા છે, તેમા સ્વયંરચિત પ્રમાણનય-તત્ત્વાલોકની ટીકાને બહાને આકર ગ્રન્થરૂપે વાદી દેવસૂરિએ સ્યાદ્વાદરત્નાકર લખ્યો, એ પ્રમાણ-વિદ્યાના આકરગ્રન્થોમા શ્રેષ્ઠગ્રન્થ છે તેમ કહેવામા અનૌચિત્યનો દોષ નથી. સમગ્ર ભારતની દાર્શનિક પ્રવૃત્તિનુ આકલન પ્રથમ સૂત્રરૂપે પ્રમાણનયતત્ત્વાલોકમા અને પછી તેની વિસ્તૃત ટીકા સ્યાદ્વાદરત્નાકર ગ્રન્થમા જૈનદૃષ્ટિએ કરવામા આવ્યુ છે. જૈન દર્શન એ સર્વમતસમન્વયનુ દર્શન હોઈ સ્યાદ્વાદરત્નાકરમા સર્વમતોનો સંગ્રહ અને સમન્વય જોવા મળે છે. જૈનદૃષ્ટિએ થયેલ એ નિરૂપણમા પૂર્વપક્ષરૂપે વિવિધ દાર્શનિક મતોનો જે પ્રકારે સંગ્રહ થયો છે તેને કારણે ભારતવર્ષના તે કાળના દાર્શનિક વિવાદોનું ચિત્ર ખડું કરવામા એ એક સંપૂર્ણ સાધન છે એમ કહેવામા આવે તો અતિશયોક્તિ નથી તેમાં ઉલ્લેખાયેલા અનેક બૌદ્ધ ગ્રન્થો અને બીજા અનેક ગ્રન્થો આજે ઉપલબ્ધ પણ નથી પરંતુ તેની ભાળ માત્ર સ્યાદ્વાદરત્નાકરથી જ મળે છે

આ ગ્રન્થની રચનામા આચાર્ય વાદી દેવસૂરિએ પ્રભાચન્દ્રના પ્રમેયકમલમાર્તંડ અને ન્યાયકુમુદચન્દ્રનો પૂરો ઉપયોગ કર્યો જ છે. ઉપરાંત તેમના પણ પૂર્વજ વિદ્યાનન્દ અને અકલંક જેવાના જૈન દાર્શનિક ગ્રન્થોનો પણ તેમા ઉપયોગ થયો છે અને તેમના પણ પૂર્વજો

બૌદ્ધ દાર્શનિક ધર્મકીર્તિ અને તેના અનેક ટીકાકારો, શાતરક્ષિત તથા તેના ટીકાકાર કમલશીલ અને બીજા અનેક બૌદ્ધ આચાર્યોના ગ્રન્થોનો ઉપયોગ છે જ ઉપરાંત ન્યાય-વૈશેષિકાદિ દર્શનના જયત આદિ અનેક આચાર્યોના મૌલિક ગ્રન્થોનુ અવગાહન પણ તેમા તરી આવે છે તેમને મળેલ જ્ઞાનવારસો પચાવીને જયતની ન્યાયમંજરીની છટાદાર ભાષામાં સ્યાદ્વાદરત્નાકરની રચના કરીને ગુજરાતની દાર્શનિક વિદ્યાની ભૂખને સતોષવાનો એક ભગીરથ પ્રયત્ન આચાર્ય વાદી દેવસૂરિએ કર્યો હતો. તેમના એ ગ્રન્થનુ મૂલ્ય આ રીતે જ મૂલવવું જોઈએ, એક સાંપ્રદાયિક ગ્રન્થ તરીકે નહિ. અને એમ થાય તો જ ભારતીય દર્શન વિચારના જે સોપાનો છે તે સમજવામા અને ભારતીય પ્રમાણવિદ્યામા જે વિકાસ થયો છે તેમા જૈન દાર્શનિકોએ જે પ્રદાન કર્યું છે, તેની મૂલવણી કરવામા સરલતા થશે.

ભારતીય દાર્શનિક ચર્ચામા જૈન આચાર્યોનો પ્રવેશ મોડો છે તેથી તેનો એક લાભ એ છે કે જ્યારે વૈદિકો અને બૌદ્ધો વચ્ચે વિવાદ ચાલતો હતો ત્યારે તે બન્નેની દલીલોમા રહેલ બલાબલનો વિચાર કરવાનો અવકાશ જૈનાચાર્યોને મળ્યો અને તેમણે જ્યારે પોતાની પ્રમાણવિદ્યાનું નિર્માણ કર્યું ત્યારે બૌદ્ધ અને વૈદિકો બન્નેની વિદ્યાના વિકાસમાંથી નવનીત તારવીને તેમણે પોતાની પ્રમાણવિદ્યાનુ નિર્માણ કર્યું. આ બધો વારસો વાદી દેવસૂરિને મળ્યો તેથી સ્યાદ્વાદરત્નાકરગત જૈન પ્રમાણવિદ્યા એ તે કાલની ભારતીય પ્રમાણવિદ્યાનુ નવનીત છે એમ કહીએ તો અતિશયોક્તિ નથી

જૈન આગમ ગ્રન્થોમા મુખ્યત્વે જ્ઞાનચર્ચા છે પરતુ પ્રમાણચર્ચા પ્રાસંગિક છે આચાર્ય ઉમાસ્વાતિએ તત્ત્વાર્થાધિગમસૂત્રમા તત્ત્વને જાણવાના નાના પ્રકારોનો નિર્દેશ કર્યો છે તેમા એક પ્રકાર પ્રમાણ અને નય દ્વારા તત્ત્વનો અધિગમ કરવો એ છે. અને આગમગત પાચ જ્ઞાનો એ જ બે પ્રમાણો છે એમ પણ આ ઉમાસ્વાતિએ નિર્દેશ્યું છે. તેની વ્યાખ્યામા પૂજ્યપાદથી માડીને અનેક આચાર્યોએ જ્ઞાન એ જ પ્રમાણ છે એમ માન્ય રાખી અન્ય દર્શનોમા પ્રચલિત પ્રમાણોની ચર્ચા સાથે જૈન પ્રમાણચર્ચાનો મેળ બેસાડવા તથા જૈનાગમમા પ્રસિદ્ધ પાચ જ્ઞાનો સાથે પ્રમાણોનો મેળ બેસાડવા નાનાવિધ પ્રયત્નો કર્યા છે. આચાર્ય સિદ્ધસેને ન્યાયાવતાર નામની સક્ષિપ્ત પદ્યબદ્ધ રચના કરી તેમા જૈન દૃષ્ટિએ પ્રમાણ અને નય ચર્ચા કરી છે. પણ છેવટે આચાર્ય અકલકે જૈન સમત પ્રમાણ સખ્યા જે નિયત કરી તેનુ જ મોટે ભાગે અનુકરણ કરીને ત્યાર પછીના પ્રમાણચર્ચાના ગ્રન્થો રચાયા છે તેમા અકલકના ગ્રન્થોના નવનીતરૂપે આચાર્ય માણિક્યનંદીએ પરીક્ષામુખ નામના સૂત્ર ગ્રન્થની રચના કરી પરતુ તેમા માત્ર તત્ત્વજ્ઞાનના ઉપાય તરીકે પ્રમાણની જ મીમાસા કરવામા આવી હતી. આથી આચાર્ય ઉમાસ્વાતિએ સૂચવેલ પ્રમાણ અને નય-એ બે તત્ત્વજ્ઞાનના ઉપાયો છે તેનુ નિરૂપણ જે આગમાનુસારી હતુ અને જેનું સમર્થન ન્યાયાવતારમા થયુ હતુ, તે ઉપેક્ષિત થતુ હતુ. તેવી ઉપેક્ષા નિવારવા આચાર્ય વાદી દેવસૂરિએ 'પ્રમાણનયતત્ત્વાલોક' નામના સૂત્રગ્રન્થની રચના મુખ્યત્વે પરીક્ષામુખને અનુસરીને કરી અને તે રીતે મૂળ જૈન આગમગત તત્ત્વજ્ઞાનની પરપરાને પુનર્જીવિત કરી છે એટલુ જ નહિ પણ તેમાં વાદવિધિનું પણ પ્રકરણ ઉમેરવામા આવ્યું છે. જે વિષે પરીક્ષામુખમા નિર્દેશ પણ નથી. આમ પ્રમાણનયતત્ત્વાલોક એ જૈન

પ્રમાણવિદ્યાનો એક સર્વગ્રાહી ગ્રન્થ બનવા પામ્યો છે. ભારતીય દર્શનોનો ઇતિહાસ તપાસીએ તો જણાશે કે સર્વપ્રથમ વસ્તુચર્ચા અથવા તો પ્રમેયનિરૂપણ છે અને પછી જ્ઞાનચર્ચા કે પ્રમાણનિરૂપણ છે. ન્યાયદર્શનમા સર્વપ્રથમ પ્રમાણનિરૂપણ વ્યવસ્થિત રીતે થયુ. ત્યાર પછી જ અન્ય દર્શનોમા પ્રમાણવિદ્યાનો પ્રવેશ થયો છે. તેમા પણ બૌદ્ધ દર્શનમા પ્રમાણવિદ્યા સ્વતન્ત્ર રીતે સ્થાન પામ્યા પછી જ જૈનદર્શનમા પ્રમાણશાસ્ત્રોની રચના થવા લાગી છે. આથી જૈનપ્રમાણ વિદ્યાના ગ્રન્થોમા બૌદ્ધ પ્રમાણવિદ્યાનો પ્રભાવ જણાઈ આવે છે અને તે પ્રમાણનયતત્ત્વાલોકમા પણ દેખાય તે સ્વાભાવિક છે આચાર્ય હેમચન્દ્રની પ્રમાણમીમાસા તથા પ્રમેયકમલમાર્તણ્ડમા જૈન પ્રમાણવિદ્યાના સૂત્રો સાથે ન્યાયસૂત્ર, ન્યાયબિંદુ આદિની તુલના આપવામા આવી છે તે ઉપરથી જોઇ શકાશે કે જૈન ન્યાયના નિર્માણમા જૈનેતર દર્શનનો વારસો અને તેમા જૈનો દ્વારા સશોધન કેટલું અને કેવા પ્રકારનું છે. એટલું જ નહિ પણ પ્રમાણનયતત્ત્વાલોકના નિર્માણમા ખાસ કરી પરીક્ષામુખે કેવો ભાગ ભજવ્યો છે વળી, આચાર્ય સિદ્ધસેનના ન્યાયાવતારની તુલના જે ન્યાયાવતારવાર્તિકના પરિશિષ્ટમા છે તે પણ જોવા જેવી છે જેથી જણાઈ આવશે કે પ્રમાણવિદ્યાનો પ્રવેશ જૈનદર્શનમા કેવી રીતે થયો છે.

### રત્નાકરાવતારિકા

ઉપર જોયું તે પ્રમાણે આચાર્ય વાદી દેવસૂરિએ ભારતીય દર્શનના આકરરૂપે પ્રમાણ-નયતત્ત્વાલોકની ટીકા ‘ સ્યાદ્વાદરત્નાકર ’ ગ્રન્થની રચના કરી હતી. તે અતિવિસ્તૃત હતી સામાન્ય જિજ્ઞાસુનો તેમા પ્રવેશ સરલ હતો નહિ તેથી તેમા જિજ્ઞાસુનો પ્રવેશ સરલ થાય તે દૃષ્ટિએ વાદી દેવસૂરિના જ એક શિષ્ય આ. રત્નપ્રભસૂરિએ, જેઓએ સ્યાદ્વાદરત્નાકરના નિર્માણમા પણ આ દેવસૂરિને સહાય કરી હતી, ‘ રત્નાકરાવતારિકા ’ નામની લઘુ ટીકા લખી છે. સ્યાદ્વાદરત્નાકરમા પ્રવેશ સુલભ થાય એ દૃષ્ટિએ લખાયેલ આ લઘુ ટીકા ભાષાની છટાને કારણે ક્લિષ્ટ જ બની ગઈ છે પરતુ વિષયપ્રવેશ સક્ષેપમા કરાવે છે તે જ દૃષ્ટિએ તેનુ ‘ અવતારિકા ’ નામ સાર્થક છે, અન્યથા સ્વય એ ‘ અવતારિકા ’ મા જ પ્રવેશ કરવા માટે એ ટીકાની જરૂર પડી છે તે જ તેના ‘ અવતારિકા ’ નામના ઔચિત્ય વિષે શકા ઉપજાવે તેવી સ્થિતિ છે.

વ્યવહારમા ન વપરાતા અને ક્લિષ્ટ શબ્દોનો પ્રયોગ કરીને તથા અમુક જ વર્ણોમા અમુક પ્રકરણ લખવાની પ્રતિજ્ઞા કરીને સ્વયં લેખકે પોતાના પાડિત્યનુ પ્રદર્શન તો કર્યું છે પરંતુ જે ઉદ્દેશને લઈ ને લઘુ ટીકા લખવાનુ શરૂ કર્યું હતુ તેમા તે બાધક જ છે તેમ કહ્યા વિના ચાલતુ નથી. પરતુ ભાષાની આ ક્લિષ્ટતાને બાદ કરીએ તો આટલી નાની કૃતિમા ભારતીય દર્શનોમા તે કાળે ચર્ચાતા વિષયોનું સક્ષેપમા જે પ્રકારે નિરૂપણ લેખકે કર્યું છે તે તો ખરેખર પ્રશસા જ માગી લે છે સ્યાદ્વાદરત્નાકરના લાબા લાબા વાદોમાથી આવશ્યક દલીલોની ઉત્તમ તારવણી કરીને અવતારિકામા વાદનુ નવનીત તારવી આપ્યુ છે તે પ્રશંસનીય જ છે.

‘ અવતારિકા ’ નામની સાર્થકતા અવતારિકામા ચર્ચિત કોઈ પણ વાદની તુલના સ્યાદ્વાદરત્નાકરગત એ વાદનિરૂપણ સાથે કરવાથી જણાઈ આવ્યા વિના રહેતી નથી. પણ

ક્યાંઈક આચાર્ય રત્નપ્રભે પોતાની સ્વતંત્ર બુદ્ધિનો પણ પ્રયોગ કર્યો છે[1] અને માત્ર આચાર્ય વાદી દેવસૂરિનું જ અનુકરણ કર્યું છે એમ નથી. વળી દુર્ભાગ્યે સ્યાદ્વાદરત્નાકર સંપૂર્ણ ઉપલબ્ધ પણ નથી તેથી તેની ટીકાની પૂર્તિ પ્રસ્તુત રત્નાકરાવતારિકા દ્વારા જ થઈ શકે છે–આથી પણ તેની વિશેષ ઉપયોગિતા છે જ.

## પંજિકા અને ટિપ્પણ

પ્રથમ જણાવ્યા પ્રમાણે 'રત્નાકરાવતારિકા' એ ક્લિષ્ટ ગ્રન્થ છે. તેથી તેના વિવરણની આવશ્યકતા હતી જ. તેની પૂર્તિ આ રાજશેખરે 'પંજિકા' લખીને અને મુનિ જ્ઞાનચન્દ્રે 'ટિપ્પણ' લખીને કરી છે આ બન્ને ટીકાઓ મૂળ રત્નાકરાવતારિકાના કઠિન સ્થળોને સરલ રીતે સમજાવી દે છે, તેથી આ બન્ને ગ્રન્થો પણ રત્નાકરાવતારિકાને સમજવામા અત્યંત ઉપયોગી સિદ્ધ થયા છે. આથી જ જૈન ગ્રન્થભંડારોમા આ બન્નેની અનેક હસ્તપ્રતો મળી આવે છે આ બન્ને અત્યાર સુધી સંપૂર્ણપણે છપાયા હતા નહિ. આ પૂર્વે માત્ર બે પરિચ્છેદ પૂરતા જ તે છપાયા હતા. પરંતુ આ ગ્રન્થમાં તે સર્વપ્રથમ છાપવામાં આવ્યા છે, જે જિજ્ઞાસુને ઉપકારક નિવડશે એમા સંદેહ નથી.

વળી, અનેક વાદના મુદ્દાઓમા પંજિકા અને ટિપ્પણમા કેટલીક નવી સામગ્રી પણ આપવામા આવી છે જેનો નિર્દેશ મૂળ અવતારિકામા પણ નથી આથી પણ આ બન્ને ગ્રન્થો અભ્યાસના વિષય બને એ જરૂરી છે.

## આચાર્ય વાદી દેવસૂરિ

આચાર્ય વાદી દેવસૂરિના જીવનચરિતની સામગ્રી માટે નીચેના ગ્રન્થો ઉપયોગી છે—

૧ મુદ્રિતકુમુદચન્દ્રપ્રકરણ—યશોવિજય ગ્રન્થમાલા, કાશી

૨ પ્રભાવકચરિત (વિ ૧૩૩૪) સિંઘી જૈન ગ્રન્થમાલા

૩ પ્રબંધ ચિંતામણિ (વિ. ૧૩૬૧) સિંઘી જૈનગ્રન્થમાલા

૪ પ્રબન્ધકોષ (વિ ૧૪૦૫) સિંઘી જૈન ગ્રન્થમાલા

૫ પુરાતનપ્રબન્ધસંગ્રહ, સિંઘી જૈન ગ્રન્થમાલા

૬ વાદીન્દ્ર દેવસૂરિચરિત્ર (અધૂરી હસ્તપ્રત–પરિચય માટે જુઓ, જૈન સત્યપ્રકાશ, અંક ૫૬, પૃ ૨૯૧માં શ્રી અગરચંદ નાહટાજીનો લેખ)

૭ જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસ, પૃ.૨૪૭-૨૪૯—જૈન શ્વે. કોન્ફરંસ, મુમ્બઈ

૮ કાવ્યાનુશાસન, પ્રસ્તાવના પૃ. ccxlvii—cclv પ્રથમ આવૃત્તિ, મહાવીર જૈન વિદ્યાલય, મુંબઇ

૯ જૈન પરંપરાનો ઇતિહાસ, ભાગ-૨, પૃ. ૫૬૦-૫૭૫—ચારિત્ર સ્મારક ગ્રન્થમાલા, અમદાવાદ

શ્રીપ્રભાચન્દ્રાચાર્યે 'પ્રભાવકચરિત' નામે ગ્રંથમા જૈન પ્રભાવક આચાર્યોના જે જીવન ચરિતો લખ્યા છે તે આર્ય વજ્રસ્વામીથી માંડી આચાર્ય હેમચંદ્ર સુધીના કુલ મળી ૨૨

---

૧ ઉદાહરણ તરીકે જુઓ પ્રથમ મંગલ શ્લોકની વ્યાખ્યા.

આચાર્યોના છે, અને તેમા આચાર્ય વાદી દેવસૂરિનું પણ જીવનચરિત છે તે સૂચવે છે કે તેઓ શ્વેતામ્બર જૈન આચાર્યોમા તે પૂર્વના પ્રતિષ્ઠિત આચાર્યોની જેમ ઠીક ઠીક પ્રતિષ્ઠાને પામ્યા હતા પ્રભાવક શબ્દ સૂચવે છે, કે તેમણે જૈનધર્મનો પ્રભાવ જમાવવામા, પ્રસ્તુતમા શ્વેતામ્બર સંપ્રદાયનો પ્રભાવ વધારવામા, મહત્ત્વનો ફાળો આપ્યો હશે જ તેથી તેમના ચરિતને ઉક્ત ગ્રંથમાં સ્થાન મળ્યુ છે પ્રભાવકચરિતની રચના વિ સં. ૧૩૩૪ (ઈ. સ. ૧૨૭૭)માં થઈ છે[1] અને તેમા જણાવ્યા પ્રમાણે આચાર્ય વાદી દેવસૂરિનો જન્મ વિક્રમ ૧૧૪૩ ( ઈ. સ ૧૦૮૬ ) દીક્ષા ૧૧૫૨ ( ઈ ૧૦૯૫ ), અને આચાર્યપદ, ૧૧૭૪ (ઈ. સ ૧૧૧૭)[2] (પુરાતનપ્રબન્ધગત દેવાચાર્યપ્રબન્ધમા વિ સ ૧૧૬૨ જણાવ્યા છે પૃ. ૨૧) અને તેમનું મૃત્યુ વિક્રમ ૧૨૨૬ ( ઈ ૧૧૬૯ )[3] મા છે. આમ આયુ ૮૩ વર્ષનું થાય છે તેનો પણ નિર્દેશ આચાર્ય પ્રભાચન્દ્રે કર્યો છે[4] આચાર્ય વાદી દેવસૂરિ આ. હેમચન્દ્રના સમકાલીન હતા, કારણ પ્રભાવકચરિત પ્રમાણે આ. હેમચન્દ્રનો જન્મ વિ. ૧૧૪૫ ( ઈ. ૧૦૮૮ ) અને મૃત્યુ વિ ૧૨૨૯ ( ઈ ૧૧૭૨ )મા છે.[5] પ્રભાવકચરિતની રચના આચાર્ય વાદી દેવસૂરિના મૃત્યુ પછી માત્ર ૧૦૮ વર્ષ પછી જ છે એ જોતા તેમા નિર્દેશેલ હકીકતોને, અતિશયોક્તિઓ બાદ કરીએ તો સત્ય માનવામા કોઈ બાધ હોય નહિ.

આચાર્ય પ્રભાચન્દ્રે આ. દેવસૂરિનું જે ચરિત વર્ણવ્યુ છે તેનો સાર આ પ્રમાણે છે- દેવસૂરિનો જન્મ ગૂર્જર દેશના અષ્ટાદશશતી મંડલના મડ્ડાહૃત નગરમા પ્રાગ્વાટવંશ ( પોરવાડવંશ )ના વીરનાગને ઘરે થયો તેમની માતાનુ નામ જિનદેવી હતુ (શ્લો ૫-૮) આજે આબુનો પ્રદેશ રાજસ્થાનમા છે પણ તે કાળે તે પ્રદેશ અષ્ટાદશશતી નામે ઓળખાતો અને ગુજરાત રાજ્યનુ મંડલ ગણાતુ હતુ. મડ્ડાહૃત નગર આજે મદ્દુઆ નામે ઓળખાય છે એમ મુનિશ્રી કલ્યાણવિજયજીએ જણાવ્યુ છે,[6] તે ઉચિત જણાય છે બાળપણનું નામ પૂર્ણચન્દ્ર હતું (૧૪). નગરમાં મહામારિ ફેલાતા વીરનાગ પોતાના નગરનો ત્યાગ કરીને લાટદેશના ભૃગુકચ્છ ( ભરૂચ ) નગરમાં આવી વસ્યા ( ૧૬ ). બાળપણમાં પણ વ્યાપારમા પૂર્ણચન્દ્ર કુશળ હતા એમ આ. પ્રભાચન્દ્ર જણાવે છે (૧૮-૧૯) આચાર્ય મુનિચન્દ્રના[7] આગ્રહથી પોતાના એકમાત્ર પુત્ર પૂર્ણચન્દ્રને માતા-પિતાએ ૯ વર્ષની ઉમરે જૈનદીક્ષા આપવાનુ સ્વીકાર્યું અને વૃદ્ધ માતા-પિતાની સંભાળ અન્ય સાધર્મિક જૈનોએ સ્વીકારી ( ૨૬-૩૫ ). પૂર્ણચન્દ્રનુ દીક્ષાનામ રામચન્દ્ર રાખવામા આવ્યું. તર્કશાસ્ત્ર, લક્ષણશાસ્ત્ર અને સાહિત્યશાસ્ત્રમા રામચન્દ્ર મુનિ પારંગત થયા

---

૧ પ્રભાવકચરિત પ્રશસ્તિ શ્લોક ૨૨, પૃ૦ ૨૧૬
૨ એજન, વાદિદેવસૂરિચરિત શ્લોક ૨૮૬, પૃ૦ ૧૮૨
૩ ,, ,, શ્લોક ૨૮૪-૨૮૫, પૃ૦ ૧૮૧
૪ ,, ,, શ્લોક ૨૮૭, પૃ૦ ૧૮૨
૫ ,, હેમચન્દ્રસૂરિચરિત, શ્લોક ૮૫૦-૮૫૧, પૃ૦ ૨૧૨
૬ પ્રભાવકચરિત ( ગુજરાતી ભાષાન્તર ), પ્રસ્તાવના પૃ૦ ૯૧
૭ પુરાતનપ્રબંધસંગ્રહમા આચાર્યે મુનિચન્દ્રને બૃહદ્ગચ્છના જણાવ્યા છે પૃ૦ ૨૬.

( ૩૬–૩૮ ) અને પછી અનેક વિદ્વાનો સાથે વાદ કરીને તેમને પરાજિત કર્યા અને અનેક મિત્રો મેળવ્યા ( ૩૯–૪૪ ) આથી તેમના ગુરુએ તેમને દેવસૂરિ નામ આપીને આચાર્યપદે સ્થાપ્યા ( ૪૫ ) અને દેવસૂરિની ફોઈને ગુરુએ મહત્તરાપદ આપ્યુ અને તેમનુ નામ ચન્દનબાલા રાખ્યું ( ૪૬–૪૭ ) દેવસૂરિએ ધોળકામા સીમધર-સ્વામીની પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી હતી. પ્રભાચન્દ્ર આચાર્યના સમયમા પણ તે મદિર ઉદાવસતિને નામે વિદ્યમાન હતુ એમ તેઓ નોંધે છે ( ૪૮–૫૨ ).

નાગપુર ( નાગોર ) તરફ વિહારમા વચ્ચે આબુ પહાડ ઉપર ચઢતા હતા ત્યારે સિદ્ધરાજના મંત્રી અબાપ્રસાદ સાથે હતા. તેમને સર્પદંશ થતાં આચાર્યના પ્રભાવથી સર્પનું ઝેર દૂર થયુ હતું ( ૫૩–૫૫ ). આ અબાપ્રસાદ એ જ છે જેમણે કાવ્યકલ્પલતા નામનો અલકાર ગ્રથ રચ્યો છે, જેની ટીકાનું પ્રકાશન લા. દ ગ્રથમાલામા આ પૂર્વે કરવામા આવ્યુ છે અબિકાદેવીની આજ્ઞાથી સપાદલક્ષ ( સાભર પ્રદેશ ) તરફ આગળ જવાને બદલે તેઓ અણહિલ્લપુર પાછા ફર્યા (૫૬–૫૮) તેવામાં દેવબોધ નામનો ભાગવત પાટણમાં આવ્યો અને ગૂઢ પત્રવાક્ય લખીને ત્યાના વિદ્વાનો સમક્ષ વ્યાખ્યા માટે રજૂ કર્યું. વિદ્વાનો મૂઝાયા પણ તેનો અર્થ કરી શક્યા નહિ. પછી મત્રી અબાપ્રસાદે દેવસૂરિનુ નામ તેના સ્પષ્ટીકરણ માટે સિદ્ધરાજ આગળ ધર્યું અને દેવસૂરિએ તે પત્ર વાક્યનો ગ્રંથિભગ કરી બતાવ્યો આથી સિદ્ધરાજ દેવસૂરિથી પ્રભાવિત થઈ તેમનો મિત્ર બની ગયો ( ૬૧–૬૬ ).

બાહડ નામના શ્રાવકને સુમાર્ગે ધનવ્યય કરવો હતો એટલે દેવસૂરિએ તેને જિનાલય બધાવવાની અને તેમા ભ મહાવીરની મૂર્તિની પ્રતિષ્ઠા માટે સલાહ આપી. તે પ્રમાણે તેણે બધી તૈયારી કરી તેવામા દેવસૂરિના ગુરુ આ મુનિચદ્રનો સ્વર્ગવાસ વિ સ ૧૧૭૮મા થયો અને પછી એક વર્ષ પૂરુ થયે ૧૧૭૯મા મદિરની પ્રતિષ્ઠા દેવસૂરિએ કરી ( ૬૭–૬૩ )

પછી દેવસૂરિ નાગપુર ( નાગોર ) ગયા ત્યા દેવબોધે રાજા સમક્ષ તેમની પ્રશસા કરી તેથી રાજાએ તેમને બહુમાનપૂર્વક નગરમા રાખ્યા તે દરમિયાન સિદ્ધરાજે નાગોર ઉપર ચઢાઈ કરી પણ ત્યા દેવસૂરિ હતા તેમ જાણીને પાછો ફરી ગયો પરતુ દેવસૂરિને ત્યાથી પાટણ બોલાવી લઈ પુન ચઢાઈ કરીને સિદ્ધરાજે નાગોર જીતી લીધુ. ( ૭૪–૮૦ ).

ત્યાર પછી શ્રાવકોના આગ્રહથી કર્ણાવતી ( અમદાવાદ પાસેનુ તે કાળનુ નગર ) ચાતુર્માસ રહ્યા હતા ત્યારે કર્ણાટક દેશના દિગમ્બર વાદી કુમુદચદ્ર પણ ત્યા ચાતુર્માસ રહ્યા હતા કર્ણાટકના રાજા જયકેશી, જે સિદ્ધરાજની માતાના પિતા થતા હતા, તેના તે ગુરુ હતા (૮૪) અને શ્વેતામ્બરસપ્રદાય તથા દિગમ્બરસપ્રદાયના મતભેદોને આગળ ધરીને વિવાદ ખડો કરવા પ્રયત્ન કરવા લાગ્યા આથી દેવસૂરિના શિષ્ય માણિક્ય ક્રોધે ભરાયા પરંતુ દેવસૂરિએ તેમને શાતિ રાખવા સલાહ આપી પરતુ એક વૃદ્ધ સાધ્વીની છેડતી જ્યારે તેના દ્વારા થઇ ત્યારે દેવસૂરિએ તેની સાથે વાદ કરવાનુ નક્કી કરીને પાટણના સઘને વિજ્ઞપ્તિ લખાવી કે અમે વાદના નિમિત્તે પાટણ આવવાના છીએ તો વ્યવસ્થા

કરો. સર્વે સિદ્ધરાજ સમક્ષ કુમુદચંદ્ર અને દેવસૂરિનો વાદ થાય એવી વ્યવસ્થા કરી એટલે તેની સૂચના કુમુદચંદ્રને પણ દેવસૂરિએ આપી અને પોતે પાટણ ગયા અને રાજાને મળ્યા. ( ૮૩–૧૪૧ ). છેવટે બંને વચ્ચે સિદ્ધરાજ સમક્ષ વાદ કરવાનું નક્કી થયું તેમા શરત એ હતી કે જો દિગમ્બર હારે તો તેને શહેર બહાર કાઢી મૂકવામા આવે અને જો શ્વેતામ્બર હારે તો પાટણમા તેમના શાસનનો ઉચ્છેદ કરીને તેને સ્થાને દિગમ્બર શાસનની સ્થાપના કરવી ( ૧૮૨–૧૮૩ ). ત્યાર પછી સ્ત્રીને મોક્ષ છે કે નહિ તે વિષે બને વચ્ચે વાદ થયો તેમાં દેવસૂરિએ સ્ત્રીને મોક્ષ છે એવી સ્થાપના સિદ્ધ કરી અને કુમુદચંદ્રનો પક્ષ કે સ્ત્રીનો મોક્ષ થતો નથી તેનુ નિરાકરણ કર્યું તેથી તેમનો વિજય થયો. અને કુમુદચંદ્રની વાદમા હાર થઇ ( ૧૮૪–૨૩૦ ). આ વાદ વિ ૧૧૮૧મા થયો હતો. ( પુરાતન પ્રબંધસંગ્રહમાં દેવાચાર્યપ્રબંધમા આ વાદ માટે વિ. ૧૧૮૨મા બંનેને બોલાવવામાં આવ્યા હતા તેવો નિર્દેશ છે. પૃ. ૨૯)

આ વાદનું દૂરગામી પરિણામ એ જોઈ શકાય છે કે ત્યાર પછી ગુજરાતમાં દિગબંરોને બદલે શ્વેતામ્બર પરંપરાનો ઉત્કર્ષ દેખાય છે. પ્રભાચંદ્રના કહેવા પ્રમાણે તો આચાર્ય હેમચંદ્રે પણ કહ્યું છે કે–( ૨૫૦ )

> यदि नाम कुमुदचन्द्र नाजेष्यद् देवसूरिरहिमरुचिः ।
> कटिपरिधानमधास्यत कतमः श्वेताम्बरो जगति ॥ २५१ ॥

જો દેવસૂરિએ વાદમા કુમુદચંદ્રને પરાજય ન આપ્યો હોત તો કોઇ શ્વેતામ્બર કટિવસ્ત્ર પણ ધારણ કરી શકત નહિ

દેવસૂરિના વિજયથી સંતુષ્ટ થયેલ સિદ્ધરાજે તુષ્ટિદાન આપવા ચાહ્યું પણ અપરિગ્રહમાં માનનાર દેવસૂરિએ તે સ્વીકાર્યું નહિ એટલે આશુક મંત્રીએ સલાહ આપી કે એ દ્રવ્ય જિનાલય નિર્માણમા ખર્ચવામા આવે. તદનુસાર તે દ્રવ્યથી ઋષભદેવની પીતળની પ્રતિમા નિર્મિત કરીને નવનિર્મિત જિનાલયમા તેની સ્થાપના વિ સં. ૧૧૮૩મા કરવામા આવી. તેની પ્રતિષ્ઠા ચાર આચાર્યોએ મળીને કરી હતી ( ૨૭૦–૨૭૫ ).

આ રીતે ધર્મની પ્રભાવના કરીને ધાર્મિકોના હૃદયમા બોધિબીજ વાવ્યું અને સ્યાદ્વાદરત્નાકર જેવા મહાન ગ્રંથની રચના કરી અને ૮૩ વર્ષની ઉંમરે ગચ્છનો ભાર શ્રી ભદ્રેશ્વરસૂરિને સોંપીને વિ ૧૨૨૬મા મૃત્યુ પામ્યા ( ૨૭૬–૨૮૫ ).

આ સ્યાદ્વાદરત્નાકર એ પોતે રચેલ પ્રસ્તુતમા મુદ્રિત પ્રમાણનયતત્ત્વાલોકની ટીકા છે. ઉક્ત વાદની હકીકત પ્રભાવકચરિત પછી ૨૭ વર્ષે લખાયેલ પ્રબંધચિંતામણિ ( રચના વિ ૧૩૬૧ )માં સિદ્ધરાજાદિ પ્રબંધ( પૃ ૬૬–૬૯) મા પણ મળે છે પરંતુ તેમા હકીકતમા જરા ફેર છે. પ્ર ચિ. પ્રમાણે જ્યારે કુમુદચન્દ્ર દેવસૂરિના કહ્યાથી કર્ણાવતીથી પાટણમા આવ્યા ત્યારે સિદ્ધરાજને જિજ્ઞાસા થઈ કે આ કુમુદચંદ્ર સાથે વાદ કરી શકે એવો કોણ વાદનિષ્ણાત છે તેના ઉત્તરમા આચાર્ય હેમચંદ્રે દેવસૂરિનુ નામ સૂચવ્યું. પુરાતનપ્રબંધસંગ્રહમા આ સૂચન સંઘે કર્યું એમ છે (પૃ. ૨૮) એટલે રાજાએ તેમને કર્ણાવતીથી પાટણ બોલાવ્યા વળી, પ્રભાવકચરિતમા આ પ્રસંગે માત્ર દેવસૂરિના શિષ્ય

માણિક્યનું નામ આવે છે ત્યારે પ્ર. ચિ, મા રત્નપ્રભનો પણ ઉલ્લેખ છે અને તેમણે કરેલ કૌતુકનો પણ નિર્દેશ ? સ્ત્રીનિર્વાણ ઉપરાત વાદ વિષયમાં કેવલીભુક્તિનો પણ સમાવેશ કર્યો છે આચાર્ય રત્નપ્રભે પણ વાદ વિષય 'સ્ત્રી મુક્તિ' નો જ ઉલ્લેખ કર્યો છે.—ઉપદેશમાલા ટીકા, પ્રશસ્તિ શ્લોક-૩, નેમિનાથચરિત્ર પ્રશસ્તિ, પાટણ કેટલોગ, પૃ૦૨૫૧. સભામાં આચાર્ય હેમચન્દ્ર પણ હાજર હતા એવો ઉલ્લેખ પ્ર. ચિ. મા છે. પણ પ્રભાવકચરિતમા તેવો કોઈ નિર્દેશ નથી, પણ પ્ર. ચિ મા એવો ઉલ્લેખ છે કે તે કાળે હેમચંદ્ર ' किञ्चित् व्यतिक्रान्तशैशव ' હતા તેથી કુમુદચંદ્રે ટકોર કરી કે—' पीतं तक्रं भवता ! તેના ઉત્તરમા હેમચંદ્રે જવાબ આપ્યો કે जगत्तरलितमहि किमेवं भसमञ्जसं ब्रूषे श्वेतं तक्रम्, पीता हरिद्रा ઈત્યાદિ. આ વાદ વિ. ૧૧૮૧મા થયો એમ પ્રભાવકચરિતમા જણાવ્યુ છે. તો તે કાળે આચાર્ય હેમચન્દ્રનુ વય ૩૬ વર્ષનું હતુ, યુવાવસ્થા પણ વટાવી ચૂક્યા હતા એટલે કથાને રોચક બનાવવા માટે તથા આચાર્ય હેમચન્દ્રના જીવનને વધારે પ્રતિષ્ઠિત કરવા માટે પ્રસ્તુત વાદ સાથે પ્રબધચિંતામણિકારે આચાર્ય હેમચંદ્રનો સંબંધ જોડી આપ્યો છે, એમ માનવુ રહ્યું. વળી, પ્રભાચન્દ્ર પણ આચાર્ય હેમચન્દ્રનુ સુવિસ્તૃત જીવન આલેખ્યુ છે તેમા પણ પ્રસ્તુત વાદ સાથે આ હેમચન્દ્રનો કોઈ સંબંધ હોય તેવી કોઈ પણ સૂચના આપી નથી. આથી ફલિત થઈ શકે છે કે આ સંબંધની ઘટના કાંતો પ્રબધચિંતામણિકારના ભેજાની ઉપજ છે, કાતો લોકવાર્તામાથી તેમણે સકલિત કરી છે.

આ ચરિત ઉપરથી એક વાત તો નક્કી થાય જ છે કે વાદી દેવસૂરિનો વાદ દિગંબર કુમુદચન્દ્ર સાથે થયો હતો એ વાદ થયાની બાદમા સમકાલીન એવા ધર્કટવશના પદ્મચન્દ્રના પુત્ર યશશ્ચન્દ્રે મુદ્રિત કુમુદચન્દ્ર નામે નાટક પણ લખ્યુ (યશોવિજય જૈન ગ્રન્થમાળા ન ૮, કાશી, વીર સ ૨૪૩૨મા પ્રકાશિત) અને તે ઘટનાની સ્મૃતિને તાજી રાખવા કોઈ હસ્તપ્રતની પટ્ટિકામા વાદના ચિત્રો પણ મળી આવે છે તે ચિત્રો અને તેના પરિચય માટે જુઓ 'ભારતીય વિદ્યા' નો તૃતીય ભાગ, સિંઘી સ્મૃતિગ્રથ, ઈ. ૧૯૪૫ પૃ. ૨૩૫. વાદવિદ્યામા આચાર્ય દેવસૂરિ કુશળ હતા તે તો તેમનો સ્યાદ્વાદરત્નાકર અને તેમનુ વાદિબિરુદ પણ સિદ્ધ કરે તેમ છે

સિદ્ધરાજની સભામા વાદી દેવસૂરિની પ્રતિષ્ઠા હતી તેના પૂરાવા તો કથા-પ્રબંધ ગ્રન્થો પૂરા પાડે છે પરતુ કુમારપાલના રાજ્ય દરમિયાન જીવિત છતા વાદી દેવસૂરિનો કુમારપાલ સાથે વિશેષ સબધ હતો એ નિશ્ચિત થતુ નથી. માત્ર એક એવો પ્રસગ છે જ્યા આચાર્ય રાજશેખરના ઉલ્લેખ પ્રમાણે રાજા કુમારપાલે શત્રુંજયાદિ તીર્થની યાત્રા આચાર્ય હેમચન્દ્રના કહેવાથી આરભી તેમા યાત્રાળુઓમા અનેકની સાથે દેવસૂરિ પણ હતા [1] સમગ્ર પ્રબધો ઉપરથી એવી છાપ ઊભી થાય છે કે રાજા કુમારપાલનો વિશેષ સબધ આચાર્ય હેમચન્દ્ર સાથે હતો

## વાદી દેવસૂરિના ગ્રન્થો

વાદી દેવસૂરિએ સ્યાદ્વાદરત્નાકર ગ્રન્થની રચના કરી એવો ઉલ્લેખ તો પ્રભાચન્દ્રે પોતાના પ્રભાવકચરિતમા કર્યો છે પરતુ અન્ય કોઈ ગ્રથની રચના કરી કે નહિ તે વિષે મૌન છે.

---

૧. પ્રબધકોષ ( ચતુર્વિંશતિ પ્રબધ ) પૃ. ૪૮; આનુ સમર્થન પુરાતનપ્રબંધ સગ્રહમા પણ છે પૃ ૪૩.

જૈન પરંપરાનો ઇતિહાસ ( ભાગ ૨, પૃ. ૫૭૩ ) માં જણાવ્યા પ્રમાણે નીચેના ગ્રન્થો દેવસૂરિએ રચ્યા છે—

૧ પ્રમાણનયતત્ત્વાલોક
૨. સ્યાદ્વાદરત્નાકર
૩. મુણિચન્દગુરુથુઈ
૪. ગુરુવિરહવિલાપ
૫. દ્વાદશ વ્રતસ્વરૂપ
૬. કુરુકુલ્લાદેવીસ્તુતિ
૭. પાર્શ્વધરણેન્દ્ર સ્તુતિ
૮. કલિકુંડ પાર્શ્વનાથ યંત્રસ્તવન
૯. જીવાજીવાભિગમ–લઘુવૃત્તિ
૧૦. યતિદિનચર્યા
૧૧ ઉપધાન સ્વરૂપ
૧૨. પ્રભાત સ્મરણ
૧૩. ઉપદેશ કુલક
૧૪. સંસારોદ્વિગ્ન મનોરથ કુલક વગેરે.

આમાંના પ્રથમ બે સિવાય કોઈ પણ ગ્રન્થનો ઉલ્લેખ શ્રી. મો. દ. દેસાઈએ પોતાના જૈન સાહિત્યનો સંક્ષિપ્ત ઇતિહાસમા દેવસૂરિના ગ્રન્થો તરીકે નથી કર્યો. એમ માનવાને કારણ છે કે પૂ ત્રિપુટી મહારાજે આ સૂચી જૈન ભંડારોના સૂચિપત્રોમા દેવસૂરિને નામે ચડેલ ગ્રન્થોને આધારે બનાવી છે. જિન રત્નકોષમા, પાટણ ભંડારની સૂચીને આધારે નોંધ છે કે મુનિચન્દ્રસૂરિસ્તુતિ–(અપભ્રંશ) રચના દેવસૂરિએ કરી છે આ જ ગ્રન્થ નં. ૩મા નિર્દિષ્ટ છે. નં ૪ને વિષે એમ કહી શકાય કે જિનરત્નકોષમા નિર્દિષ્ટ મુનિચન્દ્રસૂરિવિરહસ્તુતિથી તે અભિન્ન છે જિનરત્નકોષમા તેને દેવસૂરિની કૃતિ તરીકે જણાવી છે. અને તેની પ્રતો લીંબડી–પાટણ ભંડારોમા છે નં ૫ નો ઉલ્લેખ જિનરત્નકોષમા નથી. નં ૬ વિષે લા દ. વિદ્યામંદિરના વિવિધ ભંડારોમા તપાસ કરતા એ સ્તોત્ર મળે છે ખરુ પણ તેમા દેવસૂરિના કર્તૃત્વનો ઉલ્લેખ જોવા મળતો નથી જૈન ગ્રન્થાવલીને આધારે જિનરત્નકોષમાં કુરુકુલ્લાદેવી સ્તવનનો ઉલ્લેખ છે પણ કર્તાનુ નામ જણાવ્યુ નથી. નં ૭ વિષે જિનરત્નકોષમા ઉલ્લેખ નથી. નં. ૮ વિષે જણાવવાનુ કે જિનરત્નકોષમા 'કલિકુંડ પાર્શ્વનાથ સ્તવન' નામનો ઉલ્લેખ છે પણ લેખકનુ નામ જણાવ્યુ નથી નં. ૯ વિષે જિનરત્નકોષમા ઉલ્લેખ છે પણ તેમા દેવસૂરિનુ કર્તા તરીકે નામ શંકિત રાખ્યુ છે. નં. ૧૦ યતિદિનચર્યા વિષે જિનરત્નકોષમા દેવસૂરિની કૃતિ તરીકે ઉલ્લેખ મળે છે. તે ગ્રન્થ પ્રાકૃતમા ૩૯૬ ગાથા પ્રમાણ હોવાનો ઉલ્લેખ પણ તેમા છે. તેની પ્રશસ્તિમા દેવસૂરિના નામનો ઉલ્લેખ પણ છે ( જુઓ પિટર્સન, III A. p. 216 ). નં ૧૧ ઉપધાનસ્વરૂપ વિષે

૧ પ્રભાવકચરિત–વાદી દેવસૂરિચરિત–શ્લોક ૨૮૦, પૃ. ૧૮૧.

બૃહટ્ટિપ્પનિકાને આધારે જિનરત્નકોષમા ઉલ્લેખ છે કે તે દેવસૂરિની કૃતિ છે. નં. ૧૨ પ્રભાત સ્મરણુ કુલક નામે દેવસૂરિની કૃતિનો ઉલ્લેખ જિનરત્નકોષમાં જૈનગ્રથાવલીને આધારે છે ન. ૧૩ ઉપદેશકુલકનો ઉલ્લેખ દેવસૂરિની અપભ્રંશ કૃતિ તરીકે લીંબડી ભડારની સૂચીને આધારે જિનરત્નકોષમા છે. ન. ૧૪ વિષે પણુ ઉક્ત નં. ૧૩ની જેમ જ લીંબડી ભડારની સૂચિને આધારે જિનરત્નકોષમા દેવસૂરિની કૃતિ તરીકે ઉલ્લેખ છે.

જૈન સાહિત્યનો સક્ષિપ્ત ઇતિહાસને આધારે દેવસૂરિ એ નામના અનેક આચાર્યો હતા તેમ જણુાય છે એટલે માત્ર દેવસૂરિને નામે ચડેલા ગ્રન્થો પ્રસ્તુત વાદી દેવસૂરિના જ છે તે નક્કી કરવા માટે તે તે ગ્રન્થોનુ અવગાહન કરી નિર્ણુંય કરવાની જરૂર છે. નં. ૩, ૪ વિષે એમ કહી શકાય કે તે વાદી દેવસૂરિની રચના હશે પણુ શેષ વિષે તો તે બધા પ્રકાશિત ન હોઈ તેમનુ કર્તૃત્વ તેમનુ છે એવુ તત્કાળ નક્કી થઈ શકે તેમ નથી. તેથી અહીં એ વિષે આટલી નોધ પર્યાપ્ત છે.

## વાદી દેવસૂરિના શિષ્યો

દેવસૂરિના શિષ્યો વિષે એટલુ જાણી શકાય છે કે તેમના પછી તેમના પદ પર ભદ્રેશ્વર સૂરિ થયા તેથી તેઓ પ્રધાન શિષ્ય હતા, એ નક્કી થાય છે. પરતુ પ્રભાવકચરિત્રમાં માણિક્યને શિષ્યરાટ્ કહ્યા છે (૯૩) તે વિચારણીય ઠરે છે. પ્રભાવક ચરિત ઉપરથી એટલું તો જણુાય છે કે માણિક્ય તેમના અગ્રેસર શિષ્યોમાના ખાસ હશે કારણુ કે સંઘને વિજ્ઞપ્તિ લખવાનુ કામ પણ વાદી દેવસૂરિએ માણિક્યને સોપ્યાનો ઉલ્લેખ પ્રભાવકચરિત (૧૧૭)મા છે. વળી, વાદ પ્રસગે પણ માણિક્યે ઠીક ઠીક ભાગ ભજવ્યાનો ઉલ્લેખ છે (૧૬૯). એક વિજયસેન નામના શિષ્યોનો ઉલ્લેખ પ્રભાવક ચરિતમા (૧૮૧) છે. આ વિજય સેનને વિષે આ. રત્નપ્રભે 'देवसूरिहिभ्रातृणां विजयसेनसूरीणाम्' ઉપદેશમાલા પ્રશસ્તિમા લખ્યુ છે.[1] ઉપરાંત સ્યાદ્વાદરત્નાકરના પ્રથમ પરિચ્છેદના અંતમા સ્વય આચાર્યે ભદ્રેશ્વર અને રત્નપ્રભ વિષે જે ઉલ્લેખ કર્યો છે તે તે બન્ને માટે આદર ઉપજાવે છે—

> किं दुष्कर भवतु तत्र मम प्रबन्धे
> यत्रातिनिर्मलमतिः सततामियुक्त ।
> भद्रेश्वरः प्रवरयुक्तिसुधाप्रवाहो
> रत्नप्रभश्च भजते सहकारिभावम् ॥

તેમાંના ભદ્રેશ્વર તો તેમના પછી પટ્ટધર થયા તે જ છે અને રત્નપ્રભ તે પ્રસ્તુત ગ્રન્થ રત્નાકરાવતારિકાના કર્તા છે.

મુદ્રિત કુમુદચન્દ્ર પ્રકરણુમા માણિક્ય, વિજયસેન અને અશોક એ ત્રણુ શિષ્યોનાં નામ આવે છે. તેમાના માત્ર અશોકનો ઉલ્લેખ પ્રભાવક ચરિતમા નથી.

પ્રભાવક ચરિતમા વાદી દેવસૂરિના આચાર્ય થયા પૂર્વેના સખાઓ તરીકે વિમલચન્દ્ર હરિચન્દ્ર, સોમચન્દ્ર, પાર્શ્વચન્દ્ર, શાતિ અને અશોકચન્દ્રના નામોનો ઉલ્લેખ છે. તેમાંના

[1] પૂ. ત્રિપુટી મહારાજે તેમને દેવસૂરિના ભાઈ જણુાવ્યા છે. પણુ દેવસૂરિ તેમના પિતાના એક પુત્ર હતા તેમ પ્રભાવક ચરિતમાં નિર્દેશ છે.

સોમચન્દ્ર તો આચાર્ય હેમચન્દ્ર જ જણાય છે. અશોકનું નામ તેમના શિષ્યમાં પણ છે તેથી અશોકચન્દ્ર એ તેથી ભિન્ન હોવા જોઈએ.

આચાર્ય વાદી દેવસૂરિના પૂર્વજો વિદ્યાપ્રેમી હતા તે જ રીતે દેવસૂરિની શિષ્યપરંપરામાં પણ વિદ્યાવ્યાસંગી મુનિવરો અને આચાર્યો થતા રહ્યા છે.

## આચાર્ય રત્નપ્રભસૂરિ

'સ્યાદ્વાદરત્નાકર' ના લેખનમા સહાયક અને પ્રસ્તુત 'રત્નાકરાવતારિકા' ના લેખક છે આચાર્ય રત્નપ્રભસૂરિ. તેમણે 'નેમિનાથ ચરિત્ર'ની પ્રશસ્તિ[1]મા પોતાનો પરિચય આ પ્રમાણે આપ્યો છે--

> मह देवसूरिआणाए दिक्खिया विजयसेणसूरीहिं ।
> कहुएहि भाउगेहिं जे सुत्तिसुहापहावेहिं ॥
> उद्भावणविज्ज.हूसु जेसि नीसेसकज्जेसु ।
> जाया गुरुणो सिरिदेवसूरिणो सइ पसायपरा ॥
> सिरिरयणप्पहसूरीहिं तेहिं जम्मफलमइ'तेहिं ।
> आएसाओ अणुभावओ य दोण्ह वि सुगुरूणं ॥
> सिरिभ द्देसरसूरीमाणसाणंदनंदिसिद्धिकए ।.......

વિજયસેનસૂરિ, જે નાનાભાઈ હતા, તેમણે દેવસૂરિની આજ્ઞાથી રત્નપ્રભને દીક્ષા આપી હતી. પરંતુ રત્નપ્રભના વિદ્યાગુરુ તો દેવસૂરિ હતા. તે બન્ને ગુરુઓના આદેશને અનુસરીને આચાર્ય ભદ્રેશ્વરસૂરિના મનને આનંદ આપવાના હેતુથી રત્નપ્રભે નેમિનાથ ચરિતની રચના કરી હતી.

પ્રસ્તુતમા 'જે નાના ભાઈ હતા' એમ કહ્યુ છે તો તે કોના ? એવો પ્રશ્ન થાય. પૂ૰ ત્રિપુટી મહારાજે દેવસૂરિના નાના ભાઈ એમ જણાવ્યું છે. (જૈન પરંપરાનો ઇતિહાસ ભા. ૨, પૃ. ૫૭૮) પરંતુ ડા. પીટર્સને ઉપદેશમાલાની પ્રશસ્તિમાં આવતા 'देवसूरिशिष्य-भ्रातृणा विजयसेनसूरीणाम्' નો અર્થ આવો કર્યો છે--"Vijayasenasūri, the brother of Devasūri's śisya, i.e, Bhadreśvara." Forth Report of Operatios, in search of Sanskrit Mss. Peterson, 1894, p. ccl. એટલે કે દેવસૂરિના શિષ્ય ભદ્રેશ્વરના નાના ભાઈ વિજયસેનસૂરિ હતા એમ ફલિત થાય છે. અને આ અર્થ સંગત એટલા માટે છે કે દેવસૂરિની પાટે તેમના શિષ્ય ભદ્રેશ્વર આવ્યા તેથી વિજયસેન તેમના બંધુ કહેવાય આ પ્રશસ્તિલેખ ઉપરથી એમ તારવી શકાય છે કે આ. રત્નપ્રભ દેવસૂરિના સન્નિધાનમાં હતા ઉપરાત ભદ્રેશ્વરસૂરિના સૂરિપદ પામ્યા પછી પણ વિદ્યમાન હતા.

---

૧. આ ગ્રંથ પ્રાકૃતમા લખેલો છે. તેની પ્રશસ્તિ માટે જુઓ પાટણ કેટલોગ-(ગાયકવાડ) પૃ૰ ૨૫૦

તેમણે રત્નાકરાવતારિકાની પ્રશસ્તિમા માત્ર દેવસૂરિનો ઉલ્લેખ કર્યો છે. પણ તેનો રચના સંવત દીધો નથી. ઉપદેશમાલા ટીકાની રચના વિ ૧૨૩૮મા કરી છે અને નેમિનાથ ચરિત્રની રચના વિ. ૧૨૩૩મા. આથી સ્પષ્ટ છે કે આ બન્ને ગ્રન્થ આચાર્ય દેવસૂરિના અવસાન પછી લખાયા છે પરતુ રત્નાકરાવતારિકા તો દેવસૂરિની વિદ્યમાનતામાં જ લખાઈ હશે, કારણ તેમા તેમણે આ. ભદ્રેશ્વરનો ઉલ્લેખ નથી કર્યો.

તેમના સમય વિષે એટલુ કહી શકાય કે કુમુદચન્દ્રના વાદ પછી વાદી દેવસૂરિએ સ્યાદ્વાદરત્નાકરની રચના કરી હશે એથી વાદ વિ. ૧૧૮૨મા થયા પછી ક્યારેક રત્નપ્રભનો સંપર્ક વાદી દેવસૂરિ સાથે માનીએ તો તેમનો સમય વિ. ૧૧૯૦થી ૧૨૩૮ સુધીનો માનવામા કશી બાધા નથી કારણ વિ. ૧૨૩૮મા તેમણે ઉપદેશમાલા ટીકા પૂર્ણ કરી છે, તેથી ત્યા સુધીનો તેમનો સત્તાસમય માનવામા વાધો હોઈ શકે નહિ પૂર્વાવધિ ૧૧૯૦ જે મૂકી છે તે તેમના જન્મની નહી પણ વાદી દેવસૂરિ સાથેના સંપર્કની મૂકી છે. સભવ છે તેથી પણ પહેલા તેઓનો સપર્ક થયો હોય પરતુ ૧૧૯૦ માં તો થઈ જ ગયા હશે એમ માની શકાય છે. દેવસૂરિના શિષ્ય વિજયસેન રત્નપ્રભના દીક્ષાગુરુ છે એ હકીકત પણ ધ્યાનમાં લેવી જરૂરી છે.

આચાર્ય રત્નપ્રભ વિષે પ્રભાવક ચરિતમા દેવસૂરિના વાદ પ્રસગે કશો ઉલ્લેખ નથી. પણ પ્રબધચિતામણિમા (પૃ ૭૭) કુમુદચન્દ્ર અને રત્નપ્રભનો પ્રસગ છે.

પ્રબધચિતામણિમાં રત્નપ્રભને દેવસૂરિના 'પ્રથમ શિષ્ય' એટલે કે મુખ્ય શિષ્ય જણાવેલ છે તેઓ ગુપ્ત વેશે સન્ધ્યા ટાણે કુમુદચન્દ્રના નિવાસે[1] ગયા પછી નીચે પ્રમાણેનો સવાદ પ્રબધ ચિં૦ નોંધે છે.

| | |
|---|---|
| [કુમુ૦] "તુ કોણ છે?" | [રત્ન૦] "દેવ છુ" |
| "દેવ કોણ?" | "હુ" |
| "હુ કોણ?" | "તુ કૂતરો છે" |
| "કૂતરો કોણ?" | "તુ" |
| "તુ કોણ?" | "હું દેવ છુ" |

ઇત્યાદિ.

આમા માત્ર રત્નપ્રભની વાગ્મિતાની પ્રશંસા માટે પ્રબધ ચિતામણિ આ ઘટનાનો ઉલ્લેખ કરે છે, એમ જ માનવુ રહ્યુ વસ્તુતઃ આવું કાઈ બન્યુ હશે એમ માની લેવાની જરૂર નથી.

વચનચાતુરીનુ પ્રદર્શન કરવાનું ઔત્સુક્ય ટાણે કટાણે કરવાની પ્રકૃતિ રત્નપ્રભાચાર્યમા હશે જ એની સાક્ષી તો રત્નાકરાવતારિકા પણ આપે છે. અન્યથા બૃહત્ટીકાની અવતારિકા લખવાની પ્રતિજ્ઞા કરીને આવુ કઠણ ગદ્ય અને પદ્ય લખવા તે પ્રેરાય જ નહિ.

---

૧ મૂળમા ગુહ્વર એવો પાઠ છે તેનો ગુજરાતી અનુવાદ 'ગુપ્ત સ્થાન' શાસ્ત્રી રામચન્દ્ર દીનાનાથે કર્યો છે અને હિન્દી અનુવાદ 'ડેરા' એમ શ્રી હજારીપ્રસાદ દ્વિવેદીએ કર્યો છે.

નયના ભેદો—

વ્યાસ અને સમાસથી તે બે પ્રકારે છે. ૩

§૧ તે એટલે પ્રસ્તુત નય. વ્યાસથી એટલે વિસ્તારથી અને સમાસથી એટલે સંક્ષેપથી. અર્થાત્ પ્રકૃત નય્ વિસ્તાર અને સંક્ષેપ દ્વારા બે પ્રકારે છે—(૧) વ્યાસ નય અને (૨) સમાસ નય. ૩

વ્યાસ નયના ભેદો—

વ્યાસ (વિસ્તાર)થી નયના અનેક ભેદો છે. ૪

§૧ પદાર્થના એક અંશને વિષય કરનાર વક્તાનો અભિપ્રાયવિશેષ એ જ નયનું સ્વરૂપ છે. (અર્થાત્ એ અભિપ્રાયવિશેષ જ નય છે) અને પદાર્થમાં અનંત અંશો રહેલા છે, એટલે તેમાંથી એક એક અંશમાં પર્યવસાન પામનારા વક્તાઓના જેટલા અભિપ્રાયો તેટલા નયો જાણવા. તે બધાને નિયત સંખ્યા દ્વારા ગણી શકાય તેમ નથી માટે વ્યાસથી નયના અનેક પ્રકાર છે, એમ કહ્યું. ૪

समासनयं भेदतो दर्शयन्ति—

**समासनस्तु द्विभेदो द्रव्यार्थिकः पर्यायार्थिकश्च ॥५॥**

१ नय इत्यनुवर्नते; द्रवति द्रोष्यति अदुद्रुवत् तांस्तान् पर्यायानिति द्रव्यं तदेवार्थः, सोऽस्ति यस्य विषयत्वेन स द्रव्यार्थिकः । पर्येत्युत्पादविनाशौ प्राप्नोतीति पर्यायः स एवार्थः, सोऽस्ति यस्याऽसौ पर्यायार्थिकः । एतावेव च द्रव्यास्तिकपर्यायास्तिकाविति, द्रव्यस्थितपर्यायस्थिताविति, द्रव्यार्थपर्यायार्थाविति च प्रोच्येते ।

સમાસ નયના ભેદો—

પરંતુ સમાસથી નય બે પ્રકારે છે, ૧ દ્રવ્યાર્થિક નય અને ૨ પર્યાયાર્થિક નય ૫

§૧ આગલા સૂત્રગત 'નય.' એ પદ આ સૂત્રમાંય અનુવૃત્ત છે–ચાલ્યું આવે છે (એમ જાણવું.) દ્રવ્ય શબ્દની વ્યુત્પત્તિ—જે તે તે પર્યાયોને પામે છે, પામશે અને પામ્યા હતા તે દ્રવ્ય કહેવાય છે. (द्रवति, द्रोष्यति, अदुद्रुवत् तांस्तान् पर्यायानिति द्रव्यम् ।) 'દ્રવ્ય એ જ અર્થ' તે દ્રવ્યાર્થ; અને દ્રવ્યાર્થને જે વિષય કરે છે તે દ્રવ્યાર્થિક નય કહેવાય છે. પર્યાય શબ્દની વ્યુત્પત્તિ – ઉત્પાદ અને વિનાશને પામે તે પર્યાય. (पर्येति उत्पाद-विनाशौ प्राप्नोतीति पर्यायः) 'પર્યાય એ જ અર્થ' તે પર્યાયાર્થ; અને પર્યાયાર્થને જે વિષય કરે છે તે પર્યાયાર્થિકનય કહેવાય છે

આ બન્ને નયોને દ્રવ્યાસ્તિકનય અને પર્યાયાસ્તિકનય, અથવા દ્રવ્યસ્થિત નય અને પર્યાયસ્થિત નય પણ કહેવામાં આવે છે.

२ ननु गुणविषयस्तृतीयो गुणार्थिकोऽपि किमिति नोक्त इति चेत्, गुणस्य पर्याय एवान्तर्भूतत्वेन पर्यायार्थिकेनैव तत्संग्रहात् । पर्यायो हि द्विविधः—क्रमभावी सहभावी च । तत्र सहभावी गुण इत्यभिधीयते । पर्यायशब्देन तु पर्यायसामान्यस्य स्वव्यक्तिव्यापिनोऽभिधानान्न दोषः ।

§२ શંકા—ગુણને વિષય કરનાર ત્રીજો ગુણાર્થિકનય પણ છે, તો તે કેમ ન કહ્યો ?

સમાધાન—ગુણ પર્યાયમાં જ અન્તર્ભૂત હોવાથી પર્યાયાર્થિકનયમાં જ ગુણાર્થિકનયનો સમાવેશ થઈ ગયો છે. પર્યાય બે પ્રકારે છે. ૧ ક્રમભાવી, ને ૨ સહભાવી. તેમાં સહભાવી પર્યાય ગુણ કહેવાય છે. વળી પર્યાય શબ્દથી સ્વવ્યક્તિમાં વ્યાપીને રહેનાર પર્યાય સામાન્યનું કથન છે. તેથી કોઈ દોષ નથી.

(पं०) ननु गुणविषय इत्यादि पर. । गुणार्थिकोऽपीति नय. । गुणस्येत्यादि सूरि । तत्सङ्ग्रहादिति गुणार्थिकसंग्रहात् ।

(टि०) ननु गुणविषयेत्यादि । तत्सङ्ग्रहादिति गुणार्थिकस्याप्यङ्गीकारात् ।

§३ ननु द्रव्यपर्यायव्यतिरिक्तौ सामान्यविशेषौ विद्येते ततस्तद्गोचरमपरमपि नयद्वयं प्राप्नोतीति चेत् । नैतदनुपद्रवम् । द्रव्यपर्यायाभ्यां व्यतिरिक्तयोः सामान्यविशेषयोरप्रसिद्धेः । तथाहि–द्विप्रकार सामान्यमुक्तम्–ऊर्ध्वतासामान्यं तिर्यक्सामान्यं च । तत्रोर्ध्वतासामान्यं द्रव्यमेव; तिर्यक्सामान्यं तु प्रतिव्यक्तिसदृशपरिणामलक्षणं व्यञ्जनपर्याय एव । स्थूलाः कालान्तरस्थायिनः शब्दानां सङ्केतविषया व्यञ्जनपर्याया इति प्रावचनिकप्रसिद्धेः । विशेषोऽपि वैसदृश्यविवर्तलक्षणः पर्याय एवान्तर्भवतीति नैताभ्यामधिकनयावकाशः ॥५॥

શંકા—સામાન્ય અને વિશેષ એ બન્ને દ્રવ્ય અને પર્યાયથી ભિન્ન છે માટે તે બન્નેને વિષય કરનારા બીજા બે નય (સામાન્યાર્થિકનય અને વિશેષાર્થિકનય) પણ કહેવા જોઈએ.

સમાધાન—આમ કહેવું બરાબર નથી કારણ કે, દ્રવ્ય અને પર્યાયથી જુદા સામાન્ય અને વિશેષ છે જ નહિ. જેમકે સામાન્ય બે પ્રકારે કહેલ છે– ૧ ઊર્ધ્વતાસામાન્ય અને ૨ તિર્યક્સામાન્ય તેમાં ઊર્ધ્વતાસામાન્ય 'દ્રવ્ય જ' છે અને તિર્યક્સામાન્ય તો–હરેક વ્યક્તિમાં સદૃશ પરિણામ સ્વરૂપ વ્યજન પર્યાય છે. સ્થૂલ, કાલાન્તરમાં રહેનાર અને જે સંકેતનો વિષય બને છે તે વ્યંજન પર્યાય કહેવાય છે. એ વસ્તુ આગમપ્રસિદ્ધ છે. તેમ જ વિલક્ષણ પર્યાયસ્વરૂપ વિશેષ પણ પર્યાયમાં જ અન્તર્ભૂત થાય છે. માટે દ્રવ્યાર્થિક નય અને પર્યાયાર્થિક નય આ બેથી વધુ ત્રીજો કોઈ નય નથી. ૫

(पं०) नन्वित्यादि परः । नैतदनुपद्रवमित्यादि सूरिः । विशेषोऽपीति नित्यद्रव्यवृत्तयोऽन्त्या विशेषा. ॥५॥

(टि०) ननु द्रव्येत्यादि । तद्गोचरमिति सामान्यविशेषविषयम् । नयद्वयमिति सामान्यनयो विशेषनय इत्युभयम् । विशेष इति विसदृशेन(वैसादृश्येन) भिन्नभिन्नरूपत्वेन घटपटादिवैपरीत्येन विवर्त. परिणाम· तद्रूप । एताभ्यामिति द्रव्यार्थिकपर्यायार्थिकनयाभ्याम् ॥५॥

द्रव्यार्थिकभेदानाहुः—

आद्यो नैगमसंग्रहव्यवहारभेदात् त्रेधा ॥६॥

आद्यो द्रव्यार्थिकः ॥६॥

तत्र नैगमं प्ररूपयन्ति—

धर्मयोर्धर्मिणोर्धर्मधर्मिणोश्च प्रधानोपसर्जनभावेन यद्विवक्षणं स नैकगमो नैगमः ॥७॥

पर्याययोर्द्रव्ययोर्द्रव्यपर्याययोश्च मुख्यामुख्यरूपतया यद्विवक्षणं स एवंरूपो नैके गमा बोधमार्गा यस्याऽसौ नैगमो नाम नयो ज्ञेयः ॥७॥

દ્રવ્યાર્થિક નયના ભેદો—

પહેલાના ત્રણ ભેદ છે. ૧ નૈગમ નય, ૨ સંગ્રહ નય, અને ૩ વ્યવહાર નય. ૬

પહેલાના અર્થાત્ દ્રવ્યાર્થિક નયના.

નૈગમનયનું સ્વરૂપ—

બે ધર્મમાંથી, બે ધર્મીમાંથી અથવા ધર્મ, ધર્મી એ બેમાંથી એકને મુખ્ય અને બીજાને ગૌણ કરી અભિપ્રાય દર્શાવનાર નૈગમ નય છે. જે અનેક રીતે વસ્તુનો બોધ કરાવે છે. ૭

§૧ બે પર્યાયોની, બે દ્રવ્યોની કે દ્રવ્ય અને પર્યાય એ બેની પરસ્પર મુખ્યતા અને ગૌણતા કરી વિવક્ષા કરવા રૂપ અનેક બોધમાર્ગવાળો નય તે નૈગમનય જાણવો. ૭

(पं०) प्रधानोपसर्जनभावेनेति प्रधानं किं आख्यातपदसमधिकरणं प्रधानं उपसर्जनं तदितरत् ॥७॥

(टि०) आद्यो नैगमेत्यादि ॥६॥

(टि०) तत्रेति द्रव्यार्थिकस्य भेदत्रयमध्ये अनेकबोधमार्गत्वेन गुणेन नैगमो निर्धार्यते, यतो निर्धारणं जातिगुणक्रियादिभिः स्यात् ॥७॥

अथास्योदाहरणाय सूत्रत्रयीमाहुः—

सच्चैतन्यमात्मनीति धर्मयोः ॥८॥

१ प्रधानोपसर्जनभावेन विवक्षणमितीहोत्तरत्र च सूत्रद्वये योजनीयम् । अत्र चैतन्याख्यस्य व्यञ्जनपर्यायस्य प्राधान्येन विवक्षणम्; विशेष्यत्वात् । सत्त्वाख्यस्य तु व्यञ्जनपर्यायस्योपसर्जनभावेन; तस्य चैतन्यविशेषणत्वादिति धर्मद्वयगोचरो नैगमस्य प्रथमो भेदः ॥८॥

ત્રણ સૂત્ર દ્વારા નૈગમ નયનાં ઉદાહરણો—

'આત્માને વિષે ચૈતન્ય સત્ છે.' અહીં બે ધર્મોનું (ગૌણ-પ્રધાનભાવથી) ઉદાહરણ જાણવું. ૮

§૧ આ સૂત્રમાં અને હવે પછીનાં સૂત્રોમાં ઉપરના સૂત્રમાંથી 'પ્રધાન અને ગૌણ ભાવથી વિવક્ષા કરવી.' એટલે અનુવૃત્તિ ગ્રહણ કરવી. આ સૂત્ર કથિત ઉદાહરણમાં ચૈતન્ય નામના વ્યંજન પર્યાયની મુખ્યતાએ વિવક્ષા છે;

કારણ કે, તે વિશેષ્ય છે, અને સત્ત્વ નામના વ્યંજન પર્યાયની ગૌણતાથી વિવક્ષા છે; કારણ કે, તે ચૈતન્યનું વિશેષણ છે. આ બે ધર્મો-(પર્યાયો) વિષયક નૈગમ નયના પહેલા ભેદનું ઉદાહરણ જાણવું. ૮

(टि०) सत्त्वाख्यस्येत्यादि। उपसर्जनेति गौणत्वेन विवक्षणमेककमिति सम्बन्धः। तस्येति सत्त्वस्य ॥८॥

**वस्तु पर्यायवद् द्रव्यमिति धर्मिणोः ॥९॥**

१ अत्र हि पर्यायवद् द्रव्यं वस्तु वर्त्तत इति विवक्षायां पर्यायवद् द्रव्याख्यस्य धर्मिणो विशेष्यत्वेन प्राधान्यम्, वस्त्वाख्यस्य तु विशेषणत्वेन गौणत्वम्।

२ यद्वा, किं वस्तु पर्यायवद् द्रव्यमिति विवक्षायां वस्तुनो विशेष्यत्वात् प्राधान्यम्, पर्यायवद् द्रव्यस्य तु विशेषणत्वात् गौणत्वमिति धर्मियुग्मगोचरोऽयं नैगमस्य द्वितीयो भेदः ॥९॥

'પર્યાયવાળું દ્રવ્ય વસ્તુ કહેવાય છે.' અહીં બે ધર્મીની (ગૌણ-પ્રધાન ભાવથી વિવક્ષા છે.) ૯

§૧ આ સૂત્રમાં "પર્યાયવાળું દ્રવ્ય વસ્તુ છે." એ વિવક્ષામાં 'પર્યાયવાળા દ્રવ્ય' નામનો ધર્મી વિશેષ્ય હોવાથી તે મુખ્ય છે, અને વસ્તુ નામનો ધર્મી વિશેષણ હોવાથી તે ગૌણ છે.

§૨ અથવા 'શું વસ્તુ પર્યાયવાળું દ્રવ્ય છે?' એવું કહેવામાં આવે ત્યારે વસ્તુરૂપ ધર્મી વિશેષ્ય હોવાથી તે મુખ્ય છે, અને પર્યાયવાળો દ્રવ્યરૂપ ધર્મી વિશેષણ હોવાથી તે ગૌણ છે. આ પ્રમાણે બે ધર્મી(દ્રવ્ય)ના વિષયવાળા નૈગમ નયના બીજા ભેદનું આ ઉદાહરણ જાણવું ૯

**क्षणमेकं सुखी विषयासक्तजीव इति धर्मधर्मिणोः ॥१०॥**

१ अत्र हि विषयासक्तजीवाख्यस्य धर्मिणो मुख्यता, विशेष्यत्वात्, सुखलक्षणस्य तु धर्मस्याप्रधानता, तद्विशेषणत्वेनोपात्तत्वादिति धर्मधर्म्यालम्बनोऽयं नैगमस्य तृतीयो भेदः। नचास्यैवं प्रमाणात्मकत्वानुषङ्गो धर्मधर्मिणोः प्राधान्येनात्र ज्ञप्तेरसंभवात् तयोरन्यतर एव हि नैगमनयेन प्राधानतयाऽनुभूयते। प्राधान्येन द्रव्यपर्यायद्वयात्मकं चार्थमनुभवद्विज्ञानं प्रमाणं प्रतिपत्तव्यं नान्यत् ॥१०॥

'વિષયાસક્ત જીવ ક્ષણ માત્ર સુખી હોય છે.' આ કથનમાં ધર્મધર્મીના (ગુણ-પ્રધાનભાવની વિવક્ષા છે.) ૧૦

§૧ આ સૂત્રમાં વિષયાસક્ત જીવરૂપ ધર્મી-(દ્રવ્ય) વિશેષ્ય હોવાથી તે મુખ્ય છે, પરન્તુ સુખરૂપ ધર્મ (પર્યાય) વિશેષણરૂપ હોવાથી તે ગૌણ છે. ધર્મ અને ધર્મી-(દ્રવ્ય અને પર્યાય)ના આલંબનવાળા નૈગમ નયના ત્રીજા ભેદનું આ ઉદાહરણ છે.

અહીં ધર્મ અને ધર્મી-(દ્રવ્ય અને પર્યાય) ઉભયનું-મુખ્યપણે જ્ઞાન થતું નથી, કારણ કે, નૈગમ નય દ્વારા ધર્મ અને ધર્મી ઉભયમાંથી કોઈ પણ એકની જ મુખ્યતા અનુભવાય છે; અને 'દ્રવ્ય-પર્યાય' ઉભય સ્વરૂપ અર્થને અનુભવનાર વિજ્ઞાનને જ પ્રમાણ માનવું જોઈએ, બીજાને નહીં. ૧૦

(पं०) न चास्यैवं प्रमाणात्मकत्वानुषङ्ग इत्यादि गद्ये। अस्येति नयस्य। तयोरिति धर्मधर्मिणोः ॥१०॥

(टि०) क्षणमेकमित्यादि। न चास्येति नैगमनयस्य। तत्रेति नैगमनये। (? धर्मधर्मिणोः) तयोरिति धर्मयोः धर्मिणोः धर्मधर्मिणोर्वा। अन्यतर एवेति धर्म एव धर्म्येव वा प्रधानतया नैगमेनाभ्युपगम्यतेऽतः प्रमाणनैगमयोर्भेदः ॥१०॥

अथ नैगमाभासमाहुः—

धर्मद्वयादीनामैकान्तिकपार्थक्याभिसन्धिर्नैगमाभासः ॥ ११॥

१ आदिशब्दाद् धर्मिद्वयधर्मधर्मिद्वययोः परिग्रहः। ऐकान्तिकपार्थक्याभिसन्धिरैकान्तिकभेदाभिप्रायो नैगमदुर्नय इत्यर्थः ॥११॥

अत्रोदाहरन्ति—

यथाऽऽत्मनि सत्त्वचैतन्ये परस्परमत्यन्तं पृथग्भूते इत्यादिः ॥ १२॥

१ आदिशब्दाद्वस्त्वाख्यपर्यायवद्द्रव्याख्ययोर्धर्मिणोः सुखजीवलक्षणयोर्धर्मधर्मिणोश्च सर्वथा पार्थक्येन कथनं तदाभासत्वेन द्रष्टव्यम्। नैयायिकवैशेषिकदर्शनं चैतदाभासतया ज्ञेयम् ॥१२॥

નૈગમાભાસનું લક્ષણ—

બે ધર્મ (પર્યાય) વિગેરેમાં એકાન્ત ભેદ સ્વીકારનાર અભિપ્રાય નૈગમાભાસ કહેવાય છે. ૧૧

§૧ સૂત્રગત 'આદિ' શબ્દથી બે ધર્મી અને ધર્મ-ધર્મીનું ગ્રહણ સમજવું. બે ધર્મ વચ્ચે, બે ધર્મી વચ્ચે કે ધર્મ-ધર્મી વચ્ચે એકાન્ત ભેદ સ્વીકારનાર અભિપ્રાય નૈગમાભાસ કે નૈગમ દુર્નય કહેવાય છે. ૧૧

નૈગમાભાસનું ઉદાહરણ—

જેમકે, આત્મામાં સત્ત્વ અને ચૈતન્ય બન્ને ધર્મો-(પર્યાયો) પરસ્પર અત્યન્ત ભિન્ન સ્વરૂપવાળાં છે વગેરે વગેરે. ૧૨

§૧ સૂત્રગત આદિ (વગેરે) શબ્દથી વસ્તુ નામના અને પર્યાયવાળા દ્રવ્ય નામના બે ધર્મીમાં તથા સુખ અને જીવરૂપ ધર્મ-ધર્મીમાં પરસ્પર સર્વથા ભેદને જણાવનાર અભિપ્રાય નૈગમાભાસરૂપ જાણવો.

નૈયાયિક અને વૈશેષિક દર્શન નૈગમાભાસરૂપ જાણવા. ૧૨

अथ संग्रहस्वरूपमुपवर्णयन्ति—

सामान्यमात्रग्राही परामर्शः संग्रहः ॥१३॥

§१ सामान्यमात्रमशेषविशेषरहितं सत्त्वद्रव्यत्वादिकं गृह्णातीत्येवंशीलः, समेकीभावेन पिण्डीभूततया विशेषराशिं गृह्णातीति संग्रहः । अयमर्थः । स्वजातेर्दृष्टेष्टाभ्यामविरोधेन विशेषाणामेकरूपतया यद् ग्रहणं स संग्रह इति ॥१३॥

अमुं भेदतो दर्शयन्ति–

अयमुभयविकल्पः परोऽपरश्च ॥१४॥

સંગ્રહનું લક્ષણ—

માત્ર સામાન્યને જ વિષય કરનારો અભિપ્રાયવિશેષ સંગ્રહ નય કહેવાય છે. ૧૩

§૧ સમસ્ત વિશેષોથી રહિત સત્ત્વ, દ્રવ્યત્વ વગેરે માત્ર સામાન્યોને ગ્રહણ કરવાના સ્વભાવવાળો સંગ્રહ નય છે. તે વિશેષરાશિને એકીસાથે પિંડરૂપે ગ્રહણ કરે છે તેથી સંગ્રહ નય કહેવાય છે. અર્થાત્ દૃષ્ટ–પ્રત્યક્ષ અને ઇષ્ટ–અનુમાનથી વિરોધ ન આવે તે રીતે સ્વજાતિના વિશેષોને–પર્યાયોને એકરૂપે (સમૂહરૂપે) ગ્રહણ કરનાર અભિપ્રાય તે સંગ્રહ નય કહેવાય છે. ૧૩

સંગ્રહ નયના ભેદ—

આ (સંગ્રહ નય) બે પ્રકારે છે; ૧ પર સંગ્રહ અને ૨ અપર સંગ્રહ. ૧૪

(पं०) स्वजातेर्दृष्टेष्टाभ्यामविरोधेनेति दृष्टं स्वयमनुभूतं, अनुभूतमपि प्रमाणेन ज्ञातमिष्टमुच्यते ॥१३॥

तत्र परसंग्रहमाहुः–

अशेषविशेषेष्वौदासीन्यं भजमानः शुद्धद्रव्यं संन्मात्रमभिमन्यमानः परसंग्रहः ॥१५॥

१ परामर्श इत्यग्रेतनेऽपि योजनीयम् ॥१५॥

उदाहरन्ति–

विश्वमेकं सदविशेषादिति यथा ॥१६॥

अस्मिन् उक्ते हि सदितिज्ञानाभिधानानुवृत्तिलिङ्गानुमितसत्ताकत्वेनैकत्वमशेषार्थानां संगृह्यते ॥१६॥

પર સંગ્રહનું સ્વરૂપ—

શુદ્ધ દ્રવ્ય અટલે સત્તા માત્રને માનનાર અને સમસ્ત વિશેષો(પર્યાયો)-માં ઉદાસીનતાને ભજનાર અભિપ્રાયવિશેષ પરસંગ્રહ નય જાણવો.

§૧ આ સૂત્ર તેમજ હવે પછીના સૂત્રમાં 'પરામર્શ' શબ્દની અનુવૃત્તિ સમજી લેવી. ૧૫

પરસંગ્રહ નયનું ઉદાહરણ—

જેમકે–વિશ્વ એક (એકરૂપ) છે; કારણ કે, સત્તાથી ભિન્ન નથી. ૧૬

§१ આમ (પદાર્થને સતરૂપ) કહેવાથી એટલે કે 'સત્' એવા જ્ઞાનની અને 'સત્' એવા કથનની અનુવૃત્તિરૂપ હેતુ દ્વારા જેમની સત્તા અનુમિત કરવામાં આવી છે એવા સમસ્ત પદાર્થોનું ઐક્ય સંગૃહીત થાય છે. અર્થાત્ આ અનુમાન દ્વારા સકલ વિશેષોમાં ઉદાસીનતાને અવલંબન કરનાર અને સત્તાદ્વૈતને માનનાર અભિપ્રાયવિશેષ તે પરસંગ્રહ છે, એમ જાણવું. ૧૬

(पं०) विश्वमिति विश्वं सर्वम् ॥१६॥

(टि०) विश्वमेकमित्यादि। ज्ञानाभिधानेति ज्ञानं चाभिधानं नाम च तयोरनुवृत्तिलिङ्गानुमितसत्ताकस्तद्भावस्तत्त्वं तेन, अशेषार्थानामिति समग्रविशेषणानाम्। यथा वनगहनमित्युक्ते विभिन्नजातीयानां विभिन्नरूपाणां विभिन्नप्रमाणानां सर्वेषामपि पादपानां ग्रहणम् ॥१६॥

एतदाभासमाहुः–

**सत्ताऽद्वैतं स्वीकुर्वाणः सकलविशेषान्निराचक्षाणस्तदाभासः ॥१७॥**

अशेषविशेषेष्वौदासीन्यं भजमानो हि परामर्शविशेषः परसंग्रहाख्यां लभते, न चायं तथेति तदाभासः ॥१७॥

उदाहरन्ति–

**यथा सत्तैव तत्त्वं ततः पृथग्भूतानां विशेषाणामदर्शनात् ॥१८॥**

१ अद्वैतवादिदर्शनान्यखिलानि सांख्यदर्शनं चैतदाभासत्वेन प्रत्येयम्। अद्वैतवादस्य सर्वस्यापि दृष्टेष्टाभ्यां विरुद्ध्यमानत्वात् ॥१८॥

अथापरसंग्रहमाहुः–

**द्रव्यत्वादीन्यवान्तरसामान्यानि मन्वानस्तद्भेदेषु गजनिमीलिकामवलम्बमानः पुनरपरसंग्रहः ॥१९॥**

१ द्रव्यत्वमादिर्येषां पर्यायत्वप्रभृतीनां तानि तथा, अवान्तरसामान्यानि सत्ताख्यमहासामान्यापेक्षया कतिपयव्यक्तिनिष्ठानि तद्भेदेषु द्रव्यत्वाद्याश्रयभूतविशेषेषु द्रव्यपर्यायादिषु गजनिमीलिकामुपेक्षाम् ॥१९॥

પરસંગ્રહાભાસનું લક્ષણ—

એકાંતે સત્તામાત્રને સ્વીકારનાર અને સકલ વિશેષો (ઘટાદિ પર્યાયો)નો નિષેધ કરનાર અભિપ્રાય પરસંગ્રહાભાસ કહેવાય છે. ૧૭

§૧ સમસ્ત વિશેષો(પર્યાયો)માં ઉદાસીનતા સેવનાર અભિપ્રાય જ 'પરસંગ્રહનય' સંજ્ઞાને પ્રાપ્ત કરે છે, પરંતુ આ અભિપ્રાય તેવો નથી (અર્થાત્ ખંડન ન કરતો ને માત્ર ઉદાસીન રહેતો એવો નથી, પરંતુ ખંડન કરે છે )તેથી આ સંગ્રહાભાસ છે.૧૭

પરસંગ્રહાભાસનું ઉદાહરણ—

જેમકે, સત્તા જ તત્ત્વરૂપ છે, કારણ કે, તેનાથી ભિન્ન ઘટપટાદિ વિશેષો (પર્યાયો) દૃષ્ટિગોચર (અનુભવના વિષયરૂપ) થતા નથી. ૧૮

---

१. °ष. सम° मु० ।

§૧ સઘળાં અદ્વૈતવાદી દર્શનો અને સાંખ્ય દર્શન પરસંગ્રહાભાસરૂપ જાણવાં, કારણ કે, સમસ્ત અદ્વૈતવાદ પ્રત્યક્ષ અને અનુમાન પ્રમાણ સાથે વિરોધવાળો છે. ૧૮

અપરસંગ્રહનું સ્વરૂપ—

દ્રવ્યત્વાદિ અવાન્તર સામાન્યોને માનનાર પરન્તુ તેમના ભેદોમાં ગજનિમીલિકાને અવલંબનાર (ઉદાસીનતા રાખનાર) અભિપ્રાય અપરસંગ્રહ નય કહેવાય છે. ૧૯

§૧ અહીં 'આદિ' શબ્દથી પર્યાયત્વ વિગેરેનું ગ્રહણ જાણવું. 'અવાન્તર સામાન્યો' એટલે સત્તા નામના મહાસામાન્યની અપેક્ષાએ કેટલીક જ વ્યક્તિઓમાં રહેનાર. 'તેમના ભેદોમાં' અર્થાત્ દ્રવ્યત્વાદિના આશ્રયભૂત વિશેષોમાં. 'ગજનિમીલિકાને' અર્થાત્ ઉપેક્ષાને. ૧૯

(टि०) अशेषेत्यादि । अयमिति प्रकृतलक्षणः । तथेति अशेषविशेषेषु नौदासीन्यमाश्रयति । तदाभास इति ( १ पर )संग्रहनयाभासः । सामान्याद्वैतवादी कापिल· प्रसमं विशेषानशेषानपहस्तयितुमुत्तिष्ठते ॥१७॥

उदाहरन्ति–

धर्माधर्माकाशकालपुद्गलजीवद्रव्याणामैक्यं द्रव्यत्वाभेदादित्यादिर्यथा ॥२०॥

§१ अत्र द्रव्यं द्रव्यमित्यभिन्नज्ञानाभिधानलक्षणलिङ्गानुमितद्रव्यत्वात्मकत्वेनैक्यं षण्णामपि धर्मादिद्रव्याणां संगृह्यते । आदिशब्दाच्चेतनाचेतनपर्यायाणां सर्वेषामेकत्वम्; पर्यायत्वाविशेषादित्यादि दृश्यम् ॥ २० ॥

અપરસંગ્રહનું ઉદાહરણ—

જેમકે, ધર્મ–અધર્મ–આકાશ–કાલ–પુદ્ગલ અને જીવરૂપ દ્રવ્યો એકરૂપ (અભિન્ન) છે, કારણ કે, તે દરેકમાં વિદ્યમાન દ્રવ્યત્વ અભિન્ન છે (અર્થાત તે છયે દ્રવ્યો દ્રવ્યત્વની અપેક્ષાએ અભિન્ન છે.) ૨૦

§૧ અહીં ધર્માધર્માદિ છયે દ્રવ્યોમાં "દ્રવ્ય–દ્રવ્ય" એ પ્રમાણે અભેદનું જ્ઞાન અને અભિધાન છે, એટલે એ હેતુથી અનુમિત જે દ્રવ્યત્વ તે રૂપે એ બધાના એકત્વનો સંગ્રહ કરાય છે. સૂત્રગત 'આદિ' શબ્દથી ચેતન અને અચેતનરૂપ સમસ્ત પર્યાયોમાં પણ એકત્વ જાણવું; કારણ કે, પર્યાયત્વરૂપે તેમનામાં કંઈ પણ ભેદ નથી. ૨૦

एतदाभासमाहुः—

द्रव्यत्वादिकं प्रतिजानानस्तद्विशेषान्निह्नुवानस्तदाभासः ॥ २१ ॥

तदाभासोऽपरसंग्रहाभासः ॥ २१ ॥

उदाहरन्ति—

यथा द्रव्यत्वमेव तत्त्वं, ततोऽर्थान्तरभूतानां द्रव्याणामनुपलब्धेरित्यादिः ॥२२॥

§१ अयं हि द्रव्यत्वस्यैव तात्त्विकतां प्रख्यापयति, तद्विशेषभूतानि तु धर्मादि-द्रव्याण्यपह्नुत इत्यपरसंग्रहाभासनिदर्शनम् । सर्वत्र संग्रहाभासत्वे कारणं प्रमाण-विरोध एव, सामान्यविशेषात्मनो वस्तुनस्तेन प्रतीतेरभिहितत्वात् ॥ २२ ॥

અપર સંગ્રહાભાસનું લક્ષણ—

દ્રવ્યત્વાદિ અપર સામાન્યને માનનાર; પરંતુ ધર્માધર્માદિરૂપ વિશેષોના પ્રતિક્ષેપ કરનાર અભિપ્રાયવિશેષ અપર સંગ્રહાભાસ કહેવાય છે. ૨૧

અપર સંગ્રહાભાસનું ઉદાહરણ—

જેમકે દ્રવ્યત્વ જ તત્ત્વ છે; કારણ કે, તેનાથી ભિન્ન (ધર્માધર્માદિ) દ્રવ્યો ઉપલબ્ધ થતા નથી. ૨૨

§૧ આ (અપરસંગ્રહાભાસ) દ્રવ્યત્વને જ તત્ત્વસ્વરૂપે (વાસ્તવિકપણે) સ્વીકારે છે, પરન્તુ તેના વિશેષરૂપ ધર્માદિ દ્રવ્યોનો અપલાપ કરે છે. આ અપર-સંગ્રહનું દૃષ્ટાન્ત જાણવું સંગ્રહાભાસમાં દરેક સ્થળે પ્રમાણનો વિરોધ જ કારણરૂપ છે; કારણ કે, સામાન્ય વિશેષાત્મક વસ્તુની પ્રતીતિ પ્રમાણ દ્વારા થાય છે એમ કહેલ છે. ૨૨

(पं०) अयं हि द्रव्यत्वस्यैवेत्यादि गद्ये । अयमिति नय· । तेनेति प्रमाणेन ॥२२॥

(टि०) द्रव्यत्वादिकमित्यादि ॥२१॥

(टि०) तत इति द्रव्यत्वतः । सामान्येति । तेनेति प्रमाणेन । सामान्यविशेषात्मकं वस्तु-प्रमाणप्रतिपन्नं न तु सामान्यैकत्वं विशेषैकत्वं प्रमाणभूमिः ॥२२॥

अथ व्यवहारनयं व्याहरन्ति—

**संग्रहेण गोचरीकृतानामर्थानां विधिपूर्वकमवहरणं येनाभिसन्धिना क्रियते स व्यवहारः ॥ २३ ॥**

§१ संग्रहगृहीतान् सत्त्वाद्यर्थान् विधाय न तु निषिध्य यः परामर्शविशेष-स्तानेव विभजते, स व्यवहारनयस्तज्ज्ञैः कीर्त्यते ॥ २३ ॥

उदाहरन्ति—

**यथा यत् सत् तद् द्रव्यं पर्यायो वेत्यादिः ॥ २४ ॥**

§१ आदिशब्दादपरसंग्रहीतार्थगोचरव्यवहारोदाहरणं दृश्यम् । यद् द्रव्यं तज्जीवादि षड्विधं, यः पर्यायः स द्विविधः—क्रमभावी सहभावी चेति । एवं यो जीवः स मुक्तः संसारी च, यः क्रमभावी पर्यायः स क्रियारूपोऽक्रियारूपश्चे-त्यादि ॥ २४ ॥

વ્યવહારનયનું સ્વરૂપ—

§૧ સંગ્રહનય દ્વારા વિષય કરાયેલ (ગ્રહણ કરાયેલ) પદાર્થોમાં વિધિપૂર્વક (વિધાન કરવાપૂર્વક) વિભાજન જે અભિપ્રાય કરે છે તે અભિપ્રાયવિશેષ વ્યવહારનય કહેવાય છે. ૨૩

§૧ સંગ્રહનય દ્વારા ગ્રહણ કરાયેલ સત્ત્વાદિ અર્થોનો નિષેધ કર્યા વિના વિધાન કરવાપૂર્વક (વિધિરૂપે) જે વિભાજન કરે છે, તે અભિપ્રાય વ્યવહારનય કહેવાય છે. ૨૩

(प०) अवहरणमिति विभागस्थापनम् ।

(प०) विभजते इति विभागेन स्थापयति ॥२३॥

(प०) स क्रियारूपोऽक्रियारूपश्चेति घटे कम्बु-ग्रीवाकारधारित्वादयोऽक्रियारूपाः जलाहरणसमर्थत्वादयश्च क्रियारूपाः ॥२४॥

एतदाभासं वर्णयन्ति —

**यः पुनरपारमार्थिकद्रव्यपर्यायविभागमभिप्रैति स व्यवहाराभासः ॥ २५ ॥**

§१ य पुन. परामर्शविशेष· कल्पनाऽऽरोपितद्रव्यपर्यायप्रविवेकं मन्यते सोऽत्र व्यवहारदुर्नयः प्रत्येयः ॥ २५ ॥

उदाहरन्ति—

**यथा चार्वाकदर्शनम् ॥ २६ ॥**

§१ चार्वाको हि प्रमाणप्रतिपन्नं जीवद्रव्यपर्यायादिप्रविभागं कल्पनाऽऽरोपितत्वेनापह्नुते, अवचारितरमणीयं भूतचतुष्टयप्रविभागमात्रं तु स्थूललोकव्यवहारानुयायितया समर्थयत इत्यस्य दर्शनं व्यहारनयाभासतयोपदर्शितम् ॥ २६ ॥

વ્યવહારનયનું ઉદાહરણ—

જેમકે જે સત્ છે, તે દ્રવ્ય અથવા પર્યાય છે. ૨૪

§૧ (સૂત્રોક્ત ઉદાહરણ પરસંગ્રહનયથી ગ્રહણ થયેલ પદાર્થના વિષયવાળા વ્યવહાર નયનું છે, પરંતુ) સૂત્રગત 'આદિ' શબ્દથી અપરસંગ્રહનય દ્વારા ગ્રહણ થયેલ પદાર્થવિષયક વ્યવહાર નયનું ઉદાહરણ પણ વિચારવું જોઈએ, તે આ પ્રમાણે-જે દ્રવ્ય છે તે જીવાદિ છ પ્રકારે છે, અને પર્યાય ક્રમભાવી અને સહભાવી એમ બે પ્રકારે છે, તેમાં જીવ મુક્ત અને સંસારી એમ બે પ્રકારે છે, તેમજ જે ક્રમભાવી પર્યાય છે તે ક્રિયારૂપ અને અક્રિયારૂપ છે. ૨૪

વ્યવહારાભાસનું લક્ષણ—

પરંતુ જે અભિપ્રાય દ્રવ્ય અને પર્યાયના વિભાગને અપારમાર્થિક રૂપે સ્વીકારે છે તે અભિપ્રાય વ્યવહારાભાસનય કહેવાય છે. ૨૫

§૧ જે પરામર્શ, અભિપ્રાયવિશેષ દ્રવ્ય અને પર્યાયના વિવેકને કલ્પિત માને છે, તે પરામર્શને વ્યવહારદુર્નય-વ્યવહારાભાસ તરીકે જાણવો. ૨૫

વ્યવહારાભાસનું ઉદાહરણ-

જેમકે-ચાર્વાકદર્શન. ૨૬

§૧ ચાર્વાક પ્રમાણથી સિદ્ધ જીવદ્રવ્ય અને તેના પર્યાય વિગેરે વિભાગને કલ્પિત કહીને તેનો અપલાપ કરે છે, અને તાત્ત્વિક રીતે વિચારવાથી તુચ્છ

લાગતાં છતાં લોકના સ્થૂલવ્યવહારમાં ઉપયોગી હોવાથી ભૂત ચતુષ્ટય (પૃથ્વી, પાણી, તેજ અને વાયુ)નું જ સમર્થન કરે છે માટે જ ચાર્વાકદર્શનને અહીં વ્યવહારાભાસ તરીકે જણાવેલ છે. ૨૬

द्रव्यार्थिकं त्रेधाऽभिधाय पर्यायार्थिकं प्रपञ्चयन्ति—

**पर्यायार्थिकश्चतुर्द्धा ऋजुसूत्रः शब्दः समभिरूढ एवंभूतश्च ॥ २७ ॥**

एषु ऋजुसूत्रं तावद्वितन्वन्ति—

**ऋजु वर्त्तमानक्षणस्थायि पर्यायमात्रं प्राधान्यतः सूत्रयन्नभिप्राय ऋजुसूत्रः ॥ २८ ॥**

ऋजु अतीतानागतकालक्षणकौटिल्यवैकल्यात् प्राञ्जलम्; अयं हि द्रव्यं सदपि गुणीभावान्नार्पयति, पर्यायांस्तु क्षणध्वंसिनः प्रधानतया दर्शयतीति ॥ २८ ॥

उदाहरन्ति—

**यथा सुखविवर्त्तः सम्प्रत्यस्तीत्यादिः ॥ २९ ॥**

§१ अनेन हि वाक्येन क्षणस्थायिसुखाख्यं पर्यायमात्रं प्राधान्येन प्रदर्श्यते, तदधिकरणभूतं पुनरात्मद्रव्यं गौणतया नार्प्यते । आदिशब्दाद् दुःखपर्यायोऽधुनाऽस्तीत्यादिकं प्रकृतनयनिदर्शनमभ्यूहनीयम् ॥ २९ ॥

ત્રણ પ્રકારના દ્રવ્યાર્થિક નયને કહ્યા પછી પર્યાયાર્થિક નયનું પ્રતિપાદન-

પર્યાયાર્થિકનય ચાર પ્રકારે છે; ૧ ઋજુસૂત્ર, ૨ શબ્દ, ૩ સમભિરૂઢ અને ૪ એવંભૂત. ૨૭

એ ચારમાંથી ઋજુસૂત્ર નયનું લક્ષણ—

પદાર્થના ઋજુ અર્થાત્ વર્તમાન ક્ષણ(સમય)માં રહેનાર પર્યાયમાત્રને જ મુખ્યપણે જણાવનાર અભિપ્રાય ઋજુસૂત્ર કહેવાય છે. ૨૮

§૧ ઋજુ એટલે અતીત અને અનાગત કાલરૂપ કુટિલતાથી રહિત હોવાથી સરળ આ અભિપ્રાય દ્રવ્ય વિદ્યમાન હોવા છતાં પણ તેને ગૌણ માની તેની વિવક્ષા કરતો નથી, પરન્તુ ક્ષણભંગુર પર્યાયોની મુખ્યપણે વિવક્ષા કરે છે. ૨૮

ઋજુસૂત્રનયનું ઉદાહરણ—

જેમકે-વર્તમાનકાળે સુખરૂપ પર્યાય છે. ૨૯

§૧ આ સૂત્રરૂપ વાક્ય ક્ષણમાત્ર રહેનાર સુખ નામના પર્યાયમાત્રને જ મુખ્ય પણે જણાવે છે, પરન્તુ સુખના આધારભૂત આત્મા નામના દ્રવ્યને ગૌણ ગણી જણાવતું નથી. સૂત્રગત 'આદિ' શબ્દથી હમણાં દુઃખ પર્યાય છે, વિગેરે પ્રકૃત-નય ઋજુસૂત્રના દૃષ્ટાન્ત તરીકે જાણવા ૨૯

(पं०) प्रकृतनयनिदर्शनमभ्यूहनीयमिति प्रकृतनयनिदर्शनम्, ऋजुसूत्रनयनिदर्शनम् ॥२९॥

ऋजुसूत्राभासं ब्रुवते—

**सर्वथा द्रव्यापलापी तदाभासः ॥ ३० ॥**

§१ सर्वथा गुणप्रधानभावाभावप्रकारेण तदाभास ऋजुसूत्राभासः ॥ ३० ॥

उदाहरन्ति—

यथा तथागतमतम् ॥ ३१ ॥

§१ तथागतो हि प्रतिक्षणविनश्वरान् पर्यायानेव पारमार्थिकतया समर्थयते, तदाधारभूतं तु प्रत्यभिज्ञादिप्रमाणप्रसिद्धं त्रिकालस्थायि द्रव्यं तिरस्कुरुत इत्येतन्मतं तदाभासतयोदाहृतम् ॥ ३१ ॥

ઋજુસૂત્રાભાસનું લક્ષણ—

સર્વથા (એકાન્તે) દ્રવ્યનો અપલાપ (નિષેધ) કરનાર અભિપ્રાય ઋજુસૂત્રાભાસ નય કહેવાય છે. ૩૦

§૧ ગૌણ પ્રધાનભાવનો સર્વથા અભાવ સ્વીકારવાથી તદાભાસ એટલે ઋજુસૂત્રાભાસ બને છે. ૩૦

ઋજુસૂત્રાભાસનું ઉદાહરણ—

જેમકે બૌદ્ધદર્શન. ૩૧

§૧ બૌદ્ધ પ્રતિક્ષણ વિનશ્વર પર્યાયોને જ પરમાર્થિક માનીને તેનું સમર્થન કરે છે, પરન્તુ તે પર્યાયોના આધારભૂત પ્રત્યભિજ્ઞાનાદિ પ્રમાણો દ્વારા પ્રસિદ્ધ દ્રવ્યનો તિરસ્કાર કરે છે. માટે તેના મતને (અભિપ્રાયને) દર્શનને ઋજુસૂત્રાભાસના દૃષ્ટાન્ત તરીકે જણાવેલ છે ૩૧.

शब्दनयं शब्दयन्ति—

कालादिभेदेन ध्वनेरर्थभेदं प्रतिपद्यमानः शब्दः ॥ ३२ ॥

§१ कालादिभेदेन कालकारकलिङ्गसंख्यापुरुषोपसर्गभेदेन ॥ ३२ ॥

उदाहरन्ति—

यथा बभूव भवति भविष्यति सुमेरुरित्यादिः ॥ ३३ ॥

§१ अत्रातीतवर्तमानभविष्यल्लक्षणकालत्रयभेदात् कनकाचलस्य भेदं शब्दनयः प्रतिपद्यते। द्रव्यरूपतया पुनरभेदममुष्योपेक्षते। एतच्च कालभेदे उदाहरणम्। करोति क्रियते कुम्भ इति कारकभेदे, तटस्तटी तटमिति लिङ्गभेदे, दाराः कलत्रमित्यादि सङ्ख्याभेदे, एहि मन्ये रथेन यास्यसि नहि यास्यसि यातस्ते पितेति पुरुषभेदे, सन्तिष्ठते अवतिष्ठत इत्युपसर्गभेदे ॥ ३३ ॥

શબ્દનયનું લક્ષણ—

કાલાદિ ભેદથી શબ્દના વાચ્યાર્થમાં ભેદ માનનાર અભિપ્રાય શબ્દનય કહેવાય છે. ૩૨

§૧ कालादिभेदेन—કાલ, કારક, લિંગ, સંખ્યા, પુરુષ અને ઉપસર્ગ વિગેરેના ભેદથી. ૩૨

શબ્દનયનું ઉદાહરણ—

જેમકે-સુમેરુ હતો, સુમેરુ છે, અને સુમેરુ હશે. ૩૩

§૧ અહીં શબ્દ નય અતીતકાલ, વર્તમાનકાલ અને ભવિષ્યકાલ એમ કાલના ત્રણ ભેદ દ્વારા સુમેરુ પર્વતરૂપ અર્થમાં પણ (પર્યાયરૂપે) ભેદ માને છે, પરન્તુ દ્રવ્યરૂપે એમાં જે અભેદ છે તેની ઉપેક્ષા કરે છે. શબ્દના કાલભેદથી થતા અર્થ-ભેદનું આ ઉદાહરણ જાણવું. તે જ રીતે 'कुम्भः करोति' (ઘટ જલાહરણાદિ ક્રિયા કરે છે. આ સ્થળે કુંભ કર્તા છે). 'कुम्भः क्रियते' (ઘટ કુંભાર વડે કરાય છે.' આ સ્થળે કુંભ કર્મરૂપ છે.) કારકભેદે અર્થભેદનું ઉદાહરણ છે. तटः, तटी, तटम् (કિનારો.) આ લિંગભેદે અર્થભેદનું ઉદાહરણ છે. दाराः कलत्रम्-(સ્ત્રી-ભાર્યા) આ સંખ્યાભેદે અર્થભેદનું ઉદાહરણ છે. "एहि मन्ये रथेन यास्यसि, नहि यास्यसि, यातस्ते पिता" એ રીતે ક્રિયાપદમાં ઉત્તમાદિ પુરુષભેદે અર્થભેદનું દૃષ્ટાન્ત છે અને 'सन्तिष्ठते, अवतिष्ठते' આને ઉપસર્ગભેદે અર્થભેદનું ઉદાહરણ જાણવું. ૩૩

(पं०) एहि मन्ये रथेन यास्यसि इत्यादिवाक्यत्रये-मन्ये कोऽर्थं मन्ये यास्यसि। कोऽर्थ. ? यास्यामि। 'प्रहासे च मन्योपपदे मन्यतेरुत्तमे एकवच्च' [पा० सू० १।४।१०६] ॥३३॥

एतदाभासं ब्रुवते—

तद्भेदेन तस्य तमेव समर्थयमानस्तदाभासः ॥ ३४ ॥

तद्भेदेन कालादिभेदेन तस्य ध्वनेस्तमेवार्थभेदमेव; तदाभासः शब्दाभासः ॥ ३४ ॥

उदाहरन्ति—

यथा बभूव भवति भविष्यति सुमेरुरित्यादयो भिन्नकालाः शब्दा भिन्नमेवार्थमभिदधति भिन्नकालशब्दत्वात् तादृक्सिद्धान्यशब्दवदित्यादिः ॥ ३५ ॥

§१ अनेन हि तथाविधपरामर्शोत्थेन वचनेन कालादिभेदाद्भिन्नस्यैवार्थस्याभिधायकत्वं शब्दानां व्यञ्जितम्। एतच्च प्रमाणविरुद्धमिति तद्वचनस्य शब्दनयाभासत्वम्। आदिशब्देन करोति क्रियते कट इत्यादिशब्दनयाभासोदाहरणं सूचितम् ॥ ३५ ॥

શબ્દ નયાભાસનું લક્ષણ—

તેમના ભેદથી તેના ભેદનું જ સમર્થન કરનાર તેનો આભાસ છે. ૩૪

§૧ કાલાદિના ભેદથી શબ્દના વાચ્યાર્થને એકાન્તે ભિન્ન જ માનનાર અભિપ્રાય શબ્દ નયાભાસ કહેવાય છે.

શબ્દનયાભાસનું ઉદાહરણ—

જેમકે-સુમેરુ હતો, સુમેરુ છે, સુમેરુ હશે વિગેરે ભિન્નકાલીન શબ્દો

ભિન્ન પદાર્થનું જ કથન કરે છે; કારણ કે, તે ભિન્ન કાલવાચી શબ્દ છે તેવા બીજા સિદ્ધ શબ્દોની જેમ. ૩૫

§૧ તથાપ્રકારના અભિપ્રાયવિશેષથી ઉત્પન્ન થયેલ વચન દ્વારા શબ્દો કાલાદિભેદથી ભિન્ન ભિન્ન અર્થના જ અભિધાયક હોય છે એ વ્યંજિત કર્યું. આ વચન પ્રમાણથી વિરુદ્ધ છે, માટે તે વચન શબ્દનયાભાસરૂપ છે. સૂત્રગત આદિ શબ્દથી करोति कटः, क्रियते कटः વિગેરે શબ્દનયાભાસનાં ઉદાહરણ જાણવાં. ૩૫

(પં૦) तादृक्सिद्धान्यशब्दवदिति भिन्नकालसिद्धान्यशब्दवत् ।

(પં૦) तथाविधपरामर्शोत्थेनेति भिन्नार्थाभिधायकपरामर्शोद्भवेन ॥३५॥

(ટિ૦) यथा बभूवेत्यादि । तादृक्सिद्धेति भिन्नार्थत्वप्रसिद्धशब्दत्ववत् ॥३५॥

समभिरूढनय वर्णयन्ति—

पर्यायशब्देषु निरुक्तिभेदेन भिन्नमर्थं समभिरोहन् समभिरूढः ॥ ३६ ॥

§१ शब्दनयो हि पर्यायभेदेऽप्यर्थाभेदमभिप्रैति, समभिरूढस्तु पर्यायभेदे भिन्नानर्थानभिमन्यते, अभेदं त्वर्थगतं पर्यायशब्दानामुपेक्षत इति ॥ ३६ ॥

उदाहरन्ति—

इन्दनादिन्द्रः शकनाच्छक्रः पूर्दारणात् पुरन्दर इत्यादिषु यथा ॥ ३७ ॥

इत्यादिषु पर्यायशब्देषु यथा निरुक्तिभेदेन भिन्नमर्थं समभिरोहन्नभिप्रायविशेषः समभिरूढस्तथाऽन्येष्वपि घटकुटकुम्भादिषु द्रष्टव्यः ॥ ३७ ॥

સમભિરૂઢનયનું લક્ષણ—

વ્યુત્પત્તિના ભેદથી પર્યાયાત્મક શબ્દો ભિન્ન ભિન્ન અર્થના વાચક છે એવું સ્વીકારનાર અભિપ્રાય સમભિરૂઢનય કહેવાય છે. ૩૬

§૧ જો કે શબ્દનય પર્યાયભેદમાં પણ અર્થને અભિન્ન માને છે, પરંતુ સમભિરૂઢનય પર્યાયભેદે અર્થને ભિન્ન માને છે, અને પર્યાયશબ્દોના અર્થગત અભેદની ઉપેક્ષા કરે છે ૩૬

સમભિરૂઢનયનું ઉદાહરણ—

ઐશ્વર્ય (ઠકુરાઈ) ભોગવે તે ઈન્દ્ર, સમર્થ હોય તે શક્ર, શત્રુનાં પુર-(નગર)નો નાશ કરે તે પુરંદર કહેવાય છે. ૩૭

§૧ ઈન્દ્ર, શક્ર, પુરંદર વિગેરે પર્યાયશબ્દોમાં નિરુક્તિના ભેદથી ભિન્ન અર્થને માનનાર અભિપ્રાયવિશેષ સમભિરૂઢનય કહેવાય છે. તે જ પ્રકારે ઘટ, કુટ, કુંભ વિગેરે પર્યાયશબ્દોમાં પણ ભિન્ન અર્થને સ્વીકારનાર અભિપ્રાય સમભિરૂઢનય છે એમ સમજી લેવું. ૩૭

एतदाभासमामापन्ते—

पर्यायध्वनीनामभिधेयनानात्वमेव कक्षीकुर्वाणस्तदाभासः ॥ ३८ ॥

तदाभासः समभिरूढाभासः ॥ ३८ ॥

उदाहरन्ति—

यथेन्द्रः शक्रः पुरन्दर इत्यादयः शब्दाः भिन्नाभिधेया एव भिन्नशब्दत्वात् करिकुरङ्गतुरङ्गशब्दवदित्यादिः ॥३९॥

સમભિરૂઢનયાભાસનું લક્ષણ—

પર્યાયવાચી શબ્દોના વાચ્યાર્થને સર્વથા (એકાન્ત) ભિન્ન માનનાર અભિપ્રાય સમભિરૂઢનયાભાસ કહેવાય છે. ૩૮

સમભિરૂઢનયાભાસનું ઉદાહરણ—

જેમકે ઈન્દ્ર, શક્ર, પુરંદર વિગેરે શબ્દો ભિન્ન ભિન્ન અભિધેય (વાચ્યાર્થ)ના જ વાચક છે, કારણ કે, તે કરિ, કુરંગ અને તુરંગની જેમ ભિન્ન ભિન્ન શબ્દો છે. ૩૯

एवंभूतनयं प्रकाशयन्ति—

शब्दानां स्वप्रवृत्तिनिमित्तभूतक्रियाविष्टमर्थं वाच्यत्वेनाभ्युपगच्छन्नेवंभूतः ॥४०॥

समभिरूढनयो हीन्दनादिक्रियायां सत्यामसत्यां च वासवादेरर्थस्येन्द्रादिव्यपदेशमभिप्रैति, पशुविशेषस्य गमनक्रियायां सत्यामसत्यां च गोव्यपदेशवत् तथा रूढेः सद्भावात् । एवंभूतः पुनरिन्दनादिक्रियापरिणतमर्थं तत्क्रियाकाले इन्द्रादिव्यपदेशभाजमभिमन्यते; न हि कश्चिदक्रियाशब्दोऽस्यास्ति, गौरश्व इत्यादिजातिशब्दाभिमतानामपि क्रियाशब्दत्वात्–गच्छतीति गौः, आशुगामित्वादश्व इति । शुक्लो नील इति गुणशब्दाभिमता अपि क्रियाशब्दा एव—शुचिभवनात् शुक्लो नीलनान्नील इति । देवदत्तो यज्ञदत्त इति यदृच्छाशब्दाभिमता अपि क्रियाशब्दा एव–देव एनं देयात्, यज्ञ एनं देयादिति । संयोगिद्रव्यशब्दाः समवायिद्रव्यशब्दाश्चाभिमताः क्रियाशब्दा एव–दण्डोऽस्यास्तीति दण्डी, विषाणमस्यास्तीति विषाणीत्यस्तिक्रियाप्रधानत्वात् । पञ्चतयी तु शब्दानां व्यवहारमात्रात् न निश्चयादित्यय नयः स्वीकुरुते ॥४०॥

उदाहरन्ति—

यथेन्दनमनुभवन्निन्द्रः शकनक्रियापरिणतः शक्रः पूर्दारणप्रवृत्तः पुरन्दर इत्युच्यते ॥४१॥

એવંભૂતનયનું લક્ષણ—

(શબ્દની) પોતાની પ્રવૃત્તિના નિમિત્તરૂપ ક્રિયાથી યુક્ત અર્થને તે શબ્દના વાચ્યાર્થ તરીકે સ્વીકારનાર અભિપ્રાય એવંભૂતનય કહેવાય છે. ૪૦

રૂઢી તથા પ્રકારની રૂઢિ (રિવાજ)ને લઈને ગમનક્રિયા હોય કે ન હોય તો પણ પશુવિશેષમાં ગાયનો વ્યવહાર કરાય છે તેમ ઈન્દનાદિ (ઠકુરાઈ વિગેરે)

ક્રિયા હોય કે ન હોય તો પણ વાસવાદિ પદાર્થમાં ઈન્દ્રાદિનો વ્યવહાર કરવાનું સમભિરૂઢનય સ્વીકારે છે, પરંતુ એવંભૂતનય તો ઈન્દનાદિ ક્રિયાથી પરિણત પદાર્થને તે ક્રિયાના સમયે જ ઈન્દ્રાદિ શબ્દોના વ્યવહારને યોગ્ય માને છે, કારણ કે આ એવંભૂતનયના મતે તો કોઈ પણ શબ્દ–અર્થાત્ તે બધા શબ્દોને ધાતુમૂલક ગણે છે (૧) ગાય, અશ્વ વગેરે જાતિવાચક શબ્દો પણ ક્રિયાવાચક શબ્દો છે; જેમકે–ગમન કરે તે ગાય, આશુ (ઝડપથી) ગમન કરે તે અશ્વ. (૨) શુચિ–શુદ્ધ થતો હોઈ શુક્લ અને નીલ થતો હોઈ નીલ એમ (ગુણવાચક શબ્દો પણ ક્રિયાવાચક છે.) (૩) દેવદત્ત, યજ્ઞદત્ત વગેરે યદૃચ્છા-શબ્દોય ક્રિયાશબ્દો છે, જેમકે 'દેવ એને આપો' 'યજ્ઞ એને આપો' એવી વ્યુત્પત્તિ દેવદત્ત અને યજ્ઞદત્તની છે. (૪) દણ્ડી વગેરે સંયોગી દ્રવ્ય શબ્દો પણ પોતપોતાની ક્રિયાથી યુક્ત હોઈ ક્રિયાશબ્દો છે. જેમકે, આ દંડ ધારણ કરે છે માટે દણ્ડી.

સમવાયી દ્રવ્ય શબ્દો પણ પોતપોતાની ક્રિયાથી યુક્ત હોઈ ક્રિયાશબ્દો છે. જેમકે આ વિષાણ (શિંગડાં) ધરાવે છે માટે વિષાણી શબ્દોના આ પાંચ ભેદ વ્યવહારનયની અપેક્ષાએ છે, પરંતુ નિશ્ચયનયની અપેક્ષાએ નથી એ પ્રમાણે આ એવંભૂતનય સ્વીકારે છે. ૪૦

એવંભૂતનયનું ઉદાહરણ—

ઐશ્વર્યનો અનુભવ કરતો હોય (ઠકુરાઈ ભોગવતો હોય–ઐશ્વર્યભોગ-રૂપ ક્રિયા કરતો હોય) ત્યારે ઈન્દ્ર, સામર્થ્યને અનુભવતો હોય–(સામર્થ્યરૂપ ક્રિયા હોય) ત્યારે શક્ર, અને શત્રુના નગરનો નાશ કરવાને પ્રવૃત્ત થયેલ હોય ત્યારે પુરંદર, એ પ્રમાણે કહેવાય છે. ૪૧

(पं०) तत्क्रियाकाले इति इन्दनादिक्रियाकाले । अस्येति एवम्भूतस्य । क्रियाशब्दत्वा-दित्यतोऽग्रे कथमिति गम्यम् । दण्डीति संयोगिद्रव्यशब्द । विषाणीति समवायिद्रव्यशब्दः । पञ्चतयीति जातिगुणयदृच्छासंयोगिसमवायिशब्दा इति पञ्च ॥४०॥

(टि०) न हि कश्चिदित्यादि । अस्येति एवंभूतनयस्य मते न द्रव्यगुणजातिशब्दा । शब्द-श्चतुर्विध. । तद्यथा द्रव्यतो गुणतो जातित· क्रियातश्चेति । द्रव्यतो दण्डीति । गुणतो रक्त शुक्ल इति । जातितो गौरिति ब्राह्मण इति वा । क्रियात स्वर्णकाररूपकारादि· । केचित् पञ्चधा समाचक्षते नामतश्च, केचिद् यादृच्छिकभेदं पञ्चममाहु । तयोर्द्रव्यकलनायामेवान्तर्भाव. डित्थेत्यादि । उक्तं च—

द्रव्यक्रियाजातिगुणप्रभेदात् डवित्थकर्तृद्विजपाटलादौ ।
शब्दप्रवृत्तिं मुनयो वदन्ति चतुष्टयीं कालविद. पुराणाः ॥१॥

पञ्चतयीति पञ्चप्रकारा यथा द्रव्यजातिक्रियागुणयदृच्छाभेदात् । अयमिति एवंभूतनय ॥४०॥

एवंभूताभासमाचक्षते—

**क्रियाऽनाविष्टं वस्तु शब्दवाच्यतया प्रतिक्षिपंस्तु तदाभासः ॥४२॥**

§१ क्रियाऽऽविष्टं वस्तु ध्वनीनामभिधेयतया प्रतिजानानोऽपि यः परामर्शस्त-दनाविष्टं तत्तेषां तथा प्रतिक्षिपति न तूपेक्षते स एवंभूतनयाभासः, प्रतीतिविघातात् ॥४२॥

उदाहरन्ति–

यथा विशिष्टचेष्टाशून्यं घटाख्यं वस्तु न घटशब्दवाच्यं घटशब्दप्रवृत्तिनिमित्तभूतक्रियाशून्यत्वात् पटवदित्यादिः ॥४३॥

§१ अनेन हि वचसा क्रियाऽनाविष्टस्य घटादेर्वस्तुनो घटादिशब्दवाच्यता-निषेधः क्रियते स च प्रमाणबाधित इति तद्वचनमेवंभूतनयाभासोदाहरणतयोक्तम् ॥४३॥

એવંભૂતનયાભાસનું લક્ષણ –

ક્રિયાથી રહિત પદાર્થને શબ્દના વાચ્ય તરીકે નહિ સ્વીકારનાર અભિપ્રાય એવભૂતનયાભાસ કહેવાય છે. ૪૨

§૧ ક્રિયાયુક્ત પદાર્થને શબ્દના અભિધેય-(વાચ્ય) તરીકે સ્વીકારતો હોવા છતાં પણ જે અભિપ્રાય ક્રિયાથી રહિત પદાર્થની શબ્દના અભિધેય તરીકે ઉપેક્ષા નહિ પરન્તુ અસ્વીકાર કરે તે એવંભૂતનયાભાસ કહેવાય છે. કારણ કે, તેમાં પ્રતીતિ (અનુભવ)નો વિઘાત થાય છે. ૪૨

એવંભૂતનયાભાસનું ઉદાહરણ—

વિશિષ્ટ (જલાહરણ) ક્રિયાથી રહિત ઘટ પદાર્થ ઘટશબ્દનો વાચ્ય નથી જ, કારણ કે પટની જેમ તે ઘટશબ્દની પ્રવૃત્તિના નિમિત્તભૂત ક્રિયાથી રહિત છે. ૪૩

§૧ આ વચનથી ક્રિયારહિત ઘટાદિ પદાર્થમાં ઘટાદિ શબ્દની વાચ્યતાનો નિષેધ કરાય છે, અર્થાત્ અહીં ક્રિયારહિત ઘટપદાર્થ ઘટશબ્દનો વાચ્ય નથી એવો નિષેધ કરાય છે અને તે નિષેધ પ્રમાણ દ્વારા બાધિત છે. માટે તે (નિષેધાત્મક) વચનો એવંભૂતનયાભાસના ઉદાહરણ તરીકે જણાવેલ છે. ૪૩

(पं०) तदनाविष्टमिति क्रियानाविष्टम्। तदिति वस्तु। तेषामिति ध्वनीनाम्। तथेति अभिधेयतया क्रियाऽनाविष्टं वस्तु तेषां ध्वनीनामभिधेयं न भवतीति वाक्यगर्भाशय ॥४२॥

(टि०) यथा विशिष्टचेष्टेत्यादि । स चेति घटादिशब्दवाच्यतानिषेधः । प्रमाणेति प्रत्यक्षादिप्रमाणनिराकृत । तद्वचनमिति घटादिवाच्यत्वनिषेधकं वाक्यम् ॥४३॥

के पुनरेषु नयेष्वर्थप्रधानाः के च शब्दनया इति दर्शयन्ति–

एतेषु चत्वारः प्रथमेऽर्थनिरूपणप्रवणत्वादर्थनयाः ॥४४॥

शेषास्तु त्रयः शब्दवाच्यार्थगोचरतया शब्दनयाः ॥४५॥

આ સાત નયોમાં કેટલાક નયો અર્થનય રૂપ છે અને કેટલાક નયો શબ્દ-નય રૂપ છે ? તેનું નિરૂપણ—

આ નૈગમાદિ સાત નયોમાં પહેલા ચાર નયો અર્થ(પદાર્થ)નું નિરૂપણ કરતા હોવાથી અર્થનયો કહેવાય છે. ૪૪

અને બાકીના ત્રણ નયો શબ્દના અર્થાત્ શબ્દના વાચ્યાર્થને વિષય કરતા હોવાથી શબ્દનયો કહેવાય છે. ૪૫

कः पुनरत्र बहुविषयः को वाऽल्पविषयो नय इति विवेचयन्ति—

**पूर्वः पूर्वो नयः प्रचुरगोचरः, परः परस्तु परिमित-विषयः ॥४६॥**

तत्र नैगमसंग्रहयोस्तावन्न संग्रहो बहुविषयो, नैगमात् परः, किं तर्हि नैगम एव संग्रहात् पूर्व इत्याहुः—

**सन्मात्रगोचरात् संग्रहान्नैगमो भावाभावभूमिकत्वाद् भूमविषयः ॥४७॥**

§१ भावाभावभूमिकत्वाद्भावाभावविषयत्वात्, भूमविषयो बहुविषयः ॥४७॥

આ નૈગમાદિ સાત નયોમાં કયો નય અધિક વિષયવાળો છે, અને કયો નય અલ્પ વિષયવાળો છે તેનું વિવેચન—

નૈગમાદિ સાતે નયોમાં પહેલા પહેલા નયો અધિક અધિક વિષયવાળા છે, પરંતુ પછી પછીના નયો અલ્પ અલ્પ વિષયવાળા છે. ૪૬

નૈગમાદિ સાતે નયોમાંથી નૈગમ અને સંગ્રહ એ બે નયોમાં નૈગમની પછી રહેલ સંગ્રહ બહુ વિષયવાળો નથી પરંતુ સંગ્રહની પહેલાં રહેલ નૈગમ જ બહુ વિષયવાળો છે એટલે સૂત્રકાર જણાવે છે—

સત્તા (ભાવ) માત્રના વિષયવાળા (અર્થાત્) માત્ર સત્તાને જ વિષય કરનાર સંગ્રહનયની અપેક્ષાએ ભાવ અને અભાવ (સત્ અને અસત્) બન્નેના વિષયવાળો હોવાથી નૈગમનય અધિક વિષયવાળો છે. ૪૭

§૧ भावाभावभूमिकत्वात्‌નો અર્થ ભાવ અને અભાવના વિષયવાળો હોવાથી भूमविषयः એટલે બહુ (અધિક) વિષયવાળો છે. ૪૭

संग्रहाद् व्यवहारो बहुविषय इति विपर्ययमपास्यन्ति—

**सद्विशेषप्रकाशकाद् व्यवहारतः संग्रहः समस्तसत्समूहोपदर्शकत्वाद् बहुविषयः ॥४८॥**

व्यवहारो हि कतिपयान् सत्प्रकारान् प्रकाशयतीत्यल्पविषयः, संग्रहस्तु सकलसत्प्रकाराणां समूहं ख्यापयतीति बहुविषयः ॥४८॥

व्यवहाराद् ऋजुसूत्रो बहुविषय इति विपर्यासं निरस्यन्ति—

**वर्तमानविषयादृजुसूत्राद् व्यवहारस्त्रिकालविषयावलम्बित्वादनल्पार्थः ॥४९॥**

§१ वर्तमानक्षणमात्रस्थायिनमर्थमृजुसूत्र. सूत्रयतीत्यसावल्पविषयः, व्यवहारस्तु कालत्रितयवर्त्यर्थजातमवलम्बत इत्ययमनल्पार्थ इति ॥४९॥

સંગ્રહનયની અપેક્ષાએ વ્યવહારનય અધિક વિષયવાળો છે એવી વિપરીત-માન્યતાનું નિરસન—

સત્ સામાન્યના કેટલાક વિશેષોને જણાવનાર વ્યવહારની અપેક્ષાએ સત્સામાન્યમાં સમાવેશ પામતી બધી જ વસ્તુઓને જણાવનાર સંગ્રહનય અધિક વિષયવાળો છે ૪૮

§૧ વ્યવહારનય સત્સામાન્યના (સત્-વર્ગના) કેટલાક પ્રકારોને જ જણાવે છે, માટે તે અલ્પ વિષયવાળો છે, જ્યારે સંગ્રહનય સત્-સામાન્ય અન્તર્ગત સમસ્ત પદાર્થોને જણાવનાર હોવાથી અધિક વિષયવાળો છે ૪૮

ઋજુસૂત્ર વ્યવહારનયથી અધિક વિષયવાળો છે એ વિપરીત માન્યતાનું નિરસન—

વર્તમાન ક્ષણસ્થાયી પદાર્થને વિષય કરનાર ઋજુસૂત્રનયની અપેક્ષાએ વ્યવહારનય ત્રણે કાલના પદાર્થોને વિષય કરનાર હોવાથી વિશેષ વિષયવાળો છે. ૪૯

§૧ ઋજુસૂત્રનય માત્ર વર્તમાન ક્ષણમાં જ રહેનાર પદાર્થને જણાવે છે, માટે તે અલ્પવિષયવાળો છે, પરંતુ વ્યવહારનય તો ત્રણે કાલના પદાર્થોને વિષય કરનાર હોવાથી બહુ વિષયવાળો છે ૪૯

(પં૦) समस्तसत्समूहोपदर्शकत्वादिति सर्वमेकं सदविशेषात् ॥४८॥

ऋजुसूत्राच्छब्दो बहुविषय इत्याशङ्कामपसारयन्ति—

**कालादिभेदेन भिन्नार्थोपदर्शिनः शब्दादृजुसूत्रस्तद्विपरीतवेदकत्वान्महार्थः ॥५०॥**

§१ शब्दनयो हि कालादिभेदाद्भिन्नमर्थमुपदर्शयतीति स्तोकविषयः, ऋजुसूत्रस्तु कालादिभेदतोऽप्यभिन्नमर्थं सूचयतीति बहुविषय इति ॥५०॥

शब्दात् समभिरूढो महार्थ इत्यारेकां पराकुर्वन्ति—

**प्रतिपर्यायशब्दमर्थभेदमभीप्सतः समभिरूढाच्छब्दस्तद्विपर्ययानुयायित्वात् प्रभूतविषयः ॥५१॥**

§१ समभिरूढनयो हि पर्यायशब्दानां व्युत्पत्तिभेदेन भिन्नार्थतामर्थयत इति तनुगोचरोऽसौ, शब्दनयस्तु तेषां तद्भेदेनाप्येकार्थतां समर्थयत इति समधिक विषयः ॥५१॥

શબ્દનય ઋજુસૂત્રથી અધિક વિષયવાળો છે એ શંકાનું અપસરણ—

કાલાદિ ભેદ દ્વારા ભિન્ન અર્થને જણાવનાર શબ્દનયની અપેક્ષાએ ઋજુસૂત્ર તેનાથી વિપરીત અભિન્ન પદાર્થને જણાવનાર હોવાથી વિશેષ વિષયવાળો છે. ૫૦

§૧ શબ્દનય કાલાદિભેદ દ્વારા ભિન્ન ભિન્ન પદાર્થ(અર્થભેદ)ને જણાવે છે, જ્યારે ઋજુસૂત્ર તો કાલાદિ ભેદ હોવા છતાં અભિન્ન અર્થને જણાવનાર હોવાથી વધારે વિષયવાળો છે. ૫૦

શબ્દથી સમભિરૂઢ વધારે વિષયવાળો છે એ શંકાનું નિરાકરણ—

દરેક પર્યાયવાચી શબ્દોને ભિન્ન ભિન્ન વાચ્યાર્થવાળા માનનાર સમભિરૂઢ નયની અપેક્ષાએ શબ્દનય તો તે પર્યાયવાચી ભિન્ન ભિન્ન શબ્દોને પણ એકાર્થવાચી માનનાર હોવાથી પ્રભૂત વિષયવાળો છે. ૫૧

§૧ સમભિરૂઢનય જુદી જુદી વ્યુત્પત્તિવડે પ્રતિપર્યાય શબ્દોને ભિન્ન ભિન્ન અર્થવાળા માને છે, માટે તે અલ્પવિષયવાળો છે; જ્યારે શબ્દનય જુદી જુદી વ્યુત્પત્તિ હોવા છતાં પણ પ્રતિ પર્યાય શબ્દોને અભિન્ન અર્થને જણાવનાર માને છે માટે પ્રચુર વિષયવાળો છે. ૫૧

(पं०) असाविति ऋजुसूत्रः । तेषामिति शब्दानाम् । तद्भेदेनेति व्युत्पत्तिभेदेन ॥५१॥

समभिरूढादेवंभूतो भूमविषय इत्यप्याकूतं प्रतिक्षिपन्ति—

प्रतिक्रियं विभिन्नमर्थं प्रतिजानानादेवंभूतात् समभिरूढस्तदन्यथार्थस्थापकत्वान्महागोचरः ॥५२॥

§१ एवंभूतनयो हि क्रियाभेदेन भिन्नमर्थं प्रतिजानीत इति तुच्छविषयोऽसौ, समभिरूढस्तु तद्भेदेनाप्यभिन्नं भावमभिप्रैतीति प्रभूतविषयः ॥५२॥

સમભિરૂઢથી એવંભૂત અધિક વિષયવાળો છે, એ માન્યતાનું નિરાકરણ—

ભિન્ન ભિન્ન ક્રિયાદ્વારા શબ્દોને ભિન્ન ભિન્ન અર્થના વાચક માનનાર એવંભૂત નયની અપેક્ષાએ સમભિરૂઢનય ક્રિયાનો ભેદ હોવા છતાં અભિન્ન અર્થને માનનાર હોવાથી વધુ વિષયવાળો છે. ૫૨

§૧ એવંભૂતનય ક્રિયાના ભેદથી અર્થમાં પણ ભેદ માને છે માટે તે અલ્પવિષયવાળો છે જ્યારે સમભિરૂઢનય ક્રિયાનો ભેદ હોવા છતાં પણ પદાર્થને અભિન્ન માને છે, માટે પુષ્કળ વિષયાવળો છે ૫૨

(पं०) तद्भेदेनापीति क्रियाभेदेनापि ॥५२॥

अथ यथा नयवाक्यं प्रवर्त्तते तथा प्रकाशयन्ति—

नयवाक्यमपि स्वविषये प्रवर्त्तमानं विधिप्रतिषेधाभ्यां सप्तभङ्गीमनुव्रजति ॥५३॥

§१ नयवाक्यं प्राग्लक्षितविकलादेशस्वरूपं, न केवलं सकलादेशस्वभावं प्रमाणवाक्यमित्यपि शब्दार्थः । स्वविषये स्वाभिधेये प्रवर्त्तमानं विधिप्रतिषेधाभ्यां परस्परविभिन्नार्थनययुग्मसमुत्थविधाननिषेधाभ्यां कृत्वा सप्तभङ्गीमनुगच्छति, प्रमाणसप्तभङ्गीवदेतद्विचारः कर्त्तव्यः ।

§२ नयसप्तभङ्गीष्वपि प्रतिभङ्गं स्यात्कारस्यैवकारस्य च प्रयोगसद्भावात् । तासां विकलादेशत्वादेव सकलादेशात्मिकायाः प्रमाणसप्तभङ्ग्या विशेषव्यवस्था-

पनात् । विकलादेशस्वभावा हि नयसप्तभङ्गी वस्त्वंशमात्रप्ररूपकत्वात्; सकलादेशस्वभावा तु प्रमाणसप्तभङ्गी संपूर्णवस्तुस्वरूपप्ररूपकत्वादिति ॥५३॥

નયવાકયની પ્રવૃત્તિનું સ્વરૂપ—

પોતાના વિષયમાં પ્રવૃત્તિ કરનાર નયવાકય પણ વિધિ અને નિષેધની વિવક્ષા વડે સપ્તભંગીનું રૂપ પામે છે. ૫૩

§૧ માત્ર સકલાદેશસ્વભાવવાળું પ્રમાણવાકય જ સ્વવિષયમાં પ્રવર્તતું વિધિ- અને નિષેધની કલ્પના દ્વારા સપ્તભંગીને પ્રાપ્ત થાય છે એમ નથી, પરંતુ અગાઉ જણાવેલ વિકલાદેશસ્વભાવવાળું નયવાકય પણ સ્વવિષયમાં પ્રવૃત્તિ કરતું પરસ્પર ભિન્ન ભિન્ન અર્થવાળા બે નયથી ઉત્પન્ન થયેલ વિધિ અને નિષેધ દ્વારા સપ્તભંગીને પ્રાપ્ત થાય છે અર્થાત્ જેમ પ્રમાણવાકયની સપ્તભંગી બને છે તેમ નયવાકયની પણ સપ્તભંગી બને છે. નયસપ્તભંગીના સ્વરૂપનો વિચાર પ્રમાણ સપ્તભંગીની જેમ સમજી લેવો.

§૨ નય સપ્તભંગીના દરેક ભંગમાં પણ 'स्यात्कार' અને 'एवकार' નો પ્રયોગ થાય છે, તો પણ વિકલાદેશસ્વરૂપવાળી નય સપ્તભંગી સકલાદેશસ્વભાવવાળી પ્રમાણ સપ્તભંગીથી જુદી છે નયસપ્તભંગી વિકલાદેશસ્વભાવવાળી જ છે, કારણ કે તે વસ્તુ (પદાર્થ)ના અંશમાત્રને જ જણાવનાર છે, જ્યારે પ્રમાણ સપ્તભંગી તો સકલાદેશસ્વભાવવાળી છે, કારણ કે તે વસ્તુ (પદાર્થ)ના સંપૂર્ણ સ્વરૂપને જણાવનાર છે. (બંને સપ્તભંગીમાં આટલો જ તફાવત છે) ૫૩

(पं०) विकलादेशत्वादेवेत्यत्र तासां सप्तभङ्गीनाम्, अत्र च काक्वा व्याख्या ॥५३॥

एवं नयस्य लक्षणसंख्याविषयान् व्यवस्थाप्येदानीं फलं स्फुटयन्ति—

प्रमाणवदस्य फलं व्यवस्थापनीयम् ॥५४॥

प्रमाणस्येव प्रमाणवत्, अस्येति नयस्य, यथा खल्वानन्तर्येण प्रमाणस्य संपूर्णवस्त्वज्ञाननिवृत्तिः फलमुक्तम्, तथा नयस्यापि वस्त्वेकदेशाज्ञाननिवृत्तिः फलमानन्तर्येणावधार्यम् । यथा च पारम्पर्येण प्रमाणस्योपादानहानोपेक्षाबुद्धयः संपूर्णवस्तुविषयाः फलत्वेनाभिहितास्तथा नयस्यापि वस्त्वंशविषयास्ताः परम्पराफलत्वेनावधारणीयाः । तदेतद् द्विप्रकारमपि नयस्य फलं ततः कथञ्चिद्भिन्नमभिन्नं वाऽवगन्तव्यम् । नयफलत्वान्यथानुपपत्तेः कथञ्चिद्भेदाभेदप्रतिष्ठा च नयफलयोः प्रागुक्तप्रमाणफलयोरिव कुशलैः कर्त्तव्याः ॥५४॥

આ રીતે નયના લક્ષણ, સંખ્યા, વિષયની વ્યવસ્થા કરીને ફલનું સ્પષ્ટીકરણ કરવામાં આવે છે—

નયના ફલની વ્યવસ્થા પ્રમાણના ફલની વ્યવસ્થાની જેમ કરી લેવી. ૫૪

§૧ પ્રમાણનું અનન્તર (સાક્ષાત્) ફલ જેમ વસ્તુ સંબંધી સમસ્ત અજ્ઞાનનો નાશ કહેલ છે, તેમ નયનું અનન્તર (તાત્કાલિક) ફલ વસ્તુ (પદાર્થ)ના એક

અંશ સંબંધી અજ્ઞાનના નાશરૂપ જાણવું. પ્રમાણનું પરંપરા ફલ (ફલનું ફલ) જેમ સંપૂર્ણ પદાર્થ વિષયક ઉપાદાન, હાન અને ઉપેક્ષા બુદ્ધિ છે, તેમ નયનું પરંપરાફલ વસ્તુ (પદાર્થ)ના અંશવિષયક ઉપાદાન, હાન અને ઉપેક્ષાબુદ્ધિ જાણવી. નયનું અનન્તર અને પરંપરા એમ બન્ને પ્રકારનું ફલ નયથી કથંચિદ્ ભિન્ન અને કથંચિદ્ અભિન્ન જાણવું. અન્યથા નય અને ફલનો સંબંધ ઘટી શકશે નહિ. નય અને નયના ફલમાં કથંચિદ્ ભેદાભેદની પ્રતિષ્ઠા (વ્યવસ્થા) પ્રમાણ અને પ્રમાણના ફલમાં પહેલાં જે રીતે કહેલ છે, તે રીતે વિદ્વાનોએ કરી લેવી. ५४

(पं०) आनन्तर्येणेति अव्यवहितत्वेन । पारम्पर्येणेति व्यवधानेन । वस्त्वंशविषयास्ता इति ताः हानोपेक्षाबुद्धय । तत इति नयात् ॥५४॥

(टि०) एवं नयस्येत्यादि । ता इति उपादानहानोपेक्षाबुद्धय. । तदेतदिति अनन्तपारम्पर्यरूपं द्विभेदमपि । तत इति नयात् । कथञ्चिदिति न तु सर्वथा भिन्नं न च सर्वथा तादात्मीभूतम् ॥५४॥

तदित्थं प्रमाणनयतत्त्वं व्यवस्थाप्य सम्प्रति तेषां तत्र कथञ्चिदविष्वग्भावेनावस्थितेरखिलप्रमाणनयानां व्यापकं प्रमातारं स्वरूपतो व्यवस्थापयन्ति—

**प्रमाता प्रत्यक्षादिप्रसिद्ध आत्मा ॥५५॥**

§१ प्रमिणोतीति प्रमाता, किम्भूतः क इत्याह—प्रत्यक्षादिप्रसिद्धः प्रत्यक्षपरोक्षप्रमाणप्रतीतः, अतति अपरापरपर्यायान् सततं गच्छतीत्यात्मा जीवः ।

આ પ્રમાણે પ્રમાણ અને નયતત્ત્વની વ્યવસ્થા કરીને તેમનાથી અભિન્નરૂપે અવસ્થિત પ્રમાતા, જે બધા પ્રમાણ અને નયોમાં વ્યાપક છે, તેના સ્વરૂપની વ્યવસ્થા—

**પ્રત્યક્ષાદિ પ્રમાણોથી સિદ્ધ આત્મા પ્રમાતા કહેવાય છે. ५५**

§१ જે યથાર્થ જ્ઞાન કરે તે. (प्रमीणोतीति प्रमाता)

શંકા—પ્રમાતા કેવો છે અને કોણ છે?

સમાધાન—પ્રમાતા પ્રત્યક્ષ અને પરોક્ષ પ્રમાણોથી પ્રસિદ્ધ આત્મા છે. નિરંતર નવનવા પર્યાયોને પામે તે આત્મા, જેનું બીજું નામ જીવ છે. (अतति अपरापरपर्यायान् सततं गच्छति इति आत्मा)

(पं०) तेषामिति प्रमाणनयतत्त्वानाम् । तत्रेति आत्मनि ।

(टि०) तदित्थमित्यादि । तेषामिति प्रमाणनयानाम् । तत्रेति प्रमातरि । अविष्वग्भावेनेति अविनाभावेन ।

§२ इहात्मानं प्रति विप्रतिपेदिरे परे । चार्वाकास्तावच्चर्चयांचक्रुः—कायाकारपरिणामदशायामभिव्यक्तचैतन्यधर्मकाणि पृथिव्यप्तेजोवायुसंज्ञकानि चत्वार्येव भूतानि तत्त्वम्, न तु तद्व्यतिरिक्तः कश्चिद् भवान्तरानुसरणव्यसनवानात्मा; यदुवाच बृहस्पतिः—"पृथिव्यपस्तेजोवायुरिति तत्त्वानि, तत्समुदाये शरीरविषयेन्द्रियसंज्ञाः;

तेभ्यश्चैतन्यम्" इति प्रत्येकमदृश्यमानचैतन्यान्यपि च भूतानि समुदितावस्थानि चैतन्यं व्यञ्जयिष्यन्ति, मदशक्तिवत्; यथा हि काष्ठपिष्टादयः प्रागदृश्यमानामपि मदशक्तिमासादितसुराकारपरिणामा व्यञ्जयन्ति; तद्वदेतान्यपि चैतन्यमिति ।

§२ આત્માના લક્ષણમા અન્ય દર્શનકારોએ વિવાદ કર્યો છે. તેમાં પ્રથમ ચાર્વાકોએ કરેલ આત્મતત્ત્વની ચર્ચા નીચે પ્રમાણે છે. કાયાકાર બને છે ત્યારે જેમાં ચૈતન્ય અભિવ્યક્ત થાય છે એવાં પૃથ્વી, પાણી, તેજ અને વાયુ નામના ચાર ભૂતો એ જ તત્ત્વ છે. પરંતુ તેથી ભિન્ન ભવાન્તરમાં જનાર (અપર અપર મનુષ્યાદિ પર્યાયોને પામનાર) આત્મા નામનું કોઈ તત્ત્વ નથી. તે અંગે આચાર્ય બૃહસ્પતિનું કથન છે કે પૃથ્વી, પાણી, તેજ અને વાયુ એ તત્ત્વો છે. એ તત્ત્વોના સમુદાયમાં શરીરસંજ્ઞા, વિષયસંજ્ઞા, અને ઇન્દ્રિયસંજ્ઞા છે, અને તેમાંથી (શરીરસંજ્ઞા, વિષયસંજ્ઞા અને ઈન્દ્રિયસંજ્ઞામાં પરિણત ભૂતસમુદાયમાંથી) ચૈતન્ય છે. જો કે પૃથ્વી, પાણી, તેજ અને વાયુ આ ચારે ભૂતોમાંના પ્રત્યેકમાં ચૈતન્ય દૃશ્યમાન નથી તો પણ જ્યારે તેઓનો સમુદાય બને છે ત્યારે તેઓ મદશક્તિની જેમ ચૈતન્યનો આવિર્ભાવ કરશે. જેમ કાષ્ઠપિષ્ટાદિમાં (તાડાદિ, ધાવડીના ફૂલ, મહુડાનાં ફૂલ, કોદ્રવાદિમા) મદશક્તિ દેખાતી નથી પણ જ્યારે તેઓ સુરાકારને પામે છે ત્યારે મદશક્તિનો આવિર્ભાવ કરે છે, તેમ આ ભૂતો પણ ચૈતન્યનો આવિર્ભાવ કરે છે.

(पं०) परे इति परतीर्थ्याः । परे इत्यतः पुरस्तेष्विति गम्यम् । तद्व्यतिरिक्त इति भूतव्यतिरिक्तः । प्रत्येकमित्यादिना नास्तिक एव वक्ति । एतान्यपीति भूतान्यपि ।

(टि०) यथा हि काष्ठेति काष्ठं ताडादि तद्रससम्भूता पिष्टं कोद्रवादि पिष्टपेयाधातुकीपुष्पसम्मिश्रा' तद्रसपरिणतिर्मदशक्तिव्यञ्जिका स्यात् । तद्वदिति पिष्टकाष्ठादिवत् । एतानीति चत्वारि महाभूतानि ।

तदेतत् तरलतरमतिविलसितम्, कायाकारपरिणतभूतैश्चैतन्याभिव्यक्तेरसिद्धेः, सतः खल्वभिव्यक्तिर्युक्ता । न च देहदशायाः प्राग् भूतेषु चैतन्यसत्तासाधकं प्रत्यक्षमस्ति, तस्यैन्द्रियकस्यातीन्द्रिये तस्मिन्नप्रवर्तनात्, अनैन्द्रियकस्य तस्य त्वयाऽनङ्गीकाराच्च । नाप्यनुमानम्, तस्याप्यनङ्गीकारादेव । अथ स्वीक्रियत एव लोकयात्रानिर्वाहणप्रवणं धूमाद्यनुमानम्, स्वर्गापूर्वादिप्रसाधकस्यालौकिकस्यैव तस्य तिरस्कारादिति चेत्; तर्हि कायाकारहेतुष्वकायाकारभूतेषु भूतेषु चैतन्यानुमानमप्यलौकिकं स्याद्, लौकिकैस्तत्र तस्याननुमीयमानत्वात्, स्वर्गापूर्वादिप्रसाधकमपि वा तद् लौकिकं भवेत् ।

§3 જૈન—તમારું આ કથન ચંચળ બુદ્ધિનું પરિણામ છે, 'કાયાકાર પરિણત' ભૂતોમાથી ચૈતન્ય આવિર્ભાવ પામે છે એ વસ્તુ અસિદ્ધ છે, કારણકે અભિવ્યક્તિ તો વિદ્યમાન પદાર્થની જ ઘટી શકે છે. આમ તમોએ માનેલી અભિવ્યક્તિ પ્રમાણસિદ્ધ નથી. છતાં એ અભિવ્યક્તિ પ્રમાણસિદ્ધ હોય તો દેહદશા પામ્યા પહેલાં તે ભૂતોમાં ચૈતન્યને સિદ્ધ કરનાર કયું પ્રમાણ છે?

પ્રત્યક્ષ પ્રમાણમાંનું ઐન્દ્રિયક પ્રત્યક્ષ તો કહી શકશો નહિ, કારણ કે તે અતીન્દ્રિય ચૈતન્યમાં પ્રવૃત્ત થવાને શક્તિમાન નથી અને અનૈન્દ્રિયક પ્રત્યક્ષ પણ કહી શકશો નહિ. કારણ કે તે તમો માનતા નથી. તેવી જ રીતે અનુમાન પણ કહી શકતા નથી, કારણ કે પ્રત્યક્ષ સિવાય કોઈ પણ પ્રમાણ તમને માન્ય નથી.

ચાર્વાક—લોક વ્યવહારના નિર્વાહ માટે લૌકિક ધૂમાદિ અનુમાન અમે માનીએ છીએ પરંતુ સ્વર્ગ, અપૂર્વ વગેરેને સાધનાર અલૌકિક અનુમાન અમે માનતા નથી.

જૈન—તો કાયાકાર નહિ પામેલા પરંતુ કાયાકારના કારણરૂપ ભૂતોમાં ચૈતન્યનું અનુમાન પણ અલૌકિક જ માનવું જોઈએ. કારણ કે લોકો આવું અનુમાન કરતા નથી અને જો તમારા આ અનુમાનને લૌકિક કહેવા માગતા હો તો સ્વર્ગ, અપૂર્વને સાધનાર અનુમાનને પણ લૌકિક માનવું જોઈએ.

(पं०) तदेतदित्यादि सूरि· । असिद्धेः इत्यतोऽग्रे किमितीति गम्यम् । तस्येति प्रत्यक्षस्य । अतीन्द्रिये इति चैतन्ये । तस्येति प्रत्यक्षस्य । स्वर्गापूर्वादिप्रसाधकस्येत्यत्र अपूर्वशब्देन पुण्यपापस्य । तस्येति अनुमानस्य । तिरस्कारादिति अस्माभि । अलौकिकं स्यादिति को भावो यदि [1]किलालौकिक त्वया न मन्यते तदा चैतन्यानुमानमपि अलौकिक प्राप्नोतीति भाव. । तत्रेति भूतेषु । तस्येति चैतन्यस्य ।

(टि०) सतः खल्विति असन्नाभिव्यज्यते असच्छक्रेणाप्युत्पादयितुं न पार्यते, द्रव्यपुद्गलाभावात् गगनाम्भोरुहवत्, यथा चैतत्तस्मात्तथा । अथ शक्रादय. सुपर्वाणो न सन्ति प्रत्यक्षेणानुपलभ्यमानत्वादिति चेत्, भूतेष्वपि चैतन्यं न प्रत्यक्षलक्ष्यं तदपि तत्र नास्तीति कथं न मन्यध्वम् । कायाकारपरिणतेषु भूतेषु चैतन्यं प्रत्यक्षेण लक्ष्यते इति चेत्, ननु प्रत्यक्षेणातीन्द्रियेण ऐन्द्रियेण वा चैतन्यं लक्ष्यते विदुषा । न तावत् प्रथम. कल्पः कल्पशिखीव भवत्पक्षक्षेमाय । अतीन्द्रियस्य इन्द्रियपथातीतशक्रादिसुरजीवादिप्रसाधकत्वेन भवन्मताभिघातोद्यतस्य अख्याततत्वात् । न द्वितीय· शुभंयुः । इन्द्रियस्यातीन्द्रिये प्रवेशानुपपत्ते· । अतीन्द्रियचैतन्यवच्छक्रादिसिद्धिरपि कर्तव्या । प्रागिति पूर्वम् । तस्येति प्रत्यक्षस्य । तस्मिन्निति चैतन्ये । अनैन्द्रियकस्येति अवध्यादिकस्य । तस्येति प्रत्यक्षज्ञानस्य । नाप्यनुमानमिति नाप्यनुमानम् भूतेषु चैतन्यप्रसाधनपटुकक्षम् । तस्यापीति अनुमानस्यापि । चार्वाकोऽप्यक्षमेकमिति वचनात् । अथ स्वीक्रियत इत्यादि । स्वर्गेति स्वर्गप्ररूपकस्य । अपूर्वेति अदृष्टपुण्यपापादिनिर्णेतुः । अलौकिकस्येति लोकव्यवहारव्यतिरिक्तस्य । तस्येति अनुमानस्य । [? तिरस्कारादिति] निराकरणात् । तत्रेति तेषु भूतेषु । तस्येति चैतन्यस्य । तदिति अनुमानम् ।

§४ अथोक्तं प्राक्काष्ठपिष्टप्रभृतिषु प्रत्येकमप्रतीयमानाऽपि मदशक्तिः समुदायदशायां यथाभिव्यज्यते, तथा कायाकारे चैतन्यमपीति चेत् । तदसत्यम् । यतः केयं मदशक्तिर्नाम ? । वस्तुस्वरूपमेव, अतीन्द्रिया वा काचित् । न प्राच्यः पक्षः, काष्ठपिष्टादिवस्तुस्वरूपस्यासमुदायदशायामपि सत्त्वेन तदानीमपि मदशक्तेरभिव्यक्तिप्रसक्तेः । अतीन्द्रियायास्तु तस्यास्तदानीमन्यदा वा न ते स्वीकारः सुन्दरः, प्रत्यक्षातिरिक्तप्रमाणस्य तत्साधकस्य भवतोऽभावात् । जैनैस्तदानीं स्वीकृतैव तावदियम्,

---

1. किल लो हे 1.

समुदायदशायामभिव्यक्तिस्वीकारादिति चेत् । तदसत्, तस्यास्तदानीं तैरुत्पाद्यत्वेन स्वीकारात्, मृत्पिण्डदण्डकुलालादिसामग्र्यां घटवत् । सति वस्तुनि ज्ञानजननयोग्य ह्यभिव्यञ्जकमुच्यते, प्रदीपादिवद् । न च काष्ठपिष्टादीनि मदशक्तौ तथा, तस्याः साधकप्रमाणाभावाद्; इति कथं तद्दृष्टान्तेन चैतन्यव्यक्तिः सिध्येत् ?

§४ ચાર્વાક—પણ અમે પહેલાં કહી જ ગયા છીએ કે, પૃથક્ પૃથક્ કહેલા કાષ્ઠપિષ્ટાદિમાં પ્રથમ નહિ જણાતી મદશક્તિ જેમ સમુદાય દશામાં અભિ-વ્યંજિત થાય છે તેમ કાયાકાર પામેલ ભૂતોમાં ચૈતન્ય અભિવ્યંજિત થાય છે.

જૈન—તમોએ કહ્યું તો છે પણ તે યોગ્ય નથી, કારણ કે પ્રશ્ન એટલો જ છે કે, આ મદશક્તિ શું છે ? વસ્તુરૂપ છે કે કોઈ અતીન્દ્રિય છે ? વસ્તુ સ્વરૂપ તો કહી શકશો નહિ, કારણ કે અસમુદાયદશામાં પણ કાષ્ઠપિષ્ટાદિ વસ્તુઓનું સ્વરૂપ તો છે જ તો તે વખતે (અસમુદાય દશામાં) પણ અભિવ્યક્તિનો પ્રસંગ આવશે. વળી, મદશક્તિને અસમુદાયદશામાં કે સમુદાયદશામાં અતીન્દ્રિયરૂપે તમે સ્વીકારો તે તમારા માટે સારું (હિતવાહ) નથી, કારણ કે તેવી (અતીન્દ્રિય) મદશક્તિને સાધનાર પ્રત્યક્ષ પ્રમાણથી ભિન્ન બીજું કોઈ પણ પ્રમાણ તમે માનતા નથી, અને પ્રત્યક્ષ તેને સાધી શકતું નથી.

ચાર્વાક—તમો જૈનોએ તે મદશક્તિની સમુદાય દશામાં અભિવ્યક્તિ માનેલી હોવાથી અસમુદાયાવસ્થામાં એ અતીન્દ્રિયા મદશક્તિ સ્વીકારેલી જ છે.

જૈન—તમારું ઉપરોક્ત કથન વ્યાજબી નથી. કારણ કે માટીનો પિંડ, દંડ, કુંભાર વિગેરે સામગ્રી હોય ત્યારે ઘટની ઉત્પત્તિ થાય છે તેમ સમુદિત દશામાં જૈનોએ મદશક્તિની ઉત્પત્તિ માનેલ છે પરંતુ અભિવ્યક્તિ માનેલ નથી. કારણ કે વિદ્યમાન વસ્તુનું જ્ઞાન કરાવનાર પ્રદીપ જેવા પદાર્થો અભિવ્યંજક કહેવાય છે. કાષ્ઠાપિષ્ટાદિ મદશક્તિના વિષયમાં અભિવ્યંજક કહેવાય નહિ, કારણ કે મદ-શક્તિનું અસ્તિત્વ સાધનાર કોઈ પ્રમાણ નથી. તેથી મદશક્તિના દૃષ્ટાન્ત દ્વારા ભૂતોમાં ચૈતન્યની અભિવ્યક્તિ કઈ રીતે સિદ્ધ થશે ?

(प०) अथोक्तमित्यादि नास्तिक. । तदसत्यमित्यादि सूरि. । तदानीमिति असमुदाये । अन्यदा वेति समुदाये । तत्साधकस्येति अतीन्द्रियशक्तिसाधकस्य । तदानीमिति असमुदायदशायाम् । द्वयमिति अतीन्द्रिया शक्तिः । ज्ञानजननयोग्यमिति सतो वस्तुनो ज्ञानं जनयति । साधकप्रमाणाभावादिति मदशक्ते. आत्म सत्तासाधकप्रमाणाभावात् ।

(टि०) काष्ठपिष्टादीत्यादि । तस्या इति मदशक्तेः । तद्दृष्टान्तेनेति मदशक्त्युदाहरणेन ।

§५ अथ भूतेभ्यश्चैतन्यमुत्पद्यमानमिष्यते । नैतदपि प्रशस्यम्, पृथगवस्थेभ्योऽपि तेभ्यस्तदुत्पत्तिप्रसक्तेः । भूतसमुदयस्वभावात् कायात्तदुत्पाद इति चेद्, ननु समस्ताद् व्यस्ताद् वा तस्मात् तदुत्पद्येत । न तावत् समस्तात्, अङ्गुल्यादिच्छेदेऽपि पञ्च-त्वाप्रसङ्गात्, अन्यथा शिरश्छेदेऽप्यपञ्चत्वप्राप्तेः । नापि व्यस्ताद् एकस्मिन्नेव कायेऽनेकचैतन्योत्पत्तिप्रसङ्गात् । अथैकः शरीरावयवी तत एकमेव चैतन्यमुत्पद्यते ।

तदप्यसूक्ष्मम्, अक्षपादमत एव तादृशावयविस्वीकारात्, त्वन्मते तु "समुदयमात्रमिदं कलेवरम्" इत्यभिधानात् ।

રૂપ ચાર્વાક—તો ભૂતોથી ચૈતન્યની ઉત્પત્તિ થાય છે એમ અમે માનીશું.

જૈન—તમારું તે કથન પણ પ્રશંસાપાત્ર નથી, કારણ કે, એવુ માનવાથી તો પૃથક્ પૃથક્ ભૂતોથી પણ ચૈતન્યની ઉત્પત્તિ થવી જોઈએ.

ચાર્વાક—પૃથક્ પૃથક્ ભૂતોથી નહિ પણ ભૂતોના સમુદાયરૂપ કાયાથી જ ચૈતન્યની ઉત્પત્તિ થાય છે.

જૈન—જો એમ હોય તો પ્રશ્ન છે કે સમસ્ત કાયથી ચૈતન્યની ઉત્પત્તિ થાય છે કે વ્યસ્ત કાય (ભિન્ન ભિન્ન અંગો)થી ? જો સમસ્ત કાયથી થતી હોય તો, આંગળી આદિ કોઈ એક અવયવનો છેદ થતાં જ મરણનો (અચૈતન્યનો) પ્રસંગ આવશે, અને તેમ ન માનો તો મસ્તકનો છેદ થવા છતાં પણ મરણ (અચૈતન્ય) નહિ થાય. વ્યસ્ત પક્ષ પણ યોગ્ય નથી, કારણ કે એમ માનવાથી એક જ કાયામાં અનેક ચૈતન્યની ઉત્પત્તિનો પ્રસંગ આવશે.

ચાર્વાક—તેમ નહિ બને, કારણ કે, શરીરરૂપ અવયવી તો એક છે, માટે એક જ ચૈતન્ય ઉત્પન્ન થાય છે.

જૈન—તમારું આ કથન પણ સ્થૂલ છે, કારણ કે અક્ષપાદ (ગૌતમ)ના મતમાં જ તેવા અવયવીનો સ્વીકાર છે, પરંતુ તમારા મતમાં આ શરીર માત્ર ભૂતના સમૂહરૂપ છે "समुदयमात्रमिदं कलेवरम्" એમ કહેલ છે, અર્થાત્ તમે શરીરાવયવીને સ્વીકારતા નથી.

(पं०) अथ भूतेभ्य इत्यादि पर । नैतदपीत्यादि सूरि । तस्मादिति कायात् । तदिति चैतन्यम् ।

(टि०) तेभ्य इति पृथिव्यादिभ्यो भूतेभ्य । तदुत्पत्तीति मदशतयुत्पादप्रसङ्गात् । तस्मादिति कायात् । तदिति चैतन्यम् । अन्यथेति शरीरस्याङ्गुल्याद्येकावयवस्येऽपि न पञ्चता चेत् । अपञ्चत्वेति मरणाभावप्राप्तेः । अक्षपादेति नैयायिकमते । तादृशेति एकस्वरूपनिरंशावयव्यङ्गीकारात् ।

किञ्च, शरीरस्यावैकल्याद् मृतशरीरेऽपि चैतन्योत्पत्तिः स्यात् । अथ वातादिदोषवैगुण्याद् न मृतशरीरस्य चैतन्योत्पादकत्वम् । नैतद् युक्तम् । यतो मृतस्य समीभवन्ति दोषास्ततो देहस्याऽऽरोग्यलाभः, तथा चोक्तम्—"तेषां समत्वमारोग्यं क्षयवृद्धी विपर्यये" इति; ततश्च पुनरुज्जीवनं स्यात् । अथ समीकरणं दोषाणां कुतो ज्ञायते ?, ज्वरादिविकारादर्शनात् ।

જૈન—વળી, મૃતક (મડદા)નું શરીર અવિકલ (સંપૂર્ણ) હોવાથી તે મડદામાં પણ ચૈતન્ય (નવજીવન)ની ઉત્પત્તિનો પ્રસંગ આવશે.

ચાર્વાક—વાતાદિ(વાત, પિત્ત અને કફરૂપ) દોષોની વિષમતા હોવાથી મૃત શરીર ચૈતન્યનું ઉત્પાદક નથી.

જૈન—તમારું આ કથન યોગ્ય નથી, કારણકે મૃત શરીરના વાતાદિદોષો સમ થઈ જાય છે, વાતાદિ દોષોની સમાનતા એ આરોગ્ય છે અને દોષોનો ક્ષય કે વૃદ્ધિ એ અનારોગ્ય છે "तेषां समत्वमारोग्यं क्षयवृद्धी विपर्यये" એ સિદ્ધાંતે શરીરને આરોગ્યનો લાભ થવો જોઈએ અને તેમ થતાં મૃત શરીરને પુનઃ નવજીવન પ્રાપ્ત થશે.

ચાર્વાક—મૃત શરીરમાં દોષોનું સમીકરણ (સમત્વ) છે તે કઈ રીતે જાણી શકાય ?

(पं०) "तेषां समत्वमारोग्यम्" इत्यत्र तेषां दोषाणाम्। अथ समीकरणमित्यादि पर.। ज्वरादीत्यादि सूरि·।

(टि०)अवैकल्यादिति अविनाभावात्। भूतसमुदायस्य तादवस्थ्यात्। तत इति तस्मात् कारणात् दोषसमीभावाद् वा। तेषामिति वातादिदोषाणाम्। विपर्यय इति रोगवृद्धिः ततश्चेति वातादिदोषसमत्वात्।

§६ अथ वैगुण्यकारिणि निवृत्तेऽपि नावश्यं तत्कृतस्य वैगुण्यस्य निवृत्तिः, यथा वह्निनिवृत्तावपि न काष्ठे श्यामिकाकौटिल्यादिविकारस्य। तदप्यसूपपादम्। यतः किञ्चित् क्वचिदनिवर्त्यविकारारम्भकं दृष्टम्, यथा काष्ठे वह्निः श्यामिकादेः; क्वचिच्च निवर्त्यविकारारम्भकम्, यथा सुवर्णे द्रवतायाः; तत्र यदि दोषविकारोऽनिवर्त्यः स्यात् चिकित्साशास्त्रं वृथैव स्यात्, ततो दौर्बल्यादिविकारस्येव महतोऽपि मरणविकारस्य निवृत्तिः प्रसज्येत।

જૈન—મૃતશરીરમાં જ્વરાદિ વિકાર જોવામાં આવતો નથી માટે દોષોનું સમત્વ જાણી શકાય એવું છે.

ચાર્વાક—વિષમતાને કરનાર દૂર થવાથી (નાશ પામવાથી) તેનાથી કરાયેલ વિષમતા પણ અવશ્ય ચાલી જાય તેવો કોઈ નિયમ નથી. અર્થાત્ વિષમતાનું કારણ દૂર થવા છતાં વિષમતા ટકી શકે છે, જેમકે અગ્નિ નાશ પામવા છતાં લાકડામાં તેનાથી નિષ્પન્ન શ્યામતા અને વક્રતારૂપ વિકાર ટકી રહે છે.

§६ જૈન—તમારુ આ કથન પણ યુક્તિસંગત નથી, કારણ કે કોઈ ક્યાંક એવા વિકારો ઉત્પન્ન કરે છે જે નિવૃત્ત થતા નથી, જેમકે અગ્નિએ લાકડામાં ઉત્પન્ન કરેલ શ્યામતારૂપ વિકાર અગ્નિ નાશ પામવા છતાં નષ્ટ થતો નથી, તો વળી કોઈ ક્યાંક એવો વિકાર ઉત્પન્ન કરે છે જે નિવૃત્ત પણ થાય છે, જેમકે અગ્નિથી સુવર્ણમાં ઉત્પન્ન થયેલ દ્રવતારૂપ વિકાર અગ્નિનો નાશ (અભાવ) થતાં નાશ પામે છે હવે જો પ્રસ્તુતમાં દોષરૂપ વિકારને નિવારી ન શકાય તેવો માનવામાં આવે તો ચિકિત્સા (વૈદ્યક)શાસ્ત્ર નિષ્ફળ થશે, અને જો નિવારી શકાય તેવો માનવામાં આવે તો દુર્બલતાદિ વિકારોના નિવારણની જેમ ચિકિત્સાશાસ્ત્રના પ્રયોગથી મરણરૂપ મહાવિકારનું પણ નિવારણ માનવું પડશે.

(पं०) अथ वैगुण्यकारिणीत्यादि पर.। तदप्यसूपपादमित्यादि सूरिः। किञ्चिदिति वस्तु। क्वचिदिति कार्ये। वृथैवेत्यतोऽग्रे न च तथेति गम्यम्।

(टि०) अथ वैगुण्येत्यादि । तत्कृतस्येति वैगुण्यकारिदोषविहितस्य विकारस्य न-निवृत्तिरिति सम्बन्धः । द्रवताया इति वह्निनिर्वर्त्यविकारारम्भक । तत्रेति शरीरे । तत इति चिकित्साशास्त्रस्याप्रामाण्ये । दौर्बल्येति आयुर्वेदोक्ता असाध्या अप्यामया पक्षत्वाव्यभिचा-रिण. साध्या भवेयु, साध्या अप्यसाध्याः स्युरिति भावः ।

§७ अथ चिकित्साप्रयोगाद् दौर्बल्यादिनिवृत्त्युपलब्धेरपनेयविकारत्वम्, असाध्य-व्याधेरुपलब्धेरनपनेयविकारत्वं चेत्युभयथादर्शनाद् मरणानिवृत्तिः, तदसत् । यत औष-धादेरलाभात् आयुःक्षयाद् वा कश्चिदसाध्यो विकारो भवति, दोषे तु केवले विकार-कारिणि नास्त्यसाध्यता । तथा हि–तेनैव व्याधिना कश्चिद् म्रियते कश्चिद् न, इति नेदं दोषे केवले विकारकारिणि घटते; तस्मात् कर्माधिपत्यमेवाऽत्र सुसूत्रम् ।

न चैतत् परलोकादागतमात्मानं विनेति, तथाहि–एतस्योत्पादे देहः सह-कारिकारणम्, उपादानकारणं वा भवेत् । प्राचि विकल्पे कलेवरस्य सहकारिभावे किमुपादानं चैतन्यस्य स्यात्? तद्व्यतिरेकेण तत्त्वान्तराभावात् । न चानुपादाना कस्यचित् कार्यस्योत्पत्तिरुपलब्धचरी, शब्दविद्युदादीनामप्यनुपादानत्वे तत्त्वचतुष्टया-नन्तर्भावो भवेत्, देहाधिकोपादानाभ्युपगमे तु चैतन्यस्य निष्प्रत्यूहात्मसिद्धिः, कायसहकृतादात्मोपादानात् तथाविधचैतन्यपर्यायोत्पादप्रसिद्धेः ।

§७ ચાર્વાક–ચિકિત્સાશાસ્ત્રના પ્રયોગથી દુર્બલતાદિ વિકારોની નિવૃત્તિ (નાશ) જણાતી હોવાથી તેવા વિકારોને નિવારી શકાય એવા માનવા જોઈએ પરંતુ એવા પણ વ્યાધિઓ છે જે અસાધ્ય હોય છે. આથી તેવા વિકારોને નિવારી ન શકાય એવા વિકારોની કોટિમાં મૂકવા જોઈએ. આ પ્રમાણે વિકારો બન્ને પ્રકારે જોવામાં આવતા હોવાથી મરણરૂપ વિકાર નિવારી ન શકાય તેવો છે

જૈન—તમારું આ કથન પણ યોગ્ય નથી, કારણ કે ઔષધાદિ સામગ્રી ન મળવાથી અથવા આયુષ્યના ક્ષયના કારણે કોઇ વિકાર અસાધ્ય થાય છે. પરંતુ જો કેવળ દોષને કારણે જ વિકાર થતો હોય તો તે અસાધ્ય બને નહિ. એક જ વ્યાધિ હોય છતાં કોઈ એક મરણ પામે છે જયારે બીજો કોઈ મરણ પામતો નથી. હવે જો વિકારનું કારણ માત્ર દોષ જ માનવામાં આવે તો એકનું મરણ અને બીજાનું અમરણ ઘટી શકે નહિ તેથી કર્મનું આધિપત્ય જ કારણ છે એ સ્પષ્ટતયા સૂચિત થયું.

વળી, કર્મનું આ આધિપત્ય પણ પરલોકમાંથી આવેલ આત્મા વિના સંભવી શકતું નથી, તે નીચે પ્રમાણે દર્શાવ્યું છે. ચૈતન્યની ઉત્પત્તિમાં શરીર સહકારી કારણરૂપે અથવા ઉપાદાન કારણરૂપે હોય. હવે જો ચૈતન્યની ઉત્પત્તિમાં શરીરને સહકારી કારણ માનવામાં આવે તો ચૈતન્યનું ઉપાદાન કારણ શું થશે? કારણ કે, શરીરરૂપે ઉપસ્થિત ચાર ભૂત સિવાય બીજું કોઈ તત્ત્વ તો છે જ નહિ, અને ઉપાદાન કારણ સિવાય કોઈ પણ કાર્યની ઉત્પત્તિ થતી નથી, એટલે કે ચૈતન્યની

ઉત્પત્તિ ઉપાદાન વિના થઈ એમ માનવું પડશે પણ તે અયુક્ત છે. વળી, શબ્દ વિદ્યુત્ આદિ પદાર્થોની ઉત્પત્તિ ઉપાદાન વિના માનવામાં તો ચાર તત્ત્વોમાં તેનો અન્તર્ભાવ નહિ થાય, અર્થાત્ તમારી તત્ત્વવ્યવસ્થા લુપ્ત થશે અને જો ઉપાદાન કારણ માનો તો નિર્વિઘ્ને આત્મસિદ્ધિ જ થઈ, કારણ કે કાયારૂપ સહકારી કારણની સહાયવડે આત્મરૂપ ઉપાદાન કારણથી તે તે પ્રકારના મનુષ્યાદિ ચૈતન્ય-પર્યાયની ઉત્પત્તિ પ્રસિદ્ધ જ છે.

(पं॰) अथ चिकित्साप्रयोगादित्यादि पर. । तदसदित्यादि सूरि ।

(पं॰) तद्व्यतिरेकेणेति देहव्यतिरेकेण । तत्त्वान्तराभावादिति भवन्मते ।

(टि॰) तेनैव व्याधिनेत्यादि । इदमिति उभयस्वभावमनिश्चितं मरणस्वरूपम् । अत्रेति जीवने मरणे वा । सुसूत्रमिति सुविचारम् ।

(टि॰) एतदिति कर्माधिपत्यम् । तथाहीत्यादि एतस्येति चैतन्यस्य । तद्व्यतिरेकेणेति कलेवरमन्तरेण । तत्त्वान्तरेति कायाकारपरिणतस्य भूतचतुष्टयस्य भवती(ता) तत्त्वतया स्वीकारात् । उपलब्धेति पूर्वमुपलब्धा उपलब्धचरी भूतपूर्वंवृत्तेश्चरट्प्रत्यय । शब्दविद्युदिति शब्दविद्युदादय उपादानं विनैवोत्पद्यन्त इति चेत् ततो भवदागमाभिप्रेततत्त्वचतुष्टयक्षयप्रत्ययो भवति । नि प्रत्यूहेति निर्विघ्ना । प्रत्यू(हो) निर्पूर्व. । निर्गतानिप्रत यूहाणि (निर्गता॰ प्रत्यूहाः) यस्याः पश्चाद्पुसो॰(षो) अनव्ययविसृष्टस्तु विसर्गस्थाने स(ष)त्वम् । 'निर्दुर्बहिराविः प्रादुश्चतुराम्' [ सि॰ हे॰ २।३।९] कपवर्गयोः षत्वम् ।

§८ नाप्युपादानकारणं कायश्चैतन्योपादेयस्य, परस्परानुयायिविकारवत्त्वं खलूपादानोपादेययोर्लक्षणम् , यथा पटानुयायिनीलिमवत्त्वं तन्तूनाम् , तन्त्वनुयायिनीलिमवत्त्वं च पटस्य, तथाहि–नीलतन्तुपटलपरिघटितमूर्तिः पटो नील एव भवति, शुक्लश्च पटो नीलीद्रवादिना रज्यमानो नीलतन्तुसन्तान एव भवतीति । तत्र न तावत् तनोरुपादानत्वोपपत्तिः, उपादानभावाभिमततनुभाजः शस्त्रसंपातादिजनितस्य विकारस्य वासीचन्दनकल्पानामन्यत्र गतचित्तानां वा चैतन्येऽनुपलम्भात् । यस्तु शस्त्रसंपाताद्यनन्तरं कस्यापि मूर्च्छादिश्चैतन्यविकारः, स रुधिरसंदर्शनपीडाभयादिसम्भव एव, न तु कायविकारकारणक', पररुधिरसंदर्शनव्याघ्रादिभयोत्पन्नमूर्च्छादिवत् । अस्तु वा कायविकारकारणकोऽसौ, तथापि नोपादानकारणं कायः, तस्मिन्नवस्थामात्रकारणतया तस्य सहकारिकारणत्वस्यैवोपपत्तेः, सुवर्णद्रवतायां दहनवत् ।

§૮ શરીરને ચૈતન્યરૂપ ઉપાદેય (કાર્ય)નું ઉપાદાન કારણ પણ કહી શકાશે નહિ. કારણ કે ઉપાદાન અને ઉપાદેયમાં એક બીજાના વિકારોની અનુવૃત્તિ હોય છે. જેમકે, તંતુઓની નીલિમા પટમાં જાય છે અને પટની નીલમા તંતુઓમાં જાય છે, તે આ પ્રમાણે છે. નીલ તંતુઓના સમૂહથી બનેલ પટ નીલ જ થાય છે અને નીલ-દ્રવ્યથી ધોળા પટને નીલ દ્રવ્યથી રંગતાં તે પટના તંતુઓ પણ નીલ થઈ જાય છે. આ પ્રમાણે ઉપાદાન-ઉપાદેયનું લક્ષણ એક બીજાના વિકારોને

અનુસરવું એ છે, એટલે ઉપાદાન ઉપાદેયનું આવું લક્ષણ કોઈ ચૈતન્યના ઉપાદાન કારણ તરીકે શરીર ઘટી શકતું નથી, કારણ કે, શરીરમાં શસ્ત્રાદિના ઘાતથી ઉત્પન્ન થયેલ વિકાર વાસીચન્દનકલ્પ મધ્યસ્થવૃત્તિવાળા વીતરાગના અથવા અન્યત્ર રોકાયેલ ચિત્તવાળા (એકાગ્ર ધ્યાનવાલા) પુરુષોના ચૈતન્યમાં ઉપલબ્ધ થતો નથી. અને જે શસ્ત્રનો ઘાત થયા પછી કોઈ ચૈતન્યમાં મૂર્છાદિરૂપ વિકાર જોવાય છે તે, બીજાના રુધિર (લોહી)ના દર્શનથી અથવા વ્યાઘ્રાદિના ભયથી આવેલ મૂર્છાની જેમ, રૂધિરને જોવાથી અથવા પીડા વિગેરેના ભયથી જ ઉત્પન્ન થયેલ હોય છે. પરંતુ તે મૂર્છાદિરૂપ ચૈતન્યવિકાર શરીરમાં વિકાર થયો એટલા માત્રથી નથી, એટલે કે શરીરના વિકારની અનુવૃત્તિ ચૈતન્યમાં નથી અથવા આ મૂર્છાદિરૂપ ચૈતન્યવિકારને કાયાગત વિકારના કારણે માનવામાં આવે તો પણ શરીર ચૈતન્યનું ઉપાદાન કારણ નથી બનતું, કારણ કે ચૈતન્યમાં થતી મૂર્છાદિરૂપ અવસ્થાનું જ માત્ર કારણ હોવાથી તે સહકારી કારણ છે, જેમકે– સુવર્ણની દ્રવતારૂપ અવસ્થાનું અગ્નિ એ સહકારી કારણ છે આ રીતે શરીરના વિકારો ચૈતન્યમાં ઘટતા ન હોવાથી શરીર ચૈતન્યનું ઉપાદાન કારણ સિદ્ધ થઈ શકતું નથી

(પં०) चैतन्योपादेयस्येत्यतोऽग्रे यत इति गम्यम्। अनुपलम्भादिति। विकारानुपलम्भात्। तस्मिन्निति चैतन्यविषये। अवस्थामात्रकारणतयेति हर्षामर्षौदासीन्याद्यवस्थामात्रकारणतया ।

(टि०) नाप्युपादानेत्यादि । तत्रेति शरीरचैतन्ययोरुपादानोपादेयत्वे । तनोरिति शरीरस्य। चैतन्ये इति न विकारस्य न च वासीचन्दनसमानस्य सौम्यावस्य ज्ञाने उपलम्भः कश्चित् सम्भवति । अस्तु वा कायेत्यादि । असाविति चैतन्यविकार. । तस्मिन्निति चैतन्ये । तस्येति शरीरस्य । दहनवदिति दहनस्येव । यथा दहनस्य सहकारित्वं सुवर्णद्रवतायां स्थितिमात्रकारणत्वात् न तूपादानत्वम् ।

नापि चैतन्यस्योपादेयत्वोपपत्तिः, उपादेयभावाभिमतचैतन्यजुषो हर्षविषादमूर्च्छानिद्राभीतिशोकानेकशास्त्रप्रबोधादेर्विकारस्य कायेऽनुपलम्भादिति नोक्तमुपादानलक्षणं देहस्योपपद्यते । यद्वृद्धौ यदात्मनः कार्यस्य वृद्धिस्तत्तस्योपादानम्, यथा तन्तवः पटस्य; इत्यप्युपादानलक्षणं न तनोश्चैतन्यं प्रति युज्यते, योजनशतादिशरीरप्रमाणानामपि मत्स्यादीनामल्पतमबुद्धित्वात्. कृशतरशरीराणामपि केषांचिद् नृणां सातिशयप्रज्ञाबलशालित्वात्; या पुनरेषा बालकादेर्विग्रहवृद्धौ चैतन्यवृद्धिः, सा शरीरस्य चैतन्यं प्रति सहकारिभावाद्, उदकवृद्धावङ्कुरवृद्धिवत्, उपादानभावे हि नियमेन चैतन्यस्य तद्वृद्धयनुविधायित्वं स्याद्, न चैवम्, तथानुभवाभावात्। पूर्वाकारपरित्यागाजहद्वृत्तोत्तराकारोपादानलक्षणं तनोश्चैतन्यं प्रति नास्त्येव, उपादानभावाभिमतशरीरप्राक्तनाकारपरित्यागाभावेऽपि प्रादुर्भवन्नानाप्रकारप्रकर्षरूपचैतन्यविकारोपलम्भादिति न चैतन्यं प्रत्युपादानभावोऽपि वपुषः सूपपादः ।

તે જ પ્રકારે ચૈતન્યના વિકારો શરીરમાં ઘટતા ન હોવાથી તે ચૈતન્ય શરીરનું ઉપાદેય અર્થાત્ કાર્ય છે એ પણ સિદ્ધ થઈ શકતું નથી. કારણ કે ચૈતન્યના વિકારો હર્ષ, વિષાદ, મૂર્છા (મોહ), નિદ્રા, ભય, શોક તથા અનેક શાસ્ત્રોનો બોધ વગેરે કાયામાં ઉપલબ્ધ થતા ન હોઈ ઉપાદાનનું લક્ષણ દેહમાં ઘટતું નથી

ચાર્વાક—જેની વૃદ્ધિથી કાર્યની પોતાની વૃદ્ધિ થાય તે તેનું ઉપાદાન કારણ કહેવાય છે જેમકે, તંતુઓ પટનું ઉપાદાન કારણ છે (અર્થાત્ તંતુઓની વૃદ્ધિ થવાથી પટની પણ વૃદ્ધિ થાય છે માટે તંતુઓ પટના ઉપાદાન કારણરૂપ છે.)

જૈન—આવું ઉપાદાનનું લક્ષણ કરો તો તેને અનુસરીને પણ શરીર ચૈતન્યના ઉપાદાન તરીકે ઘટી શકતું નથી; કારણ કે સેંકડો યોજનના પ્રમાણ-વાળા શરીરને ધારણ કરવા છતાં મત્સ્યોમાં અલ્પબુદ્ધિ હોય છે જ્યારે કેટલાક અતિકૃશ (દુબળા) શરીરવાળા પુરુષોમાં અતિશયવાળી પ્રજ્ઞાનું વિશેષ બલ હોય છે.

ચાર્વાક—પણ બાલક વિગેરેમાં તો શરીરની વૃદ્ધિ પ્રમાણે ચૈતન્યની વૃદ્ધિ થતી જોવાય છે, તો શરીર ચૈતન્યના ઉપાદાનરૂપે કેમ ન ઘટી શકે ?

જૈન—અંકુરની વૃદ્ધિમાં પાણીની વૃદ્ધિ જેમ સહકારી કારણ છે તેમ ચૈતન્યની વૃદ્ધિમાં બાલકાદિના શરીરની વૃદ્ધિ સહકારી કારણ છે. પણ જો શરીર ચૈતન્યનુ ઉપાદાન કારણ હોય તો શરીરની વૃદ્ધિમાં અવશ્ય ચૈતન્યની વૃદ્ધિ થાય, પણ તેવો અનુભવ થતો નથી માટે શરીર ચૈતન્યનું ઉપાદાન કારણ નથી.

ચાર્વાક—જે પોતાના સ્વરૂપનો ત્યાગ કર્યો વિના પૂર્વાકારનો ત્યાગ કરીને ઉત્તરાકારને ધારણ કરે છે તે પદાર્થ ઉપાદાન કહેવાય છે.

જૈન—આ પ્રમાણે ઉપાદાનનું લક્ષણ માનો તો પણ શરીર ચૈતન્યનુ ઉપાદાન કારણ ઘટી શકે નહિ; કારણ કે, ઉપાદાન કારણ તરીકે ઈષ્ટ શરીરમાં પૂર્વાકારનો ત્યાગ ન હોય તો પણ વિવિધ પ્રકારના પ્રકર્ષરૂપ ચૈતન્યવિકારો પ્રગટ થાય છે તેવો અનુભવ છે, માટે ચૈતન્ય અને શરીરનો ઉપાદાન-ઉપાદેયભાવ યુક્તિસંગત નથી

(पं०) उपादानभावे हीत्यत्र काक्वा व्याख्या । तद्वृद्धयनुविधायित्वमिति देहवृद्धयनु-विधायित्वम् । पूर्वाकारपरित्यागेत्यादि पूर्वाकारपरित्यागे सति ।

(टि०) तद्वृद्धयनुवीति शरीरवृद्धयनुयायित्वम् । न चैवमिति शरीरवृद्धौ न चैतन्य-वृद्धि । तथेति शरीरानुयायिचैतन्यवृद्धयनुभवाभावात् । पूर्वाकारेति पूर्वाकारपरित्यागेनाजहद्-वृत्तः स्वकीयस्वरूपमपरित्यजन्नमुञ्चन् य उत्तराकारस्तस्य उपादानम् । पूर्वाकारपरित्यागोऽपि उत्तराकारग्रहणेऽपि निजस्वभावमुञ्चन् पूर्वसमयाभ्यस्तमुपादानभावो न स्यादत्र । (तनोरिति) कायस्य ।

किञ्च, यथा काष्ठाद्यन्तःप्रतिष्ठादव्यक्ताज्ज्वलनाज्ज्वलनः, चन्द्रकान्तान्त-र्गताद् वा तोयात् तोयं व्यक्तीभवदभ्युपगतं भवता, तथाऽव्यक्ताच्चैतन्यात् कुतो-ऽपि पाश्चात्याद् व्यक्तचैतन्यमभ्युपगम्यताम्, तथा चात्मसिद्धिः । अथ दृश्यमान-

काष्ठेन्दुकान्तादेरेव पार्थिवाज्ज्वलनोदकाद्युत्पादोऽभ्युपगम्यते, नादृश्यमानात् कुतोऽपि; तर्हि क्षीणस्ते तत्त्वचतुष्टयवादः, सर्वेषां भूम्यादीनामुपादानोपादेयभावप्रसङ्गेन जैनाभिप्रेतपुद्गलैकतत्त्ववादप्रसङ्गादिति न भूतेभ्यश्चैतन्योत्पादः सद्वादः ।

વળી, તમે જેમ લાકડામાં રહેલ અવ્યક્ત અગ્નિથી વ્યક્ત અગ્નિનો, અને ચન્દ્રકાન્ત મણિમાં રહેલ અવ્યક્ત જલમાંથી વ્યક્ત (પ્રગટ) જલનો આવિર્ભાવ માનો છો તેમ કોઈ પણ રીતે પહેલાના અવ્યક્ત ચૈતન્યથી વ્યક્ત ચૈતન્યનો આવિર્ભાવ પણ માનો અને એ રીતે (અભિવ્યક્તિવાદ માનવાથી) પણ આત્માની સિદ્ધિ થશે.

ચાર્વાક—દૃશ્યમાન (પ્રત્યક્ષ જણાતા-પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ) કાષ્ઠમાંથી પાર્થિવ અગ્નિ અને દૃશ્યમાન ચન્દ્રકાન્ત મણિમાંથી પાણીની ઉત્પત્તિ માનીએ છીએ પણ અદૃશ્યમાન (પ્રત્યક્ષ નહિ જણાતા અર્થાત્ પરોક્ષ)થી કોઈ પણ પદાર્થની ઉત્પત્તિ માનતા નથી

જૈન—એમ માનો (ઉત્પત્તિવાદ માનો) તો પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ આ ચાર જ તત્ત્વો છે એવો તમારો તત્ત્વચતુષ્ટયવાદ ખંડિત થઈ ગયો. (અર્થાત્ પાર્થિવ પદાર્થ જલ અને અગ્નિનું જો ઉપાદાન બનતો હોય તો પછી ચાર તત્ત્વો માનવાની આવશ્યકતા રહેશે નહિ). કારણ કે, એમ માનવામાં તો પૃથ્વ્યાદિ ચાર પ્રકારના ભૂતોને બદલે જૈનસંમત પુદ્ગલરૂપ એક જ તત્ત્વને સ્વીકારવાનો પ્રસંગ ઉપસ્થિત થશે આ રીતે ભૂતથી ચૈતન્યની ઉત્પત્તિ થાય છે એવો તમારો વાદ સાચો નથી. (અર્થાત્ અવ્યક્તથી વ્યક્ત માનશો તો આત્મસિદ્ધિ થશે અને દૃશ્યથી ઉત્પાદ માનશો તો ભૂતચતુષ્ટયવાદનો નાશ થશે.)

(पं०) उपादानोपादेयभावप्रसङ्गेनेति परस्परम् ।

(टि०) अथ दृश्यमानेत्यादि । तर्हि क्षीण इति अन्यस्मादपि भूतादन्यभूतस्योत्पत्तेः । सहकारिकारणसामग्र्या अन्यपुद्गलेभ्योऽपि विजातीयस्योत्पत्तिरभ्युपगम्यते जैनैः, सौम्यव्यन्तराधिष्ठितसर्वादेर्दुग्धश्रववत् । दुर्गभङ्गादौ महारिष्टसम्भवे गोक्षीरं रक्तं भवेत् । कृष्णाद्यायसाद्धवलवायससम्भव व्यन्तरप्रभावबलात् ।

§९ ननु ज्ञानं भूतान्वयव्यतिरेकानुविधायि दृश्यते, तथाहि—भूतेष्वन्नपानोपयोगतुष्टेषु पट्वी चेतना भवति, तद्विपर्यये विपर्ययः, ब्राह्मीघृताद्युपयोगसंस्कृते च कुमारकशरीरे पटुप्रज्ञता प्रजायते, वर्षासु च स्वेदादिना नातिदवीयसैव कालेन दृश्यवयवा एव चलन्तः पूतरादिकृमिरूपा उपलभ्यन्ते, इति भूतचैतन्यपक्ष एव युक्तियुक्तो लक्ष्यत इति चेत् ।

नैतच्चारु । यतश्चेष्टेन्द्रियार्थाश्रयः शरीरं प्रसिद्धम्, तदनुग्रहात् तत्सहकारीन्द्रियानुग्रहे सति पटुकरणत्वाद् विषयग्रहणमपि पटुतरमेव भवति । न च विषयग्रहणादन्यच्चैतन्यं नाम, एतेन ब्राह्मीघृतोपयोगोऽपि व्याख्यातः । आत्मनो भोगा-

यतनत्वेन शरीरस्य कदाचित् केषाञ्चिद् भूतावयवानामुपादानम्, अतः शुक्र-शोणितवद् दध्यवयवान् विकृतानुपादास्यते । तथा च स्वेदजादिभेदेन बहुभेदो भूतसर्गः प्रवर्त्तते विचित्रकर्मविपाकापेक्षयेति यत्किंचिदेतत् ।

§૯ ચાર્વાક—જ્ઞાન (ચૈતન્ય) ભૂતોના અન્વય અને વ્યતિરેકને અનુસરનારું જોવાય છે (અર્થાત ભૂતોની સત્તામાં જ્ઞાનની સત્તા અને ભૂતોના અભાવમાં જ્ઞાનનો અભાવ જોવાતો હોવાથી જ્ઞાન ભૂતો સાથે અવિનાભૂત છે એમ સમજવુ.) તે આ પ્રમાણે—અન્નપાનના ઉપયોગ દ્વારા સંતુષ્ટ થયેલ (પુષ્ટ થયેલ) ભૂતોમાં પટુચેતન (પટુ ચૈતન્ય-જ્ઞાન) હોય છે જ્યારે અન્નપાનના ઉપયોગના અભાવથી સંતુષ્ટ નહિ થયેલ ભૂતોમાં તેવી પટુ ચેતના જોવાતી નથી વળી બ્રાહ્મી ઘીના ઉપયોગથી કુમારના શરીરમાં પટુપ્રજ્ઞતા-(પટુચેતના) જોવાય છે અને વળી વર્ષા-ઋતુમાં સ્વેદાદિદ્વારા થોડા વખતમાં જ ચલાયમાન દધિઅવયવો જ-(સ્વેદજ-ઉદ્ભિજ) પોરાદિ કૃમિરૂપે જોવાય છે, માટે ભૂતથી ચૈતન્યની ઉત્પત્તિ થાય છે એ પક્ષ યુક્તિયુક્ત છે.

જૈન—તમારું આ કથન પણ યુક્તિયુક્ત નથી, કારણ કે ચેષ્ટા, ઈન્દ્રિય અને વિષયના આશ્રયરૂપ તો શરીર પ્રસિદ્ધ જ છે. શરીરમા ઉપકાર કરવાથી શરીરની સહકારી ઈન્દ્રિયોમાં ઉપકાર થાય છે, એટલે ઈન્દ્રિયો પટુ બને છે, અને તેથી રૂપાદિ વિષયોનું ગ્રહણ પણ પટુતર (અતિચપલતાપૂર્વક, સ્ફૂર્તિ-પૂર્વક)થાય છે અને વિષયનું ગ્રહણ એ જ ચૈતન્ય છે પણ તેનાથી ભિન્ન કોઈ ચૈતન્ય નથી આ કથનથી બ્રાહ્મીના ઘીના ઉપયોગનો પણ ખુલાસો થઈ ગયો એમ સમજવું. (અર્થાત્ બ્રાહ્મી ઘીનો ઉપયોગ ઈન્દ્રિયોને પટુ કરનાર છે અને પટુ થયેલ ઈન્દ્રિયો વિષયને સારી રીતે (સ્પષ્ટપણે) ગ્રહણ કરે છે એ અનુભવ-સિદ્ધ વસ્તુ છે). શરીર આત્માનું ભોગાયતન (ભોગ ભોગવવનું સ્થાન) હોવાથી કોઈ વખત તે કેટલાક ભૂતાવયવોને ગ્રહણ કરે છે, એટલે શરીર જેમ વિકૃત શુક્ર શોણિતને ગ્રહણ કરે છે તેમ વિકૃત દધ્યવયવોને ગ્રહણ કરે છે અને એ રીતે કર્મવિપાકની વિચિત્રતાથી સ્વેદજ, ઉદ્ભિજ, અંડજ વિગેરે ભેદથી નાના પ્રકારના જીવોની ઉત્પત્તિ થાય છે. (અર્થાત્ આ પ્રમાણે પરલોકી આત્માની સિદ્ધિ થાય છે,) માટે ભૂત સાથે જ્ઞાનનો અન્વયવ્યતિરેક છે, એ કથન તુચ્છ છે.

(पं०) ननु ज्ञानमित्यादि पर· ।

(टि०) तथाहीत्यादि। तद्विपर्यये इति अन्नपानोपयोगतुष्टिविपर्यये। विपर्यय इति अपटुश्चेतना । ब्राह्मीति औषधविशेष. । तमसा तुषारभानावहिमरुचौ वा कवलिते ऽन्तेवासिन. काल्गुणीयकतैलाद्यौषधं लिहन्त प्रेक्षन्ते प्रतिभाप्रकर्षोऽपि प्रेक्ष्यते तेषाम् । 'अचिन्त्यो हि मणिमन्त्रौषधीना प्रभाव ' इति बलात् सर्वं दुर्घटमपि दक्षत्वं सम्भवति । उक्तं च—

"शङ्खन्यपामार्गविडङ्गशङ्खिनीवचाऽभयाशुण्ठिशतावरी च ।
घृतेन लीढा प्रकरोति मानवान् त्रिभिर्दिनैर्ग्रन्थसहस्रधारिण ॥१॥"

(टि०) चेष्टेन्द्रियार्था इति व्यापारशब्दादयस्तेषामाधारभूतम्। तदनुग्रहादिति शरीरा-नुग्रहात् । पटुकरणत्वादिति निर्मलेन्द्रियत्वात् ।

§१० आत्मप्रतीतौ किं प्रमाणमिति चेत् प्रत्यक्षमेव तावत्, तथाहि—सुखी दुःखी वाऽहमित्याद्यहंप्रत्ययश्चेतनातत्त्वमात्माख्यमर्पयत्येव । न चायं भ्रान्तिभ्राता, विसंवादापावादवन्ध्यत्वात् । नापि लैङ्गिकादिः, लिङ्गादितत्तत्कारणकलापोपनिपातमन्तरेणैवोत्पादात् । ततः स्पष्टप्रतिभासस्वरूपत्वेन प्रत्यक्षलक्षणोऽयमन्तर्मुखाकारतया परिस्फुरन्नात्मानमुद्द्योतयति ।

§૧૦ ચાર્વાક—'આત્મા છે' એ પ્રતીતિમા કયું પ્રમાણ છે ? અર્થાત્ આત્માને જણાવનાર કયું પ્રમાણ છે ?

જૈન—આત્માની સાબિતી માટે પ્રથમ તો પ્રત્યક્ષ પ્રમાણ જ કહીએ છીએ, તે આ પ્રમાણે—"હું સુખી છું, હું દુઃખી છું" ઈત્યાદિમાં જે અહંપ્રત્યય થાય છે એ જ આત્મા નામના ચેતનાતત્ત્વને જણાવે છે અને આ અહંપ્રત્યય ભ્રમરૂપ નથી; કારણ કે, તે વિસંવાદરૂપ દોષથી રહિત છે. આ અહંપ્રત્યય લૈંગિકાદિ (અનુમાનાદિ) પ્રમાણરૂપ પણ નથી; કારણ કે, ઉપર કહેલ અહંપ્રત્યય કોઈ પણ પ્રકારના હેત્વાદિ કારણ વિના જ થાય છે, તે અહંપ્રત્યય સ્પષ્ટ પ્રતિભાસસ્વરૂપ હોવાથી પ્રત્યક્ષરૂપ છે અને અન્તર્મુખાકારપણે સ્ફુરાયમાન થતો એ અહંપ્રત્યય આત્માને પ્રકાશિત કરી દે છે.

(टि०) अयमिति अहंप्रत्ययः । लैङ्गिकादीति अहंप्रत्ययो नानुमानादिरूपः । लिङ्गादीति लिङ्गादीनामनुमानादिप्रमाणानां तानि कारणानि तत्पत्तौ हेतुभूतानि तेषां कलापः समूहस्तस्या(तत्सा)मीप्यमावं विनापि अहप्रत्ययस्योत्पत्तेः । अयमिति अहंप्रत्ययः ।

§११ ननु मूर्त्तिमात्रमन्त्रणप्रवण एवैष प्रत्ययः, स्थूलोऽहं कृशोऽहमित्यादिप्रत्ययवत्; न खल्वेषोऽप्यात्मालम्बनः, तस्य स्थूलतादिधर्माधारत्वाभावादिति चेत्, तत्किमिदानीमुन्दुरवृन्दं विद्यत इति मन्दिरमादीपनीयम् ? । न हि नीलः स्फटिक इत्यादि वेदनं सत्यं न संभवतीत्येतावता शुक्लः स्फटिक इत्यपि मा भूत् । स्थूलोऽहमित्याद्यपि हि ज्ञानं स्थूलशरीरवानहमित्येवं शरीरोपाधिकमुत्पद्यमानमात्मालम्बनतया सत्यमेव, यदि तु भेदं तिरस्कुर्वदुत्पद्यते तदा भ्रान्तमेव, नीलः स्फटिक इत्यादिज्ञानवत्; अस्ति च भेदेनापि प्रतिपत्तिः—स्थूलं कृशं वा मम शरीरमिति ।

§૧૧ ચાર્વાક—હે જૈનો ! 'હું સ્થૂલ છું', 'હું કૃશ છું' ઈત્યાદિ અહંપ્રત્યયની જેમ "હું સુખી છું, હું દુઃખી છું" ઈત્યાદિમાં પણ અહંપ્રત્યય મૂર્તિ (શરીર)ને જ જણાવવામાં તત્પર છે. અર્થાત્ અમૂર્ત્ત આત્માનો તે દ્યોતક નથી 'વળી, "હું સ્થૂલ છું" ઈત્યાદિ અહંપ્રત્યય આત્માને વિષય કરતો નથી કારણ કે, આત્મા સ્થૂલતાદિ ધર્મોના આધારરૂપ નથી (અર્થાત્ આત્મા સ્થૂલ કે કૃશ નથી.)

જૈન—તો શું અત્યારે ઘરમાં ઉંદરોનો સમૂહ છે માટે ઘરને બાળી દેવું ? "સ્ફટિક નીલ છે" ઈત્યાદિ જ્ઞાન સાચું સંભવતું નથી એટલે શું "સ્ફટિક શુક્લ છે" ઈત્યાદિ જ્ઞાનને પણ સાચું ન માનવું ? 'હું સ્થૂલ છું' વિગેરે પ્રત્યયનો અર્થ પણ હું સ્થૂલ શરીરવાળો છું એવો કરવામાં આવે તો તે પ્રત્યય પણ શરીરની ઉપાધિવાળા આત્માને વિષય કરીને જ ઉત્પન્ન થાય છે તેથી સાચો જ છે, પરંતુ જો તે પ્રત્યય શરીર અને આત્માના ભેદને તિરસ્કાર કરતો ઉત્પન્ન થાય અર્થાત્ શરીર અને આત્માને અભિન્નરૂપે માને તો 'સ્ફટિક નીલ છે' વિગેરે

જ્ઞાનની જેમ ભ્રાન્ત જ છે. વળી, 'મારું શરીર સ્થૂલ છે' અથવા "મારું શરીર કૃશ (દુર્બલ) છે" એ પ્રમાણે આત્મા અને શરીરના ભેદની પ્રતિપત્તિ (જ્ઞાન) થાય છે.

(पं०) ननु मूर्त्तिमात्रमन्त्रणप्रवण एवेत्यादि पर० । एष प्रत्यय इति सुखी दुःखीत्यादिकः । एषोऽपीत्यादि स्थूलोऽहमिति प्रत्यय. । स्थूलतादिधर्माधारत्वाभावादिति भवन्मते । तत् किमिदानीमित्यादि सूरि. ।

(टि०) ननु मूर्तीत्यादि । शरीरमात्रावस्थापनप्रवण एष प्रत्यय इत अहं सुखी अहं दुःखीत्येवंलक्षण. । एषोऽपीति स्थूलोऽहं कृशोऽहमित्येवंरूप । तस्येति आत्मन. । यदि तु भेदमित्यादि । भेदमिति शरीरात्मनोरिति शेष ।

§१२ ननु मदीय आत्मेत्येषाऽपि प्रतिपत्तिरस्ति, न च मच्छब्दवाच्यमात्मान्तरमत्राऽभ्युपगतं त्वया । यद्येवम्, प्रतिपन्न आत्मा तर्हि त्वयाऽप्येतदात्मशब्दाभिधेयः, मच्छब्दवाच्ये तत्र विवादात् । प्रतिपन्ने च विवादः सापवादः, स्ववचनविरोधबाधितत्वाद् ।

§૧૨ ચાર્વાક—"मदीय आत्मा (મારો આત્મા)" એવી પ્રતીતિ પણ છે અને એ પ્રતીતિમાં 'मत्' શબ્દના વાચ્ય તરીકે તમે બીજા આત્માને માનતા નથી, અર્થાત્ જ્યાં 'મદીય' (મારા)ની પ્રતીતિ હોય તેવા ભેદ નથી તો मदीय शरीरમાં ભેદ શા માટે માનવો ?

જૈન—'मदीय आत्मा' એમ કહીને તમે આત્મશબ્દના અભિધેય-(વાચ્ય) તરીકે આત્માનો સ્વીકાર તો કર્યો જ છે, એટલે તમારે હવે તે વિષે વિવાદ કરવો જોઈએ નહિ. 'કારણ કે સ્વીકૃત પદાર્થમાં વિવાદ કરવામાં સ્વવચનનો જ બાધ થાય છે. હવે વિવાદ માત્ર 'मत्' શબ્દનો શું અર્થ કરવો એમાં જ રહે છે.

(प०) ननु मदीय इत्यादि पर० । त्वयेति जैनेन । यत्रत्रमित्यादि सूरि । एवं मम शरीरमित्यत्रापि न शरीरव्यतिरिक्तं किञ्चिदस्तीति भाव । त्वयापीति नास्तिकेनापि । एतदात्मशब्दाभिधेय इति एष चासावात्मशब्दश्चेति समास० ।

(टि०) अत्रेति मदीय आत्मा इत्येवरूपे । त्वयेति हे जैन भवता । तत्रेति आत्मनि ।

(टि०) यदा पुनरित्यादि ममात्मेति आत्मा वक्ति यथा ।

§१३ अथ मम शरीरमित्यादिषु शरीरव्यतिरिक्तमालम्बन ममेति ज्ञानस्याभ्युपगच्छतो ममात्मेत्यत्राप्यात्मव्यतिरिक्तमालम्बनं प्रसज्यत इत्यनिष्टापादनार्थत्वाददोषोऽयमिति चेत् । तदचतुरस्रम्, अप्रतिभासनाद्; न हि ममायमात्मेति प्रत्यये शरीरादिवद् मत्प्रत्ययविषयादन्य आत्मा प्रतिभाति, किन्त्वहमित्यात्मानं प्रत्यक्षतः प्रतिपद्यात्मान्तरव्यवच्छेदेन परप्रतीत्यर्थं ममात्मेति निर्दिशति, ममात्मा अहमेवेत्यर्थः । यदा पुनः शरीरमात्मशब्देन निर्देष्टुमिच्छति, तदा ममात्मेति भेदाभिधानमेवेदम्, शरीरस्यात्मोपकारकत्वेनात्मत्वेनोपचारात्, अत्यन्तोपकारके भृत्येऽहमेवायमितिवत् ।

§૧૩ ચાર્વાક—મેં કાંઈ આત્મા સ્વીકાર્યો નથી જેથી સ્વવચનમાં વિરોધ રૂપ દોષ આવે પરંતુ 'મારું શરીર' એ પ્રત્યયમાં 'મારા' શબ્દનો વિષય જો

શરીરથી ભિન્ન હોય તો 'મારો આત્મા'' એ સ્થળે પણ 'મારા' શબ્દનો વિષય આત્માથી ભિન્ન જ હોવો જોઈએ આ પ્રકારે માત્ર અનિષ્ટાપાદન—તમારા મતમાં અનિષ્ટની આપત્તિ આપવા માટે જ મેં 'મારો આત્મા' એમ કહ્યું છે

જૈન—તમારું આ કથન યોગ્ય નથી કારણ કે 'મારું શરીર' એ પ્રત્યયની જેમ 'મારો આત્મા' એ પ્રત્યયમાં 'મારા' શબ્દનો વિષય આત્માથી ભિન્ન હોય એવો પ્રતિભાસ નથી. પરંતુ 'अहम्' 'હું' એ પ્રમાણે આત્માને પ્રત્યક્ષ કરીને તે 'અહું' અર્થાત્ આત્માને બીજા આત્માથી જૂદો બતાવવા ખાતર બીજાને સમજાવવાની અપેક્ષાથી એ "મારો આત્મા છે" એ પ્રમાણે નિર્દેશ કરે છે, તેથી મારો 'આત્મા' એટલે 'હું' એમ જ સમજવું અને જ્યારે કોઈ 'આત્મ'-શબ્દદ્વારા શરીરનો નિર્દેશ કરવાને ઈચ્છે (અર્થાત્ આત્મા એટલે શરીર એવો અર્થ કરવાને ઈચ્છે) ત્યારે 'ममात्मा' એ પ્રત્યય શરીરને શરીરથી આત્મા જુદો છે એમ જણાવે છે, 'આ સેવક એટલે હું જ છું' એમ અત્યન્ત ઉપકારક સેવકમાં સેવ્ય-(સ્વામી)નો ઉપચાર કરાય છે તેમ શરીર આત્માનું ઉપકારક હોવાથી તેમાં પણ આત્માનો ઉપચાર કરાય છે.

(प०) अथ ममेत्यादिपर । अभ्युपगच्छत इति जैनस्य भवत.। अनिष्टापादनार्थत्वाविति भवतामेव । तदचतुरस्रमित्यादि सूरि । ममात्मेत्यग्रे कोऽर्थ इति शेषः । शरीरस्येत्यादिना स्पष्टयति सूरिरेव । उपचारादित्यतोऽग्रे किंवदिति गम्यम् ।

(टि०) बाध्यमानत्वादिति अभेदे सति भेदभणनप्रमाणबाधः ।

§१४ किञ्च, ममात्मेति मत्प्रत्ययविषयाद् भेदेनात्मज्ञानं बाध्यमानत्वाद् भ्रान्तं भवतु, शरीरभेदज्ञानं तु कस्माद् भ्रान्तम् ?, न ह्येकत्र केशादिज्ञानस्य भ्रान्तत्वे सर्वत्र भ्रान्तत्व युक्तम्, भ्रान्ताऽभ्रान्तविशेषाभावप्रसङ्गात् । ततः प्रत्यक्षादात्मा सिद्धिसौधमध्यमध्यासामास ।

§૧૪ (વળી મમ અને આત્મા અભિન્ન હોવા છતાં 'મમાત્મા' એમ પ્રત્યયથી જે ભેદજ્ઞાન થાય છે તે બાધિત હોવાથી ભલે ભ્રાન્ત હોય પણ 'મમ શરીરમ્' આ પ્રત્યયથી થતું શરીરના ભેદનું જ્ઞાન ભ્રાન્ત કઈ રીતે થાય ? અર્થાત્ ન થાય. કોઈ એક સ્થળે કેશાદિ જ્ઞાન ભ્રાન્ત થાય તેથી સર્વ સ્થળે જ્ઞાનને ભ્રાન્ત કહેવું એ યોગ્ય નથી. કારણ કે, તેથી ભ્રાન્તત્વનો ભેદ રહેશે નહિ માટે આત્મા પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધિરૂપ મહેલના મધ્યમાં આશ્રિત થયો, અર્થાત્ તમોને માન્ય પ્રત્યક્ષ પ્રમાણથી આત્માની સિદ્ધિ થઈ.

(प०) मत्प्रत्ययविषयाद् भेदेनेति मौलिक्यात्मन सकाशाद्भिन्नमात्मान्तर स्थापयतीति भाव.। आत्मज्ञानमिति इतरात्मज्ञानं न त्वात्मन इत्यादि परः ।

§१५ नन्वात्मनः किं रूपं यत् प्रत्यक्षेण साक्षात्क्रियते ? । यद्येवम् , सुखादेरपि किं रूपं यद् मानसप्रत्यक्षसमधिगम्यमिष्यते ? । नन्वानन्दादिस्वभावं प्रसिद्धमेव रूपं सुखादेः, तर्हि तदाधारत्वमात्मनोऽपि रूपमवगच्छतु भवान् ।

"सुखादि चेत्यमानं हि स्वतन्त्रं नाऽनुभूयते ।
मत्वर्थानुवेधात् तु सिद्धं ग्रहणमात्मनः ॥१॥
इदं सुखमिति ज्ञानं दृश्यते न घटादिवत् ।
अहं सुखीति तु ज्ञप्तिरात्मनोऽपि प्रकाशिका" ॥२॥

§૧૫ ચાર્વાક—આત્માનું એવું કયું રૂપ છે જેનો પ્રત્યક્ષ પ્રમાણથી સાક્ષાત્કાર થાય છે ?

જૈન—અમે પણ તમને પૂછીએ છીએ કે સુખાદિનું એવું કયું રૂપ છે જે માનસ પ્રત્યક્ષથી જાણવાયોગ્ય મનાયું છે ?

ચાર્વાક—સુખાદિનું આનન્દાદિ સ્વભાવવાળું રૂપ પ્રસિદ્ધ જ છે.

જૈન—તો પછી તે સુખાદિના આધાર બનવાનું આત્માનું રૂપ પણ તમે જાણી લો.

"અનુભવમાં આવતાં સુખાદિ સ્વતંત્ર અનુભવાતાં નથી પરંતુ 'હું સુખી' એ રીતે મતુપ્પ્રત્યયના અર્થના સંબંધ સાથે જ અનુભવાય છે. તેથી આત્માનું ગ્રહણ પ્રસિદ્ધ જ છે' ૧

'આ ઘટ છે' એવા જ્ઞાનની જેમ 'આ સુખ છે' એવું જ્ઞાન અનુભવાતું નથી પણ 'હું સુખી છું' એવું જ્ઞાન થાય છે, જે આત્માને પણ જણાવનારું છે." ૨

(पं०) यद्येवमित्यादि सूरि० । नन्वानन्दादिस्वभावमित्यादि पर। तर्हीं त्यादि सूरि० । तदाधारत्वमिति सुखाद्याधारत्वम् । भवानिति लोकायत ।

(पं०) सुखादीत्यादिनाचार्य एव प्रपञ्चयति। घटादिवदिति यथा घटादय स्वतन्त्रा दृश्यन्ते एवमिदं सुखमिति न, किन्त्वहं सुखीत्येव प्रवर्तते ।

(टि०) नन्वात्मन इत्यादि । तदाधारत्वमिति आनन्दपरमानन्दसुखदुःखाद्याश्रयत्वम् । मत्वर्थेति सुखमस्यास्तीति दुःखमस्यास्तीति मत्वर्थीयेनात्मा प्रसिध्यति ।

§१६ अनुमानतोऽप्यात्मा प्रसिध्यत्येव, तथाहि–चैतन्यं तन्वादिविलक्षणाश्रयाश्रितम्, तत्र बाधकोपपत्तौ सत्यां कार्यत्वान्यथानुपपत्तेः । न तावदयं हेतुर्विशेष्यासिद्धः, कटकुटपटज्ञानादिविचित्रपरिणामपरम्परायाः कादाचित्कत्वेन पटादिवत् तत्र कार्यत्वप्रसिद्धेः । नापि विशेषणासिद्धः, न शरीरेन्द्रियविषयाश्चैतन्यधर्माणः रूपादिमत्त्वाद्, भौतिकत्वाद् वा घटवत्, इत्यनेन तत्र तस्य बाधनात् । नाप्ययं व्यभिचारी विरुद्धो वा, तन्वादिलक्षणाश्रयाश्रितत्वात्[1] विपक्षात् तन्वादिवर्त्तिनो रूपादेः शरीरत्वसामान्याद् वा सविशेषणकार्यत्वहेतोरत्यन्तं व्यावृत्तत्वात् । इत्यनुमानतोऽप्यात्मा प्रासिध्यत् ।

§૧૬ અનુમાનથી પણ આત્મા સિદ્ધ થાય છે જ. તે આ પ્રમાણે-ચૈતન્ય શરીરાદિથી (શરીર, ઈન્દ્રિય અને વિષયથી) વિલક્ષણ, ભિન્ન આશ્રયમાં આશ્રિત

---

१ श्रितात्—मु० ।

છે, કારણ કે શરીરને આશ્રય માનતાં બાધા આવતી હોઈ પરિણામે ચૈતન્યનું કાર્યત્વ જ ઘટી ન શકે અર્થાત્ ચૈતન્યનો આશ્રય શરીરાદિથી વિલક્ષણ માનવામાં આવે તો જ તે કાર્યરૂપે સિદ્ધ થઈ શકે છે.

ચૈતન્યના શરીરાદિથી વિલક્ષણ આશ્રયરૂપ સાધ્યની સિદ્ધિ માટે કહેલ—શરીરને આશ્રય માનતાં બાધા આવતી હોઈ પરિણામે ચૈતન્યનું કાર્યત્વ જ ન ઘટી શકે—આ હેતુ વિશેષ્યાસિદ્ધ નથી, કારણ કે કટજ્ઞાન, કુટજ્ઞાન અને પટજ્ઞાન વિગેરે પરિણામની પરંપરા કાદાચિત્ક હોવાથી–કોઇક સમયે થતી હોવાથી પટ-વસ્ત્રની જેમ ચૈતન્યમાં કાર્યતા પ્રસિદ્ધ છે. તેવી જ રીતે આ હેતુ વિશેષણાસિદ્ધ પણ નથી, કારણ કે શરીર, ઈન્દ્રિય અને વિષયમાં ચૈતન્યધર્મ નથી, કારણ કે તે રૂપાદિવાળાં અથવા તો ભૌતિક છે, ઘટની જેમ. આ અનુમાનથી શરીરાદિમાં ચૈતન્યનો બાધ થાય છે તેથી જ 'શરીરને ચૈતન્યનું' આશ્રય માનતાં બાધા આવતી હોઈ' આવું હેતુનું જે વિશેષણ આપ્યુ તે સિદ્ધ છે.

તેમજ આ હેતુ વ્યભિચારી કે વિરુદ્ધ પણ નથી, કારણ કે શરીરાદિમાં રહેનાર રૂપાદિ વિપક્ષથી અથવા શરીરત્વ સામાન્ય વિપક્ષથી વિશેષણયુક્ત કાર્યત્વ હેતુ અત્યંત વ્યાવૃત્ત છે. આ પ્રમાણે અનુમાનથી પણ આત્મા સિદ્ધ થયો.

(પ૦) तत्रेति तन्वादौ । तत्रेति चैतन्ये । तत्रेति शरीरेन्द्रियविषयेषु । तस्येति चैतन्यस्य । तन्वादिविलक्षणाश्रयाश्रितत्वादिति अनेन हेतुना विपक्ष । रूपादेरिति रूपादिकं शरीरत्वसामान्य च तन्वाद्याश्रित, परं तत्र बाधकं, नास्ति, निर्बाधं तत् । तन्वाश्रितमेव । सविशेषणकार्यत्वहेतोरिति बाधकोपपत्तौ सत्याम् ।

(टि०) तथाहि चैतन्यमित्यादि । तत्रेति तत्वादौ ।

(टि०) बाधकोपपत्ताविति तत्वादिगतरूपादिभि कार्य. स्वभावे व्यभिचारपरिहारार्थमिदं विशेषणम् । अयं हेतुरिति कार्यत्वाख्यः । तत्रेति चेतन्ये । शरीरेन्द्रियेति कायकरणगोचरा । तत्रेति तत्वादौ । तस्येति चैतन्यस्य कार्यत्वान्यथानुपपत्तिलक्षणस्य । अयमिति पूर्वोपदर्शितो हेतु । रूपादेरिति रूपादौ विशेषणं नास्ति सामान्ये तूभयमपि नास्ति तत्र बाधकोपपत्तिकार्यत्वं च ।

§१७ "उपयोगलक्षणो जीवः" इत्यागमप्रदीपोऽप्यात्मानमुद्द्योतयति । अनुमानागमयोश्च प्रामाण्यं प्रागेव प्रसाधितमित्यात्मप्रसिद्धिः ॥

§૧૭ "ઉપયોગ જીવનું લક્ષણ છે" એ પ્રમાણે આગમદીપક પણ આત્માને સિદ્ધ કરે છે અને અનુમાન તથા આગમ પ્રમાણોનું પ્રામાણ્ય પહેલાં અર્થાત્ ત્રીજા પરિચ્છેદ અને ચોથા પરિચ્છેદમાં સિદ્ધ કરેલ જ છે. આ પ્રમાણે આત્મસિદ્ધિ થઈ.

§१८ बौद्धास्तु बुद्धिक्षणपरम्परामात्रमेवात्मानमाम्नासिषुः, न पुनर्मौक्तिककणनिकरनिरन्तरानुस्यूतैकसूत्रवत् तदन्वयिनमेकम् । ते लोकायतलुण्टाकेभ्योऽपि पापीयांसः, तद्भावेऽपि तेषां स्मरणप्रत्यभिज्ञानाद्यघटनात्, तथाहि–पूर्वबुद्धयाऽनुभूतेऽर्थे नोत्तरबुद्धीनां स्मृतिः संभवति, ततोऽन्यत्वात्, सन्तानान्तरबुद्धिवत् । न ह्यन्यदृष्टोऽर्थोऽन्येन स्मर्यते, अन्यथैकेन दृष्टोऽर्थः सर्वैः स्मर्येत । स्मरणाभावे च कौतस्कुती प्रत्यभिज्ञा-

प्रसूतिः ?, तस्याः स्मरणानुभवोभयसंभवत्वात्, पदार्थप्रेक्षणप्रबुद्धप्राक्तनसंस्कारस्य हि प्रमातुः स एवायमित्याकारेणेयमुत्पद्यते ।

§૧૮ બૌદ્ધ—બૌદ્ધો બુદ્ધિક્ષણ પરંપરા માત્રને (ક્ષણિક વિજ્ઞાનરૂપ પર્યાયને)જ આત્મા માને છે, પરંતુ મોતીઓના દાણાઓમાં સતત વ્યાપ્ત (મોતીની માળામાં પરોવેલ) દોરાની જેમ બુદ્ધિક્ષણ પરંપરામાં વ્યવધાન વિના વ્યાપ્ત થઈને રહેનાર કોઈ એક વ્યક્તિને (પર્યાયોમાં સંબંધિત થઈને રહેનાર દ્રવ્યને) માનતા નથી, માટે (આત્મધનને લૂંટી જનારા હોવાથી) લૂટારુ ચાર્વાક કરતાં પણ વધારે પાપી છે, કારણકે બુદ્ધિક્ષણ પરંપરારૂપ આત્મા બૌદ્ધોને માન્ય હોવા છતાં પણ તેઓને સ્મરણ, પ્રત્યભિજ્ઞાન, તર્ક કે અનુમાનાદિ પ્રમાણો સિદ્ધ થઈ શકશે નહિ તે આ પ્રમાણે—પૂર્વબુદ્ધિએ અનુભવેલ પદાર્થની સ્મૃતિ ઉત્તરબુદ્ધિને સંભવે નહિ; કારણ કે તે તેથી ભિન્ન છે, સન્તાનાન્તરની બુદ્ધિની જેમ. અન્યે જોયેલ પદાર્થનુ સ્મરણ અન્ય કરી શકતો નથી. છતાં એમ નહિ માનો તો કોઈ એકે જોયેલ પદાર્થનુ સર્વલોકોને સ્મરણ થવાનો પ્રસંગ આવશે. (અર્થાત્ દ્રષ્ટા—અનુભવિતા અને સ્મર્તા એક જ વ્યક્તિ હોવી જોઈએ પરંતુ દ્રષ્ટા કોઇ અને સ્મર્તા કોઈ એમ ભિન્ન ભિન્ન વ્યક્તિ માનતાં સ્મરણ ઘટી શકશે જ નહિ.)

એટલે બૌદ્ધોના મતે સ્મરણ સંભવી શકતુ નથી એ નક્કી થાય છે. અને તેમ થતાં તેઓના મતે પ્રત્યભિજ્ઞાન પણ કઇ રીતે થઈ શકશે ? કારણ કે પ્રત્યભિજ્ઞાન તો 'સ્મરણ અને અનુભવ' એ ઉભય દ્વારા થાય છે. એટલે કે, પદાર્થને જોવાથી જાગૃત થયેલ પૂર્વસંસ્કારવાળા પ્રમાતાને 'આ તે જ છે' એવા આકારવાળું પ્રત્યભિજ્ઞાન ઉત્પન્ન થાય છે.

(टि०) बौद्धास्तु बुद्धीत्यादि । तद्भावेऽपीति बुद्धिक्षणपरम्परामात्ररूपात्मसद्भावेऽपि । तेषामिति सौगतानाम् । तथाहीत्यादि । तत इति पूर्वबुद्ध्यनुभूतादर्थात् । सन्तानान्तरेति अपरपुरुषबुद्धिवत् । कौतस्कुतीति किम' क स्यात् । कुत 'पञ्चम्यास्तस्' । तद्दो कु । कुतः कुत इयं रागादित्वादिदमित्यण् वृद्धि । 'अणेयणिकण्नण्' इत्यादिना ईप्रत्ययः । तस्या इति प्रत्यभिज्ञायाः । इयमिति प्रत्यभिज्ञा ।

अथ स्यादयं दोषो यद्यविशेषेणाऽन्यदृष्टमन्यः स्मरतीत्युच्यते, किन्त्वन्यत्वेऽपि कार्यकारणभावादेव स्मृतिः, भिन्नसंतानबुद्धीनां तु कार्यकारणभावो नास्ति, तेन सन्तानान्तराणां स्मृतिर्न भवति, न चैकसान्तानिकीनामपि बुद्धीनां कार्यकारणभावो नास्ति, येन पूर्वबुद्ध्यनुभूतेऽर्थे तदुत्तरबुद्धीनां स्मृतिर्न स्यात् ।

तदप्यनवदातम्, एवमपि नानात्वस्य तदवस्थत्वात् । अन्यत्वं हि स्मृत्यसंभवे साधनमुक्तम्, तच्च कार्यकारणभावाभिधानेऽपि नापगतम्, न हि कार्यकारणभावाभिधाने तस्यासिद्धत्वादीनामन्यतमो दोषः प्रतिपद्यते । नापि स्वपक्षसिद्धिरनेन क्रियते, न हि कार्यकारणभावात् स्मृतिरित्यत्रोभयप्रसिद्धोऽस्ति दृष्टान्तः ।

अथ—"यस्मिन्नेव हि संतान आहिता कर्मवासना ।
फलं तत्रैव संधत्ते कर्पासे रक्तता यथा" ॥१॥

इति कर्पासरक्तताद्दष्टान्तोऽस्तीति चेत् ।

तदसाधीयः, साधनदूषणासंभवात् । अन्वयाद्यसम्भवान्न साधनम्—न हि कार्यकारणभावो यत्र तत्र स्मृतिः कर्पासे रक्ततावदित्यन्वय. सम्भवति, नापि यत्र न स्मृतिस्तत्र न कार्यकारणभाव इति व्यतिरेकोऽस्ति । असिद्धत्वाद्यनुद्भावनाच्च न दूषणम्, न हि ततोऽन्यत्वादित्यस्य हेतोः कर्पासे रक्ततावदित्यनेन कश्चिद्दोषः प्रतिपाद्यते ।

બૌદ્ધ—અન્યે જોયેલ, અનુભવેલ પદાર્થનું અન્ય સ્મરણ કરે એવું કોઈ પણ જાતના વિશેષ વિના (સામાન્યરૂપે) કહીએ તો તમે કહો છો તેવો (સ્મરણાધભાવરૂપ) દોષ આવે પરંતુ પૂર્વબુદ્ધિ અને ઉત્તરબુદ્ધિમા 'અન્યત્વ' હોવા છતાં કાર્યકારણભાવરૂપ (વિશેષ)થી જ સ્મરણ થાય છે, અને તમોએ સન્તાનાન્તર બુદ્ધિનું દૃષ્ટાન્ત આપ્યું પણ તેમાં કાર્યકારણભાવરૂપ (વિશેષ) નથી, માટે ત્યાં સ્મરણ થતુ નથી. વળી, એક સન્તાન બુદ્ધિઓમાં પણ કાર્યકારણભાવ નથી એમ પણ કહી શકાય નહિ. જો એમ હોય તો પૂર્વબુદ્ધિએ અનુભવેલ પદાર્થનુ ઉત્તરબુદ્ધિને સ્મરણ ન થાય.

જૈન—આ કથન પણ નિર્દોષ નથી. કારણ કે, એ રીતે એક સંતાનિકી બુદ્ધિમાં કાર્યકારણભાવ કહેવા છતાં પણ પૂર્વબુદ્ધિ અને ઉત્તરબુદ્ધિમાં 'અન્યત્વ' તો જેવું હતુ તેવુ ને તેવું રહ્યુ. અમે સ્મરણાદિના અભાવમા કારણ તરીકે 'અન્યત્વ' કહેલું છે, અને તે તો કાર્યકારણભાવ કહેવા છતા ચાલી ગયું નથી; કારણ કે, કાર્યકારણભાવ માનવા છતાં 'અન્યત્વ' એ હેતુમાં અસિદ્ધત્વાદિમાથી કોઈ પણ દોષ પ્રાપ્ત થતો નથી. વળી, કાર્યકારણભાવ માનવા માત્રથી સ્વપક્ષની સિદ્ધિ થતી નથી; કારણ કે, કાર્યકારણભાવથી સ્મરણ થાય છે એ બાબતમાં ઉભયવાદીને પ્રસિદ્ધ કોઈ પણ દૃષ્ટાન્ત નથી.

બૌદ્ધ—"જે સંતાનમાં કર્મવાસનાનું આધાન થયેલ હોય તે સંતાનમાં જ તેના ફલનુ સંધાન (જોડાણ, સંબંધ) થાય છે, જેમકે કપાસમાં લાલિમા. અર્થાત્ બીજમા રહેલ લાલિમા કપાસની લાલિમાનું કારણ છે આ પ્રમાણે કપાસની રક્તતાનું દૃષ્ટાન્ત ઉભયવાદીને પ્રસિદ્ધ છે.

જૈન—તમારું આ કથન પણ યોગ્ય નથી. કારણ કે, એ તમારા હેતુને સિદ્ધ કરાવી આપવા સાધનરૂપ કે પરહેતુને દૂષિત કરે એવા દૂષણરૂપ તમારા હેતુને સિદ્ધ કરાવી આપનાર નથી કારણ કે, તેમાં અન્વયાદિનો સંભવ નથી. 'જ્યાં કાર્યકારણભાવ હોય ત્યાં સ્મરણ હોય, જેમકે કપાસમાં લાલિમા.' એ પ્રમાણે અન્વયવ્યાપ્તિ સંભવતી નથી તેમજ જ્યા સ્મરણ ન હોય ત્યાં કાર્યકારણભાવ પણ ન હોય એવી વ્યતિરેકવ્યાપ્તિ પણ નથી. માટે આ તમારા હેતુને સિદ્ધ કરનાર નથી. વળી, એનાથી અમારા હેતુમા અસિદ્ધતાદિ દોષોની

ઉદ્ભાવના પણ થતી નથી. માટે તે અમારા હેતુને દૂષણરૂપ નથી. કારણ કે-'કપાસની લાલિમાની જેમ' આ દૃષ્ટાન્તથી અમારા 'તેથી ભિન્ન છે માટે' (ततोऽन्यत्व) હેતુમાં કોઇ દોષનું પ્રતિપાદન થતું નથી.

(पं०) न हि कार्यकारणभावात् स्मृतिरित्यत्रोभयप्रसिद्धोऽस्ति दृष्टान्त इति पितृपुत्रयो· कार्यकारणभावोऽस्ति पर नैकेन दृष्टमन्य. स्मरति ।

(पं०) तत्रैवेति सन्ताने एव ।

(टि०) अयं दोष इति अन्यदृष्टान्यस्मरणलक्षणस्तदुपन्यस्त. प्रसङ्ग ।

(टि०) एवमपीति कार्यकारणभावेन भवदुपन्यस्तपक्षस्थापना ।

(टि०) साधनेति त्वदुक्त न स्वसाध्यसाधकं न च परपक्षदूषकमित्यर्थ. । साधनमिति कार्यकारणभावादिति हेतु ।

किञ्च, यद्यन्यत्वेऽपि कार्यकारणभावेन स्मृतेरुत्पत्तिरिष्यते, तदा शिष्याचार्यादिबुद्धीनामपि कार्यकारणभावसद्भावेन स्मृत्यादि स्यात् । अथ नायं प्रसङ्गः, एकसंतानत्वे सतीति विशेषणादिति चेत् । तदयुक्तम्, भेदाभेदपक्षाभ्यां तस्योपक्षीणत्वात् । क्षणपरम्परातस्तस्याऽभेदे हि क्षणपरम्परैव सा, तथा च सन्तान इति न किञ्चिदतिरिक्तमुक्तम् । भेदे तु पारमार्थिको वाऽसौ स्यात् । अपारमार्थिकत्वे त्वस्य तदेव दूषणम् । पारमर्थिकत्वे स्थिरो वा स्यात्, क्षणको वा । क्षणिकत्वे सन्तानिनिर्विशेष एवायमिति किमनेन स्तेनभीतस्य स्तेनान्तरशरणस्वीकरणकारिणा ?

"स्थिरमथ सन्तानमभ्युपेयाः प्रथयन्तं परमार्थसत्स्वरूपम् ।
अमृतं पिब पूतयाऽनयोक्त्या स्थिरवपुषः परलोकिनः प्रसिद्धेः" ॥१॥

વળી, અન્યત્વ હોવા છતાં જ્યાં કાર્યકારણભાવ હોય ત્યાં સ્મરણની ઉત્પત્તિ થાય છે એમ માનશો તો આચાર્યબુદ્ધિએ અનુભવેલની શિષ્ય બુદ્ધિમાં પણ સ્મૃતિ થઈ જશે; કારણ કે, તેમાં કાર્યકારણભાવ છે.

બૌદ્ધ—તમે જણાવેલ સ્મૃતિનો પ્રસંગ નહિ ઘટે. કારણ કે-'અન્ય હોય છતાં કાર્યકારણભાવ હોય' અમારા આ કથનમાં 'એક સતાન હોય તો' એ વિશેષણ આપીશું. અર્થાત્ શિષ્ય-આચાર્યાદિ બુદ્ધિમાં અન્યત્વ છે અને કાર્યકારણભાવ છે, પણ તેમાં એકસન્તાનત્વ નથી; એટલે સ્મરણાદિ થશે નહિ પણ પૂર્વબુદ્ધિ અને ઉત્તરબુદ્ધિમાં એકસતાનત્વ છે તેથી સ્મરણ સંભવશે.

જૈન—તમારું આ કથન પણ યુક્તિસિદ્ધ નથી, કારણ કે, તમે કહેલ સંતાન ભિન્ન કે અભિન્ન એ બન્ને પક્ષમાં ઘટતો નથી તે આ પ્રમાણે-સંતાન ક્ષણપરંપરાથી અભિન્ન હોય તો માત્ર ક્ષણપરંપરા જ રહી અને તેથી-સતાન કહેવાથી કોઈ ભિન્ન પદાર્થનો બોધ નહિ થાય અને સંતાન ક્ષણપરંપરાથી ભિન્ન હોય તો તે પારમાર્થિક છે કે અપારમાર્થિક ? સંતાનને-અપારમાર્થિક માનો તો એ તું એ જ દૂષણ છે. અર્થાત્ સંતાન અપારમાર્થિક-અતાત્ત્વિક હોવાથી માત્ર ક્ષણપરંપરા જ પારમાર્થિક તાત્ત્વિકરૂપે રહેશે અને સંતાન પારમાર્થિક હોય તો પ્રશ્ન છે કે તે સ્થિર (અક્ષણિક) છે કે ક્ષણિક ? ક્ષણિક હોય

તો સંતાની-ક્ષણપરંપરા-અને આ સંતાન એ બેમાં કંઈ પણ વિશેષ ન હોવાથી સરખા થઈ ગયા. અર્થાત્ ક્ષણિક પૂર્વબુદ્ધિથી ઉત્તરબુદ્ધિમાં અન્યત્વને કારણે સ્મરણાદિ થતાં નથી તેમ ક્ષણિક સંતાનમાં પણ સ્મરણાદિ સિદ્ધ નહિ થાય, એટલે એક ચોરથી ડરીને બીજા ચોરના શરણને સ્વીકારવાથી શું લાભ થશે ? અર્થાત્ કંઈ પણ લાભ નહિ થાય અને પોતાના પારમાર્થિક સત્સ્વરૂપને પ્રકટ કરનાર સંતાનને અર્થાત્ પારમાર્થિક સંતાનને સ્થિર માનવામાં આવે તો ભાઈ! એ પવિત્ર કથનથી સ્થિર સ્વરૂપ પરલોકી આત્માની સિદ્ધિ થવાથી તમે અમૃતનું પાન કરો, તમારા મુખમાં સાકર

(प०) 'स्थिरमथ सन्तानम्' इत्यादि पद्ये। स्थिरवपुष इति आत्मलक्षणस्य ।

(टि०) अथ नार्थमित्यादि। भेदाभेदेति सन्तानिन. सकाशात् सन्तानो भिन्नोऽभिन्नो वा भिन्नश्चेत् सन्तानसन्तानिनो· सम्बन्धासम्भवात् न स्मृतिः सगच्छते। अभिन्नश्चेत् सन्तान एव सन्तान्येव वा सन्तान्यभावे निराधाराया स्मृतेरसम्भव । सन्तानाभावे लाभमिच्छतो मूलोच्छेद. समजनि, सन्तानाभावे प्रथमज्ञानस्याप्यभावात् । तस्येति सन्तानस्य । तस्येति सन्तानस्य । असाविति सन्तानः । तदेवेति अपारमार्थिकत्वमेव न किञ्चिदित्यर्थः । अयमिति सन्तान.। अनेनेति सन्तानेन किं प्रयोजनम् । स्तेनेति चौरभयातुरस्य अपरचौरशरणस्वीकरणं कारयतेत्येवंशील तेन ।

उपादानोपादेयभावप्रबन्धेन प्रवर्त्तमानः कार्यकारणभाव एव सन्तान इति चेत्। तदवद्यम्, अविष्वग्भावादिसबन्धविशेषाभावे कारणत्वमात्राविशेषादुपादानेतरविभागानुपपत्तेः। सन्तानजनकं यत् तदुपादानमिति चेत्, न, इतरेतराश्रयत्वप्रसङ्गात्—सन्तानजनकत्वेनोपादानकारणत्वम्, उपादानकारणजन्यत्वेन च सन्तानत्वमिति ।

બૌદ્ધ—ઉપાદાન-ઉપાદેયભાવના પ્રબન્ધ (પ્રવાહ)થી પ્રવર્તતો કાર્યકારણભાવ જ 'સંતાન' છે.

જૈન—તમારું આ કથન પણ દૂષિત છે, કારણ કે જો તાદાત્મ્યાદિ સંબંધ માનવામાં ન આવે તો કારણરૂપે બધા કારણો સમાન હોવાથી બીજાં કારણો અને ઉપાદાન કારણમાં કશી વિશેષતા રહેશે નહિ.

બૌદ્ધ—જે સંતાનજનક હોય તે ઉપાદાન કારણ કહેવાય છે, એટલે કે ઉપાદાન કારણની અન્ય કારણથી આ વિશેષતા છે.

જૈન—આ કથન નિર્દોષ નથી, કારણ કે સંતાનને ઉત્પન્ન કરે તે ઉપાદાન કારણ કહેવાય, અને ઉપાદાન કારણથી જન્ય હોય તે સંતાન, એમ પરસ્પરાશ્રય દોષ આવશે

(प०) अविष्वग्भावादिसम्बन्धविशेषाभावे इति सम्बन्धस्य द्विष्ठत्वात्। उपादानेतरविभागानुपपत्तेरित्यत्र इतरत अनुपादानम् ।

(टि०) अविष्वग्भावेति कथञ्चित्तादात्म्यादिषष्ठ्यर्थविशेषे। इतरेति सहकारिकारणम्।

लोके तु समानजातीयानां कार्यकारणभावे सतानव्यवहारः, तद्यथा—ब्राह्मणसन्तान इति, तत्प्रसिद्ध्या चास्माभिरपि शब्दप्रदीपादिषु सन्तानव्यवहारः क्रियते,

तवापि यद्येवमभिप्रेतः सन्तानस्तदा कथ न शिष्याचार्यबुद्धीनामेकसन्तानत्वम् ? । न ह्यासां समानजातीयत्वं कार्यकारणभावो वा नास्ति, ततः शिष्यस्य चिरव्यवहिता अपि बुद्धय. पारम्पर्येण कारणमिति तदनुभूतेऽप्यर्थे यथा स्मृतिर्भवति तथोपाध्याय-बुद्धयोऽपि जन्मप्रभृत्युत्पन्नाः पारम्पर्येण कारणमिति तदनुभूतेऽप्यर्थे स्मृतिर्भवेत् ।

વળી, લોકમાં તો સમાનજાતિમાં જ્યાં કાર્યકારણભાવ હોય ત્યાં સંતાન શબ્દનો વ્યવહાર થાય છે જેમકે બ્રાહ્મણ સંતાન, અને એવા સંતાનની પ્રસિદ્ધિથી શબ્દ, પ્રદીપ વગેરેમાં શબ્દસંતાન, પ્રદીપસંતાન એમ સંતાન શબ્દનો વ્યવહાર અમે કરીએ છીએ. જો તમને પણ આવો જ સતાન ઈષ્ટ હોય તો પછી શિષ્ય અને આચાર્ય બુદ્ધિઓમાં પણ એક સંતાનત્વ કેમ નહિ થાય ? અર્થાત્ થશે જ. કારણ કે એમાં પણ સમાનજાતીયતા કે કાર્ય-કારણભાવ નથી એમ તો નથી, એટલે શિષ્યની પોતાની લાંબાગાળાના અંતરવાળી બુદ્ધિ પરંપરાથી કારણ હોવાથી જેમ તેણે અનુભવેલી વસ્તુની સ્મૃતિનું કારણ બને છે તેમ આચાર્યની બુદ્ધિ પણ જન્મથી માંડીને પરંપરાથી શિષ્યની બુદ્ધિમાં કારણ છે જ તો આચાર્યે અનુભવેલનું સ્મરણ શિષ્યને થવું જોઈએ

(प०) पारम्पर्येण कारणमिति शिष्यबुद्धीनाम् । तदनुभूते इति उपाध्यायबुद्ध्यनुभूते । स्मृतिर्भवेदिति न च भवति ।

(टि०) तदनुभूतेऽपीति शिष्यानुभूतेऽपि । तदनुभूतेऽपि इति आचार्यानुभूते ।

किञ्च, धूमशब्दादीनामुपादानकारण विनैवोत्पत्तिस्तव स्याद्, न हि तेषामप्य-नादिप्रबन्धेन समानजातीयं कारणमस्तीति शक्यते वक्तुम्, तथा च ज्ञानस्यापि गर्भा-दावनुपादानेनोत्पत्तिः स्यादिति परलोकाभावः । अथ धूमशब्दादीनां विजातीयमप्यु-पादानमिष्यते, एवं तर्हि ज्ञानस्याप्युपादानं गर्भशरीरमेवास्तु न जन्मान्तरज्ञानं कल्पनी-यम्, यथादर्शनं ह्युपादानमिष्टम्, अन्यथा धूमशब्दादीनामप्यनादिः सन्तानः कल्पनीयः स्यादिति संतानाघटनाद् न परेषां स्मृत्यादिव्यवस्था, नापि परलोकः कोऽपि प्रसिद्धिपद्धतिं दधाति, परलोकिनः कस्यचिदसंभवात् ।

વળી, તમારા મતે ધૂમ શબ્દ વગેરેની ઉપાદાન કારણ વિના જ ઉત્પત્તિનો પ્રસંગ આવશે, કારણ કે, ધૂમ શબ્દ વગેરેની ઉત્પત્તિમાં અનાદિ પ્રબંધ (પ્રવાહ)-વાળું સમાનજાતીય કારણ છે, એમ તો તમે કહી શકશો નહિ અને તેમ થતાં-ધૂમશબ્દ વગેરેની ઉપાદાન કારણ વિના ઉત્પત્તિ (થતાં) ગર્ભાદિમાં પણ ઉપાદાન કારણ વિના જ જ્ઞાનની ઉત્પત્તિ થઈ જશે અને એ રીતે તો પરલોકનો અભાવ થશે, અર્થાત્ ગર્ભાદિમાં થતા જ્ઞાનની ઉત્પત્તિમાં પૂર્વજન્મનું જ્ઞાન ઉપાદાન કારણરૂપ ન હોવાથી પરલોકનો અભાવ થયો

બૌદ્ધ—અમે ધૂમશબ્દ વગેરેની ઉત્પત્તિમાં વિજાતીયને પણ ઉપાદાન કારણ માનીએ છીએ.

જૈન—તો પછી તમારે જ્ઞાનનું ઉપાદાન કારણ પણ વિજાતીય સ્વરૂપવાળું ગર્ભગત શરીર જ માનવું અને (સમાનજાતીય સ્વરૂપવાળું) જન્માન્તરનું જ્ઞાન કલ્પવું જોઈએ નહિ; કારણકે, તમારે તો જેવું દેખાતું હોય તેવું જ ઉપાદાન કારણ માનવું જોઈએ. જો એમ ન માનો તો ધૂમશબ્દ વગેરેમાં પણ અનાદિ સંતાનની કલ્પના કરવી પડશે, અર્થાત્ તેમાં પણ તમે વિજાતીય ઉપાદાન માની શકશો નહિ. આ રીતે તમોએ જણાવેલ સંતાન ઘટતો ન હોવાથી જે ક્ષણે અનુભવ કરેલ હોય તેથી બીજી ભિન્ન ક્ષણને થતા સ્મરણાદિની વ્યવસ્થા બની શકતી નથી. અને વળી, પરલોક પણ સિદ્ધ થઈ શકતો નથી, કારણકે પરલોકમાં ગમન કરનાર જ કોઈ સંભવતો નથી.

(प०) किं चेत्यादि सूरिः । शक्यते वक्तुमिति भवन्मते । अनादिः सन्तानः कल्पनीय इति न च कल्पते भवता । परेषामिति भवताम् ।

(टि०) किञ्च धूमेत्यादि । तेषामिति धूमशब्दादीनाम् । परलोकेति परलोकहानिर्भवत. स्वागमविरुद्धता च मोक्षस्यागमप्रतीतत्वात् । निरोधो मोक्ष उच्यते इतिवचनात् ।

यदुक्तम्— भग्न मारबलं येन निर्जितं भवपञ्जरम् ।
निर्वाणपदमारूढं तं बुद्धं प्रणमाम्यहम् ॥ १ ॥

परलोकिन इति आत्मनोऽभावात् ।

विज्ञानं वेदना संज्ञा संस्कारो रूपमेव च ।
सौगतानां मते ह्यात्मा न चान्य- परिकल्पितः ॥ १ ॥
स्थिरभावस्यचैतन्यं तदेवात्मा निगद्यते ।
चिन्ताविकल्पकल्लोलं मानस चललक्षणम् ॥ २ ॥

§१९ सत्यपि वा परलोके कथमकृताभ्यागमकृतप्रणाशौ पराक्रियेते ? येन हि ज्ञानेन चैत्यवन्दनादिकर्म कृतम्, तस्य विनाशाद् न तत्फलोपभोगः, यस्य च फलोपभोगः, तेन न तत् कर्म कृतमिति ।

§१૯ અથવા ઘડીભર પરલોક માનો તો પણ જે જ્ઞાનથી ચૈત્યવંદનાદિ કર્મ કર્યું તે જ્ઞાન નાશ પામવાથી તેને કરેલ કર્મનો ઉપભોગ નથી, અને જે કર્મના ફલનો ઉપભોગ કરે છે તેણે કર્મ કરેલ નથી એ પ્રમાણે "અકૃતનો અભ્યાગમ અને કૃતનો નાશ" એ દોષનું નિરાકરણ કઈ રીતે થશે ?

(प०) पराक्रियेते इत्यतोऽग्रे किमितीति गम्यम् । तत् कर्मेति चैत्यवन्दनादि कर्म ।

(टि०) सत्यपीति परलोकाङ्गीकारे । अकृतसुकृतदुष्कृतपरिणामरूपं सुखं दुःखं वा उपतिष्ठन् सुगतपदाराधनोपार्जितसुकृतपरिणतिरूपं सुखं विनश्यत् केन वार्येत । तस्येति ज्ञानस्य । तत्फलेति ज्ञानफलोपभुक्ति । यस्येति ज्ञानस्य । तेनेति ज्ञानेन ।

§२० अथ नायं दोषः, कार्यकारणभावस्य नियामकत्वात्, अनादिप्रबन्धप्रवृत्तो हि ज्ञानानां हेतुफलभावप्रवाहः । स च सन्तान इत्युच्यते, तद्वशात्

सर्वो व्यवहारः संगच्छते नित्यस्त्वात्माऽभ्युपगम्यमानो यदि सुखादिजन्मना विकृतिम नुभवति तदयमनित्य एव चर्मादिवदुक्तः स्यात्, निर्विकारकत्वे तु सताऽसता वा सुखदुःखादिना कर्मफलेन कस्तस्य विशेषः ।, इति कर्मवैफल्यमेव । तदुक्तम्—

"वर्षातपाभ्यां किं व्योम्नश्चर्मण्यस्ति तयोः फलम् ? ।
चर्मोपमश्चेत् सोऽनित्यः खतुल्यश्चेदसत्समः" ॥ १ ॥ इति

तस्मात् त्यज्यतामेष मूर्धाभिषिक्तः प्रथमो मोह आत्मग्रहो नाम, तन्निवृत्तावात्मीयग्रहोऽपि विरंस्यति—अहमेव न, कि मम ? इति । तदिदमहंकारममकारग्रन्थिप्रहाणेन नैरात्म्यदर्शनमेव निर्वाणद्वारम्, अन्यथा कौतस्कुती निर्वाणवार्ताऽपि ।

§२० બૌદ્ધ—કાર્ય-કારણભાવ નિયામક હોવાથી આ દોષ નહિ આવે, કારણ કે, જ્ઞાનોના હેતુ ફલભાવ (કાર્ય-કારણભાવ)નો પ્રવાહ અનાદિ પરંપરાવાળો છે અને તે (કાર્યકારણભાવ) જ સંતાન કહેવાય છે તેનાથી વ્યવહાર સંગત થાય છે.

વળી, આત્માને નિત્ય માનો તો તે જો સુખ-દુઃખાદિની ઉત્પત્તિથી વિકાર અનુભવે તો તે ચામડીની જેમ અનિત્ય (ક્ષણિક) થઈ જશે, અને જો તે નિર્વિકાર જ રહેતો હોય તો કર્મના ફલરૂપ સુખ-દુઃખાદિ હોય કે ન હોય તે સરખું જ છે, તેમાં કશી વિશેષતા થશે નહિ, એટલે કર્મ નિષ્ફળ જ થઈ જશે. કહ્યું પણ છે.—

"વરસાદ અને તડકાથી આકાશને શું ફળ ? અર્થાત્ નિર્વિકાર આકાશમાં આ બન્નેનું કંઈ પણ ફલ-અસર નથી અને ચામડામાં આ બન્નેનું વિકારરૂપ ફલ જોવાય છે. તો ચમડાની જેમ આત્માને કર્મફલદ્વારા વિકાર પામનાર માનશો તો ચામડાની જેમ આત્મા પણ અનિત્ય (ક્ષણિક) થશે. અને આકાશની જેમ નિર્વિકાર માનશો તો ફળની અસર થશે નહિ. માટે આત્મગ્રહ નામના આ મુખ્ય મોહરાજનો ત્યાગ કરો, એટલે આત્મીયગ્રહ (મમત્વ) પણ વિરામ પામી જશે. (અર્થાત્ મમત્વનો અભાવ થશે.) કારણ કે, જ્યાં 'अहं' (હું) નથી ત્યાં मम (મારું) તો ક્યાંથી હોય ? અર્થાત્ ન જ હોય, એ રીતે આ અહંકાર અને મમકારની ગાંઠના નાશથી જે નૈરાત્મ્યદર્શન (આત્માના અભાવનું દર્શન) એ જ નિર્વાણદ્વાર મોક્ષમાર્ગ છે એમ સમજવું. જો એમ નહિ માનો તો (નૈરાત્મ્યદર્શન નહિ માનો તો) નિર્વાણ માર્ગની વાર્તા પણ ક્યાંથી સંભવશે ? અર્થાત્ નહિ સંભવે.

(पं॰) सुखादिजन्मनेति सुखाद्युत्पत्त्या । खतुल्यश्चेदसत्सम इत्यत्र असत्फल इति पाठान्तरम् ।

(पं॰) तस्मादित्यादि अहो जैना । तन्निवृत्ताविति आत्मग्रहनिवृत्तौ । विरंस्यतीत्यतोऽग्रे कथमिति गम्यम् ।

(टि०) अथ नायमिति अकृताभ्यागमकृतप्रणाशलक्षण । वर्षातपाभ्यामित्यादि । तयोरिति वर्षातपयो । स इति आत्मा । असत्सम इति आकाशम्, असत्कल्पनामात्रत्वात् शून्यमिति लोकेऽपि प्रसिद्ध । तदुपमयाऽऽत्मा नास्त्येव । मूर्धाभिषिक्त इति ग्रहाणामधिपति.। तन्निवृत्ताविति आत्मग्रहमोहनिवृत्तौ । विरंस्यतीति रम क्रीडाया विपूर्वः । 'व्याङ्परिभ्यो रमः' इति परस्मैपदम् । भविष्यती स्यति । यतिरमिनमिगमेमादितीडभावः । विराममासादयिष्यति । अन्यथेति अहंकारममकारग्रन्थिग्रस्ते आत्मनि स्वीकृते ।

§२१ तदपि वार्तम्, हेतुफलभावप्रवाहस्वभावस्य सन्तानस्यानन्तरमेव नियामकत्वेन निरस्तत्वात् । यत् पुनः सुखादिविकाराभ्युपगमे चर्मादिवदात्मनोऽनित्यत्वं प्रसञ्जितम्, तदिष्टमेव, कथञ्चिदनित्यत्वेनाऽऽत्मनः स्याद्वादिभिः स्वीकाराद्; नित्यत्वस्य कथञ्चिदेवाभ्युपगमात् । यत्तु नित्यत्वेऽस्याऽऽत्मीयग्रहसद्भावेन मुक्त्यनवाप्तिदूषणमभाणि, तदप्यनवदातम्, विदितपर्यन्तविरससंसारस्वरूपाणां परिगतपारमार्थिकैकान्तिकाऽऽत्यन्तिकानन्दसन्दोहस्वभावापवर्गोपनिषदां च महात्मनां शरीरेऽपि किंपाकपाकोपक्षिप्तपायसइव निर्ममत्वदर्शनात् ।

§२१ જૈન—તમારું આ સમસ્ત કથન બોલવા પૂરતુ હોઈને અસાર છે; કારણ કે, તમોએ નિયામક તરીકે માનેલ હેતુફલભાવ (કાર્યકારણભાવ)ના પ્રવાહરૂપ સન્તાનનુ તો અમોએ હમણાંજ ખંડન કરેલ છે, વળી સુખ–દુઃખાદિથી થતા વિકારને સ્વીકારવાથી ચામડાની જેમ આત્માને વિષે જે અનિત્યતાનો પ્રસંગ આપ્યો તે તો ઇષ્ટ જ છે, કારણ કે–સ્યાદ્વાદીઓએ આત્માને કથંચિત્ અનિત્ય માનેલ જ છે અને અમે તેમા નિત્યત્વ પણ કથંચિત્ માનીએ છીએ. વળી, આત્માને નિત્ય માનવાથી આત્મીયગ્રહની પ્રાપ્તિ અને તેથી નિર્વાણપદ (મુક્તિ)ની અપ્રાપ્તિરૂપ જે દોષ આપ્યો તે પણ યોગ્ય નથી, કારણ કે, કિંપાક ફલના રસથી યુક્ત દૂધપાકમાં જેમ નિર્મમત્વ જોવાય છે, તેમ (શરૂઆતમાં મનોહર પણ અંતે) વિરસ સ્વભાવવાળા સંસારના સ્વરૂપને અને પરમાર્થથી એકાન્તે અત્યન્તાનન્દમય મોક્ષના રહસ્યને જાણનાર મહાત્માઓને શરીર પ્રત્યે પણ નિર્મમત્વ જોવાય છે.

(पं०) तदपि वार्त्तमिति वार्त्तं असारम् । हेतुफलभावप्रवाहस्वभावस्येति कार्यकारणभावप्रवाहस्वभावस्य । यदुनित्यत्वेऽस्येत्यत्र अभाणीति भवता ।

(टि०) वार्तमिति वार्तामात्र कपोलकल्पनाविलसितमित्यर्थ. । न प्रमाणपथमनुसरति ।

§२२ नैरात्म्यदर्शने पुनरात्मैव तावन्नास्ति, कः प्रेत्यसुखीभवनार्थं यतिष्यते ? ज्ञानक्षणोऽपि संसारी कथमपरज्ञानक्षणसुखीभवनाय घटिष्यते ? न हि दुःखी देवदत्तो यज्ञदत्तसुखाय चेष्टमानो दृष्टः; एकक्षणस्य तु दुःखं स्वरसनाशित्वात् तेनैव सार्धं दध्वंसे । सन्तानस्तु न वास्तवः कश्चिदिति प्ररूपितमेव, वास्तवत्वे तस्य निष्प्रत्यूहाऽऽत्मसिद्धिरिति ॥ ५५ ॥

§૨૨ અને નૈરાત્મ્યદર્શનમાં તો આત્માનો જ અભાવ છે, તો પ્રેત્ય-(પર-લોક)માં સુખી થવાને કોણ પ્રયત્ન કરશે ? અર્થાત્ કોઈ પણ પ્રયત્ન નહિ કરે. અને સંસારી જ્ઞાનક્ષણ પણ અપર જ્ઞાનક્ષણને સુખી કરવાને ચેષ્ટા (યત્ન) શા માટે કરે ? કારણ કે દુઃખી દેવદત્ત યજ્ઞદત્તના સુખ માટે ચેષ્ટા કરતો જોવાતો નથી.

વળી, એક ક્ષણ સ્થાયી પદાર્થ સહજ નાશ પામવાના સ્વભાવવાળો હોવાથી તેનું 'દુઃખ તો તેની જ સાથે નાશ પામ્યું.' વળી સંતાન કોઈ સત્યભૂત પદાર્થ તમે માનતા નથી, છતાં સંતાનને સત્યભૂત પદાર્થ તરીકે માનો તો વિના અપવાદે આત્માની સિદ્ધિ થઈ. ૫૫

(पं०)एकक्षणस्य तु दुःखमित्यादि गद्ये । तेनैवेति क्षणेनैव । प्ररूपितमेवेति पूर्वमेव ॥५५॥

(टि०) स्वरसेति क्षणिकत्वेन स्वभावविनाशात्मकत्वात् । तेनैवेति क्षणेनैव । तस्येति सन्तानस्य ॥ ५५ ॥

अथात्मनः परपरिकल्पितस्वरूपप्रतिषेधाय स्वाभिमतधर्मान् वर्णयन्ति—

**चैतन्यस्वरूपः परिणामी कर्ता साक्षाद्भोक्ता स्वदेहपरिमाणः प्रतिक्षेत्रं भिन्नः पौद्गलिकादृष्टवांश्चायम् ॥ ५६ ॥**

चैतन्यं साकारनिराकारोपयोगाख्यं स्वरूपं यस्याऽसौ चैतन्यस्वरूपः, परिणमनं प्रतिसमयमपरापरपर्यायेषु गमनं परिणामः स नित्यमस्यास्तीति परिणामी, करोत्यदृष्टादिकमिति कर्ता, साक्षादनुपचरितवृत्त्या भुङ्क्ते सुखादिकमिति साक्षाद्भोक्ता, स्वदेहपरिमाणः स्वोपात्तवपुर्व्यापकः, प्रतिक्षेत्रं प्रतिशरीरं भिन्नः पृथक्, पौद्गलिकादृष्टवान् पुद्गलघटितकर्मपरतन्त्रः, अयमित्यनन्तरं प्रमातृत्वेन निरूपित आत्मेति ।

અન્ય દર્શનકારોએ આત્માના સ્વરૂપ વિષે જે કલ્પનાઓ કરી છે તેનો નિષેધ કરવા માટે પોતાના માન્ય આત્માના ધર્મોનું વર્ણન—

આ (પ્રમાતારૂપ આત્મા) ચૈતન્યસ્વરૂપ છે, પરિણામી (નિરંતર પરિણામવાળો) છે, કર્તા છે, સાક્ષાત્ ભોક્તા છે, પોતે પ્રાપ્ત કરેલ શરીરના પ્રમાણવાળો છે. પ્રતિક્ષેત્ર (દરેક શરીરે) ભિન્ન ભિન્ન છે અને પૌદ્ગલિક (પુદ્ગલથી બનેલ) કર્મવાળો છે.

(૧) **चैतन्यस्वरूप**—ચૈતન્ય એટલે સાકારોપયોગ અને નિરાકારોપયોગ, તે જેનું સ્વરૂપ છે તે ચૈતન્ય સ્વરૂપ.

(૨) **परिणामी**—પરિણમન એટલે સમયે સમયે નવા નવા પર્યાયોમાં ગમન તે પરિણામ. તે પરિણામ જેમાં નિત્ય અર્થાત્ સતત થાય તે પરિણામી. (અહીં નિત્ય અર્થમાં मतुप्प्रत्ययवाची इन् પ્રત્યય છે.)

(૩) **कर्ता**—અદૃષ્ટાદિકનો-શુભાશુભ કર્મનો કરનાર.

(૪) **साक्षाद्भोक्ता**—સાક્ષાત્ એટલે ઉપચાર રહિત સુખદુઃખ વિગેરેને ભોગવનાર.

(૫) **स्वदेहपरिमाण**—પોતે પ્રાપ્ત કરેલ શરીર જેવડો.

(६) प्रतिक्षेत्रं भिन्न—દરેક શરીરમાં જુદો.
(७) पौद्गालिकादृष्टावान्—પુદ્ગલથી અનેક કર્મોને અધીન.
(८) अयम्—આ-ઉપર પ્રમાતા તરીકે જણાવેલ આત્મા

(प०) अनुपचरितवृत्त्येति न पुन प्रतिबिम्बरूपतया ।

§ १ अत्र चैतन्यस्वरूपत्वपरिणामित्वविशेषणाभ्यां जडस्वरूपः कूटस्थनित्यो नैयायिकादिसंमतः प्रमाता व्यवच्छिद्यते । यतो येषामात्माऽनुपयोगस्वभावस्तावत्, तेषां नासौ पदार्थपरिच्छेदं विदध्याद्, अचेतनत्वात्, आकाशवत् । अथ नोपयोगस्वभावत्वं चेतनत्वम्, किन्तु चैतन्यसमवायः; स चात्मनोऽस्तीत्यसिद्धमचेतनत्वमिति चेत्, तदनुचितम् । इत्थमाकाशादेरपि चेतनत्वापत्तेः, चैतन्यसमवायो हि विहायः प्रमुखेऽपि समानः; समवायस्य स्वयमविशिष्टस्यैकस्य प्रतिनियमहेत्वभावादाऽऽत्मन्येव ज्ञानं समवेतं नाकाशादिष्विति विशेषाव्यवस्थितेः ।

§૧ આત્માના આ લક્ષણસૂત્રમાં 'चैतन्यस्वरूप અને परिणामी" આ બે વિશેષણોથી નૈયાયિકાદિને માન્ય જડસ્વરૂપવાળા અને કૂટસ્થ નિત્ય પ્રમાતાનો વ્યવચ્છેદ (નિરસન) થાય છે. કારણ કે જેઓ આત્માને ઉપયોગ રહિત (જડ) સ્વભાવવાળો માને છે, તેઓના મતે આત્મા અચેતન (ચેતનરહિત) હોવાથી આકાશની જેમ પદાર્થનો પરિચ્છેદ (જ્ઞાન) કરનાર નહિ થાય.

નૈયાયિકાદિ—ચેતન એટલે ઉપયોગ સ્વભાવ નહિ પરંતુ 'ચૈતન્યનો સમવાય' હોવો એ ચેતન છે, અને ચૈતન્યસમવાય આત્માને વિષે છે, માટે તેને અચેતન કહેવાય નહિ, તેથી 'અચેતનત્વ' હેતુ અસિદ્ધ છે.

જૈન—તમારું કથન ઉચિત નથી કારણ કે, એ રીતે આકાશાદિમાં પણ ચેતનત્વની આપત્તિ આવશે. કારણ કે સ્વયં વિશેષતા રહિત અને એક સ્વરૂપવાળા સમવાયમાં પ્રતિનિયમન કરનાર હેતુનો અભાવ હોવાથી જ્ઞાન આત્માને વિષે જ સમવાય સંબંધથી છે અને આકાશાદિમાં નથી એવી કોઈ વિશેષ વ્યવસ્થા નથી.

(प) येपामिति येषा मते । अथ नोपयोगस्वभावत्वमित्यादि पर. । तदनुचितमित्यादि सूरि । समान इत्यतोऽग्रे यत इति गम्यम् ।

(टि०) यतो येषामित्यादि । अनुपयोगेति जडस्वभाव । तेषामिति नैयायिकादीनाम् । असाविति आत्मा । अविशिष्टस्येति सामान्यरूपस्य विशेषरूपस्य । भवदभिप्रायेण विशेषाभावात् । प्रतिनियमेति समवाय· कियत्स्वपि पदार्थेषु स्यादिति कियत्सु न स्यादित्यपि प्रतिज्ञा नास्ति । सर्वव्यापकत्वात् तस्य ।

§ २ ननु यथेह कुण्डे दधीति प्रत्ययाद् न तत्कुण्डादन्यत्र तदधिसंयोगः शक्यसंपादनः, तथेह मयि ज्ञानमितीहेदंप्रत्ययाद् नात्मनोऽन्यत्र गगनादिषु ज्ञानसमवाय इति चेत्, तदयौक्तिकम् । यतः खादयोऽपि ज्ञानमस्मास्विति प्रतियन्तु, स्वय-

मचेतनत्वाद्, आत्मवत्; आत्मानो वा नैव प्रतिगुः, तत एव, खादिवत्; इति जडात्मवादिमते सन्नपि ज्ञानमिहेतिप्रत्ययः प्रत्यात्मवेद्यो न ज्ञानस्याऽऽत्मनि समवायं नियमयति, विशेषाभावात् ।

§२ નૈયાયિકાદિ—'આ કુંડામાં દહીં છે' એ પ્રત્યયથી તે કુંડા સિવાય બીજે એ દહીંનો સંયોગ કહી શકાતો નથી, તેમ આ 'મારામાં જ્ઞાન છે' એ પ્રમાણે 'इदंप्रत्यय' દ્વારા આત્મા સિવાય બીજે–આકાશાદિમાં સમવાય કહી શકાતો નથી.

જૈન—તમારું આ કથન યુક્તિહીન છે. કારણ કે, સ્વયં અચેતન હોવાથી આત્માની જેમ આકાશાદિ પણ અમારામાં જ્ઞાન છે એવો પ્રત્યય કરો, અથવા સ્વયં અચેતન હોવાથી આત્માઓ પણ અમારામાં જ્ઞાન છે એવો પ્રત્યય આકાશાદિની જેમ ન કરો (અનુમાનપ્રયોગ–આકાશાદિ પણ અમારામાં જ્ઞાન છે એવો પ્રત્યય કરો, સ્વયં અચેતન હોવાથી, આત્માની જેમ. અથવા આત્માઓ પણ અમારામાં જ્ઞાન છે એવો પ્રત્યય ન કરે, સ્વયં અચેતન હોવાથી, આકાશાદિની જેમ.) એ પ્રમાણે આત્માને જડ માનનાર વાદીઓના મતમાં 'ज्ञानमिह' એ પ્રમાણે દરેક આત્મા જાણી શકે તેવો 'इदंप्रत्यय' હોવા છતાં તે પ્રત્યય આત્માને વિષે જ્ઞાનના સમવાયનું નિયમન કરતો નથી, કારણ કે આત્મા અને આકાશાદિગત સમવાયમાં કોઈ વિશેષ નથી

(पं०) तत एवेति अचेतनत्वादेव । विशेषाभावादिति अचेतनत्वाविशेषात् ।

(टि०) अयौक्तिकमिति न युक्त्या संसृष्टं युक्त्या वाऽऽचरतीति 'तेन दीव्यति' इतीकण् वृद्धिः । खादय इति आकाशप्रमुखाः । प्रतियन्त्विति जानन्तु । 'इण् गतौ' प्रतिपूर्वं । अथ पञ्चमी अन्तु अनु इणश्च यत्वम् । गमनार्थाः सर्वेऽपि ज्ञानार्था इति वचनात् । प्रतिगुरिति इण् गतौ । मा प्रतिपूर्वः । अद्यतनी अन् । न मामास्मयोगे अड्घात्वादिनिषेध । 'अनुसिजभ्यस्त विदादिभ्योऽभुव' । अन् स्थाने उस् । 'इणो गा' गादेशः । आलोपोऽसार्वधातुके । तत एवेति अचेतनत्वादेव । इहेति आत्मनि प्रत्ययः सन्नपीति संटङ्क ।

§ ३ नन्वेवमिह पृथिव्यादिषु रूपादय इति प्रत्ययोऽपि न रूपादीनां पृथिव्यादिषु समवायं साधयेत्, यथा खादिषु, तत्र वा स तं साधयेत्, पृथिव्यादिष्विव; इति न क्वचित् प्रत्ययविशेषात् कस्यचिद् व्यवस्थेति चेत्, सत्यम् । अयमपरोऽस्य दोषोऽस्तु, पृथिव्यादीनां रूपाद्यनात्मकत्वे खादिभ्यो विशिष्टतया व्यवस्थापयितुमशक्तेः ।

§३ નૈયાયિકાદિ—એ પ્રમાણે તો 'इह पृथिव्यादिषु रूपादयः' ('અહીં પૃથ્વી આદિમા રૂપ આદિ છે') આ પ્રત્યય પણ જેમ આકાશાદિમાં રૂપાદિના સમવાયને સિદ્ધ કરતો નથી તેમ પૃથિવ્યાદિમાં પણ રૂપાદિના સમવાયને સિદ્ધ ન કરે, અથવા પૃથિવ્યાદિમાં જેમ રૂપાદિના સમવાયને સિદ્ધ કરે છે તેમ આકાશાદિમાં પણ રૂપાદિના સમવાયને સિદ્ધ કરે.

એ રીતે તો એવા પ્રત્યય વિશેષથી કોઈની કદીય પણ વ્યવસ્થા નહિ થાય, અને વ્યવસ્થા તો છે જ.

જૈન—સાચી વાત, આ જ કારણે તમારા મતમાં એક બીજો દોષ થયો. કારણ કે, પૃથિવ્યાદિને રૂપાદ્યાત્મક નહિ માનો તો આકાશાદિથી તેની વિશિષ્ટરૂપે વ્યવસ્થા કરવી શક્ય નહિ બને. એટલે કે, રૂપાદ્યાત્મક પૃથિવ્યાદિ પણ નથી, અને આકાશાદિ પણ નથી, તો બન્નેમાં ભેદ શું રહેશે ?

(टि०) तत्रेति खादिषु । स इति रूपादय इति प्रत्यय । तमिति समवायम् । अस्येति भवदभिप्रेतस्य पक्षस्य । रूपाद्यनेति गुणगुणिनोर्भेदात् । पृथिव्यादिषु रूपं समवेतम् । न तु पृथिवी रूपात्मिका ।

§ ४ स्यान्मतम्, आत्मानो ज्ञानमस्मास्विति प्रतियन्ति, आत्मत्वात्, ये तु न तथा ते नाऽऽत्मानः, यथा खादयः, आत्मानश्चैतेऽहम्प्रत्ययग्राह्याः, तस्मात्तथा, इत्यात्मत्वमेव खादिभ्यो विशेषमात्मनां साधयति, पृथिवीत्वादिवत्, पृथिव्यादीनां पृथिवीत्वादियोगाद्धि पृथिव्यादयः, तद्वदात्मत्वयोगादात्मान इति, तदयुक्तम्। आत्मत्वादिजातीनामपि जातिमदनात्मकत्वे तत्समवायनियमासिद्धेः । प्रत्ययविशेषात् तत्सिद्धिरिति चेत्, स एव विचारयितुमारब्धः, परस्परमत्यन्तभेदाविशेषेऽपि जातितद्वताम्, आत्मत्वजातिरात्मनि प्रत्ययविशेषमुपजनयति, न पृथिव्यादिषु, पृथीवीत्वादिजातयश्च तत्रैव प्रत्ययमुत्पादयन्ति, नात्मनि, इति कोऽत्र नियमहेतुः ? । समवाय इति चेत्, सोऽयमन्योऽन्यसंश्रयः—सति प्रत्ययविशेषे जातिविशेषस्य जातिमति समवायः, सति च समवाये प्रत्ययविशेष इति । प्रत्यासत्तिविशेषादन्यत एव तत्प्रत्ययविशेष इति चेत्, स कोऽन्योऽन्यत्र कथञ्चित्तादात्म्यपरिणामात् ?, इति स एव प्रत्ययविशेषहेतुरेषितव्यस्तदभावे तदघटनात्, जातिविशेषस्य क्वचिदेव समवायासिद्धेरात्मादिविभागानुपपत्तेरात्मन्येव ज्ञानं समवेतमिहेदमिति प्रत्ययं कुरुते, न पुनराकाशादिषु, इति प्रतिपत्तुमशक्तेर्न चैतन्ययोगादात्मनश्चेतनत्वं सिद्ध्येत् ।

§૪ નૈયાયિકાદિ—આત્માઓ 'અમારામાં જ્ઞાન છે' એવી પ્રતીતિ કરે છે. કારણ કે, તેઓમાં આત્મત્વ છે, પરંતુ જેઓ આવી પ્રતીતિ નથી કરતા તેઓમાં આત્મત્વ નથી, જેમકે, આકાશાદિ. અને આ તો અહંપ્રત્યયથી ગ્રહણ કરાતા આત્માઓ છે, માટે તેઓ "અમારામાં જ્ઞાન છે" એવી પ્રતીતિ કરે છે. આ પ્રકારે આત્મત્વ આત્માને આકાશાદિથી ભિન્ન સિદ્ધ કરે છે, જેમકે, પૃથિવીત્વાદિ પૃથિવ્યાદિને. એટલે જેમ પૃથ્વીત્વના યોગને કારણે પૃથ્વી છે તેમ આત્મત્વના યોગને કારણે આત્મા છે.

જૈન—તમારી ઉપરોક્ત યુક્તિ અયોગ્ય છે. કારણ કે, આત્મત્વાદી જાતિઓ પણ 'જાતિમત્' સ્વરૂપવાળી (અર્થાત્ જાતિ અને જાતિમત્માં અભેદ) ન હોય તો તેમના સમવાયનો નિયમ સિદ્ધ થશે નહિ, અર્થાત્ તે તે જાતિઓ

તે તે પદાર્થમાં જ છે, અને અન્યત્ર નથી તેવો કોઈ નિયમ બની શકશે નહિ.

નૈયાયિકાદિ—પ્રત્યય વિશેષથી સમવાયના નિયમની સિદ્ધિ થશે

જૈન—હે નૈયાયિક . તમારા એ પ્રત્યય વિશેષનો જ અહીં વિચાર શરૂ કર્યો છે, બધી જ જાતિઓ જાતિમત્‌થી સમાનપણે અત્યન્ત ભિન્ન હોવા છતાં પણ આત્મત્વજાતિ આત્માને વિષે જ પ્રત્યય વિશેષને ઉત્પન્ન કરે અને પૃથિવ્યાદિમાં ન કરે, અને તેવી જ રીતે પૃથિવીત્વાદિ જાતિઓ પૃથિવ્યાદિમાં જ પ્રત્યય વિશેષને ઉત્પન્ન કરે, પણ આત્માને વિષે ન કરે, આવો જે નિયમ છે તેનું શું કારણ છે ?

નૈયાયિકાદિ—એવા નિયમનું કારણ સમવાય છે.

જૈન—તો અન્યોન્યાશ્રય દોષ થશે. તે આ પ્રમાણે—જો પ્રત્યયવિશેષ હોય તો જાતિવિશેષનો જાતિમાન્‌માં સમવાય નક્કી થાય, અને જો સમવાય હોય તો પ્રત્યયવિશેષ થાય.

નૈયાયિકાદિ—તો એ પ્રત્યવિશેષ કોઈ અન્ય પ્રકારની પ્રત્યયાસત્તિ–સંબંધ વિશેષથી માનીશું એટલે કે સમવાયથી નહિ માનીએ

જૈન—એમ હોય તો, કહો તો ખરા કે–કથંચિત્ તાદાત્મ્ય પરિણામથી ભિન્ન એવો તે પ્રત્યાસત્તિ–સંબંધવિશેષ કયો છે ? માટે પ્રત્યય વિશેષમાં હેતુ તરીકે કથંચિત્ તાદાત્મ્ય પરિણામ સંબંધને જ માનવો જોઈએ. કારણ કે, કથંચિત્ તાદાત્મ્ય પરિણામ સંબંધના અભાવમાં તે પ્રત્યયવિશેષ સિદ્ધ થઈ શકતો નથી. જાતિવિશેષનો સમવાય ક્યાંય પણ સિદ્ધ તો થતો નથી તેથી તે કારણે આત્માદિનો વિભાગ પણ સિદ્ધ થશે નહિ અને પરિણામે આત્મામાં જ જ્ઞાન સમવાય સંબંધથી રહે છે તેથી તે આત્માને વિષે જ 'આ આત્મામાં જ્ઞાન છે' એવો પ્રત્યય કરશે અને અન્યત્ર આકાશાદિમાં એવો પ્રત્યય નહિ કરે એવું પ્રતિપાદન કરવું શક્ય નથી. માટે ચૈતન્યના યોગથી આત્મામાં ચેતનત્વ છે એ સિદ્ધ થતું નથી

(पं०) **आत्मानश्चेते** इत्यादि गद्ये । **तथेति** ज्ञानमस्मास्विति प्रतियन्ति । **जातिमदना-त्मकत्वे तत्समवायनियमासिद्धेरिति** जातिजातिमतोरत्यन्तभेदाभ्युपगमात् तादात्म्याभावे । **परस्परमत्यन्तेत्यादि** गद्ये जातितद्वतामत्यन्तभेदाविशेषेऽपीति योग । **आत्मनीति** जीवे । **तादात्म्यपरिणामादिति** अस्मदभिमतात् । **तदभावे** इति कथञ्चित् तादात्म्यपरिणामाभावे । **तद्घटनादिति** प्रत्ययविशेषाघटनात् ।

(टि०) **स्यान्मतमिति** भवतः । **तद्वदिति** पृथिव्यादिवत् । **जातिमदिति** जातिमद्भि-रात्मभि· सहानात्मकत्वे भेदे सामान्यविशेषौ स्वतन्त्रौ धर्मधर्मिणौ परस्परनिरपेक्षौ इति भणनात् । **तत्समवायेति** आत्मत्वादिजातिसमवायनिश्चयासिद्धे । **प्रत्ययविशेषादिति** इहात्मन्यात्मत्व-मित्यत· । **तत्सिद्धिरिति** समवायसिद्धि· । **स एवेति** इहात्मन्यात्मत्वमिति प्रत्ययविशेष· । **तद्वतामिति** जातिमताम् । **तत्रैवेति** पृथिव्यादिष्वेव । **प्रत्यासत्तीति** नैकट्यविशेषात् । **अन्यत एवेति** न तु समवायात् । **तत्प्रत्ययेति** इहाऽऽत्मनि चैतन्यमेवंरूप । **स इति**

प्रत्यासत्तिविशेष । स एवेति कथञ्चित्तादात्म्यपरिणाम । तदभावे इति कथञ्चित्तादात्म्यपरिणामाभावे । तद्घटनादिति प्रत्ययविशेषहेतोरघटनात् । न सिद्ध्येदिति अपि तु चिद्रूपत्वादेव ।

§ ५ अथ किमपरेण ?, प्रतीयते तावच्चेतनासमवायादात्मा चेतन इति चेत्, तदयुक्तम् । यत प्रतीतिश्चेत् प्रमाणीक्रियते, तर्हि निष्प्रतिद्वन्द्वमुपयोगात्मक एवात्मा प्रसिद्ध्यति । न हि जातुचित् स्वयमचेतनोऽहं चेतनायोगाच्चेतनः, अचेतने वा मयि चेतनायाः समवाय इति प्रतीतिरस्ति, ज्ञाताऽहमिति समानाधिकरणतया प्रतीतेः । भेदे तथाप्रतीतिरिति चेत् । न, कथञ्चित्तादात्म्याभावे तददर्शनात् । यष्टिः पुरुष इत्यादिप्रतीतिस्तु भेदे सत्युपचाराद् दृष्टा, न पुनस्तात्त्विकी । तथा चात्मनि ज्ञाताऽहमिति प्रतीतिः कथञ्चिच्चेतनात्मतां गमयति, तामन्तरेणाऽनुपपद्यमानत्वात्, कलशादिवत्, न हि कलशादिरचेतनात्मको ज्ञाताऽहमिति प्रत्येति । चैतन्ययोगाभावादसौ न तथा प्रत्येतीति चेत् । न, अचेतनस्यापि चैतन्ययोगाच्चेतनोऽहमिति प्रतिपत्तेरनन्तरमेव निरस्तत्वात्, इत्यचेतनत्वं सिद्धमात्मनो जडस्यार्थपरिच्छेदं पराकरोति, तं पुनरिच्छता चैतन्यस्वरूपताऽस्य स्वीकरणीया ।

§५ નૈયાયિકાદિ--ચેતનાના સમવાયથી આત્મા ચેતન છે જ, તો પછી કોઈ પ્રમાણુની શી જરૂર છે?

જૈન--આ કથન યોગ્ય નથી કારણ કે જો પ્રતીતિને જ પ્રમાણ માનવી હોય તો વિના વિરોધે આત્મા ઉપયોગાત્મક જ સિદ્ધ થાય છે, કારણ કે 'સ્વયં અચેતન હોવા છતાં ચેતનાના યોગ-સંબંધથી હું ચેતન છું' અથવા 'અચેતન એવા મારામાં ચેતનાનો સમવાય છે' એવી પ્રતીતિ કોઈ પણ વખતે થતી નથી, પરંતુ 'હું જ્ઞાતા છું' એ પ્રમાણે આત્મા અને જ્ઞાતૃત્વની સમાનાધિકરણરૂપે પ્રતીતિ થાય છે

નૈયાયિકાદિ—આત્મા અને ચેતનાનો ભેદ છે, માટે 'હું જ્ઞાતા છું' તેવી પ્રતીતિ થાય છે.

જૈન—ના, કારણ કે કથંચિત્ તાદાત્મ્ય સંબંધ વિના તેવી પ્રતીતિ થઈ શકતી નથી, અને 'यष्टिः पुरुषः' વિગેરે સ્થળે ભેદ હોવા છતાં જે સામાનાધિકરણ્યવાળી પ્રતીતિ થાય છે તે તો ઉપચાર (આરોપ)થી થાય છે, પરંતુ તે પ્રતીતિ તાત્ત્વિકી-સત્યરૂપા નથી, અને તેથી 'હું જ્ઞાતા છું' એ પ્રતીતિ આત્માની સાથે ચૈતન્યનું કથંચિત્ તાદાત્મ્ય જણાવે છે. કારણ કે, આત્માને ચેતનાત્મક ન માનવામાં આવે તો કલશાદિની જેમ આત્મામાં પણ 'હું જ્ઞાતા છું' એવી પ્રતીતિ ઘટશે નહિ; અચેતનાત્મક કલશાદિ 'હું જ્ઞાતા છું' એવી પ્રતીતિ કરતા નથી.

નૈયાયિકાદિ—ચૈતન્યનો યોગ (સંબંધ) ન હોવાથી આ (કલશાદિ પદાર્થ) 'હું જ્ઞાતા છું" એવો પ્રત્યય કરતા નથી.

જૈન—આ કથન યોગ્ય નથી, કારણ કે અચેતન હોવા છતાં પણ 'ચૈતન્યના યોગથી' 'હું ચેતન છું" એવી પ્રતીતિ થવાનું અમોએ હમણાં જ ખંડન કરેલ છે. એ રીતે જડ આત્મામાં સિદ્ધ થયેલ અચેતનત્વ આત્મા દ્વારા થતા અર્થ પરિચ્છેદ પદાર્થજ્ઞાનનો નિરાસ કરે છે. પરંતુ જો તમારા આત્મામાં પદાર્થ-જ્ઞાનને સ્વીકારવું જ હોય તો આત્માનું ચૈતન્યસ્વરૂપ માનવું જ જોઈએ.

(पं०) अथ किमपरेणेत्यादि पर । अचेतने चेति मौलपाठः । अचेतने वेति पाठान्तरम् । तददर्शनादिति समानाधिकरणतादर्शनात् । चैतन्ययोगाभावादित्यादि पर । असाविति कलशादि । तथेति ज्ञाताऽहम् । तमिति अर्थपरिच्छेदम् ।

(टि०) निःप्रतिद्वन्द्वमिति प्रतिमल्लवर्जितं यथा भवति । भेदे तथेति चेतनया सहाभेदेन प्रतीतिर्भ्रान्तेत्यर्थः । तददर्शनादिति प्रतीतेरदर्शनादवीक्षणात् । तामिति चेतनात्मतां विना । अनुपपद्येति प्रतीतेरिति शेषः । कलशादिवदिति कलशादेरिव षष्ठ्यन्ताद्वतिः । असाविति कलशः तथेह ज्ञाताहमिति । अचेतनत्वमिति अस्माभिः पूर्वं हेतुत्वेनोपात्तम् । तं पुनरिति अर्थ परिच्छेदम् । अस्येति आत्मनः ।

§ ६ ननु ज्ञानवानहमिति प्रत्ययादात्मज्ञानयोर्भेदः, अन्यथा धनवानिति प्रत्ययादपि धनतद्वतोर्भेदाभावानुषङ्गादिति कश्चित्, तदप्यसत् । यतो ज्ञानवानहमिति नात्मा प्रत्येति, जडत्वैकान्तरूपत्वाद्, घटवत् । सर्वथा जडश्च स्यादात्मा, ज्ञानवानहमिति प्रत्ययश्चास्य स्याद्, विरोधाभावात्, इति मा निर्णैषीः तस्य तथोत्पत्त्यसम्भवात्, ज्ञानवानहमिति हि प्रत्ययो नाऽगृहीते ज्ञानाख्ये विशेषणे विशेष्ये चात्मनि जातूत्पद्यते, स्वमतविरोधात् "नागृहीतविशेषणा विशेष्ये बुद्धिः" इति वचनाद् । गृहीतयोस्तयोरुत्पद्यत इति चेत्, कुतस्तद्गृहीतिः ? । न तावत् स्वतः, स्वसंवेदनानभ्युपगमात्, स्वसंविदिते ह्यात्मनि ज्ञाने च स्वतः सा युज्यते, नान्यथा, सन्तानान्तरवत् । परतश्चेत्, तदपि ज्ञानान्तरं विशेष्यं नागृहीते ज्ञानत्वविशेषणे ग्रहीतुं शक्यमिति ज्ञानान्तरात् तद्ग्रहणेन भाव्यमित्यनवस्थानात् कुतः प्रकृतप्रत्ययः ? । तदेवं नात्मनो जडस्वरूपता सगच्छते ।

§૬ નૈયાયિકાદિ—હું જ્ઞાનવાન્ છું" એવો પ્રત્યય થતો હોવાથી આત્મા અને જ્ઞાનનો ભેદ માનવો જોઈએ જો એ ભેદ ન માનો તો 'હું ધનવાન્ છું" એ પ્રત્યયથી પણ ધન અને ધનવાન્‌ના ભેદનો અભાવ થઈ જશે

જૈન—આ કથન પણ અસત્ છે, કારણ કે એકાન્ત જડરૂપ આત્મા ઘટની જેમ 'હું જ્ઞાનવાન્ છું" એવો પ્રત્યય કરી શકાતો નથી આત્મા સર્વથા જડ પણ હોય. 'હું જ્ઞાનવાન્ છું" એવો પ્રત્યય પણ કરે તેમાં કોઈ વિરોધ નથી. આવા પ્રકારનો નિર્ણય પણ કરશો નહિ. કારણ કે, જડ આત્મામાં તો તેવા પ્રકારના પ્રત્યયની ઉત્પત્તિનો સંભવ નથી, કારણ કે, 'હું જ્ઞાનવાળો છું" આ

પ્રત્યય—જ્ઞાન નામના વિશેષણનુ અને આત્મારૂપ વિશેષ્યનું જ્યાં સુધી બુદ્ધિ ગ્રહણ કરતી નથી ત્યાં સુધી થઈ શકતો નથી, અન્યથા તમારા મતનો જ વિરોધ થશે. કારણ કે-તમારુંજ વચન છે કે, જ્યાં સુધી વિશેષણનું જ્ઞાન ન હોય ત્યાં સુધી વિશેષ્યનું જ્ઞાન થતું નથી.

નૈયાયિકાદિ—વિશેષણ અને વિશેષ્ય ગૃહીત હોય ત્યારે તે પ્રત્યય ઉત્પન્ન થાય છે.

જૈન—તો તે બન્નેનું ગ્રહણ કઈ રીતે થાય છે ?

(૧) તમો સ્વસંવેદન માનતા નથી માટે વિશેષણ અને વિશેષ્યનું સ્વતઃ ગ્રહણ તો કહી શકશો નહિ, કારણ કે જ્ઞાન અને આત્માને સ્વસંવિદિત માનો તો જ તેમનુ સ્વતઃ ગ્રહણ ઘટી શકે છે, અન્યથા સન્તાનાન્તરની જેમ તેમનું સ્વતઃ ગ્રહણ ઘટી શકતું નથી.

(૨) અને પરતઃ ગ્રહણ પણ ઘટતું નથી, કારણ કે જ્ઞાનત્વ વિશેષણ અગૃહીત હોય ત્યાં સુધી તે પર એવા જ્ઞાનરૂપ વિશેષ્યનું પણ ગ્રહણ થતું નથી, એટલે-તેનું ગ્રહણ કરવા વળી બીજું જ્ઞાન જોઈએ. એ પ્રમાણેની અનવસ્થાને કારણે 'હું જ્ઞાનવાળો છું' આ પ્રકૃત પ્રત્યય કઈ રીતે થશે ? તેથી આ બધા દોષોને કારણે આત્માનું જડ સ્વરૂપ યુક્તિસંગત નથી.

(पं०) नन्वित्यादि परः । तदप्यसदित्यादि सूरिः । तस्येति ज्ञानवानहमिति प्रत्ययस्य । तथोत्पत्त्यसंभवादिति जडत्वे तस्यासम्भवात् ।

(टि०) अन्यथेति आत्मज्ञानयोरभेदे । तद्वतोरिति धनवतोः । सर्वथा जडं इत्यादि । अस्येति आत्मनः । तस्येति सर्वथा जडस्वभावस्याऽऽत्मनः । तथोत्पत्तीति ज्ञानवानहमिति प्रत्ययोत्पादासम्भवात् । तयोरिति विशेषणविशेष्ययोः । उत्पद्यत इति ज्ञानवानहमितिप्रत्यय इति शेषः । तद्गृहीतिरिति विशेषणविशेष्यग्रहणम् । सेति तद्गृहीतिः । नान्यथेति स्वसंवेदनात्मनोरसत्त्वे । तद्ग्रहणेनेति ज्ञानान्तरग्रहणेन । प्रकृतेति प्रकृतस्य प्रस्तुतस्य ज्ञानवानहमित्यस्य प्रत्ययः ।

§ ७ नापि कूटस्थनित्यता, यतो यथाविधः पूर्वदशायामात्मा, तथाविध एव चेज्ज्ञानोत्पत्तिसमयेऽपि भवेत्, तदा प्रागिव कथमेष पदार्थपरिच्छेदकः स्यात् ? प्रतिनियतस्वरूपाप्रच्युतिरूपत्वात् कौटस्थ्यस्य, पदार्थपरिच्छेदे तु प्रागप्रमातुः प्रमातृरूपतया परिणामात् कुतः कौटस्थ्यमिति ? ।

§૭ વળી, આત્મા કૂટસ્થ નિત્ય પણ નથી, કારણ કે પૂર્વાવસ્થામાં આત્મા જે પ્રકારનો હતો, તે જ પ્રકારનો જ્ઞાનોત્પત્તિ સમયે પણ જો હોય તો પૂર્વાવસ્થામાં પરિચ્છેદક ન હતો, તે રીતે જ્ઞાનોત્પત્તિ સમયે પણ પદાર્થપરિચ્છેદક કઈ રીતે થશે ?

કારણ કે પ્રતિનિયત સ્વરૂપનો ત્યાગ ન કરવો એ જ કૂટસ્થનું લક્ષણ છે. આત્મામાં પદાર્થ પરિચ્છેદ માનવામા તો પૂર્વે જે અપ્રમાતા હતો, તે હવે પ્રમાતારૂપ પરિણામને પામ્યો; આથી તેની કૂટસ્થતા કઈ રીતે ઘટશે ? અર્થાત્ નહિ ઘટે.

§ ८ कर्त्ता साक्षाद्भोक्तेति विशेषणयुगलकेन कापिलमतं तिरस्क्रियते, तथाहि– कापिलः कर्तृत्वं प्रकृतेः प्रतिजानीते न पुरुषस्य, "अकर्त्ता निर्गुणो भोक्ता" इति वचनात्, तदयुक्तम् । यतो यद्ययमकर्त्ता स्यात्, तदानीमनुभविताऽपि न भवेत् द्रष्टु' कर्तृत्वे मुक्तस्यापि कर्तृत्वप्रसक्तिरिति चेत् । मुक्तः किमकर्तेष्टः ? । विषयसुखादेरकर्तैवेति चेत्, कुतः स तथा ? । तत्कारणकर्मकर्तृत्वाभावादिति चेत्, तर्हि संसारी विषयसुखादिकारणकर्मविशेषस्य कर्तृत्वाद् विषयसुखादेः कर्ता, स एव चाऽनुभविता किं न भवेत् ? । संसार्यवस्थायामात्मा विषयसुखादितत्कारणकर्मणा न कर्त्ता, चेतनत्वाद्, मुक्तावस्थावत्, इत्येतदपि न सुन्दरम्, स्वेष्टविघातकारित्वात् । संसार्यवस्थायामात्मा न सुखादेर्भोक्ता, चेतनत्वाद्, मुक्तावस्थावत्, इति स्वेष्टस्यात्मनो भोक्तृत्वस्य विघातात् । प्रतीतिविरुद्धमिष्टविघातसाधनमिदमिति चेत्, कर्तृत्वाभावसाधनमपि किं न तथा ? पुंसः श्रोताऽऽघ्राताऽहमिति स्वकर्तृत्वप्रतीतेः ।

§८ સૂત્રમાં કર્તા અને સાક્ષાદ્ભોક્તા એ બે વિશેષણો વડે કાપિલ (સાંખ્ય)-મતનું નિરસન કરાયુ છે, તે આ પ્રમાણે–'अकर्ता निर्गुणो भोक्ता'–(આત્મા અકર્તા છે, નિર્ગુણ–સત્ત્વાદિ ગુણ રહિત છે અને ભોક્તા છે.) એ વચનથી સાંખ્યમતવાદીઓ પુરુષ આત્માને અકર્ત્તા અને પ્રકૃતિને કર્તા માને છે, પણ સાંખ્યની એ માન્યતા યુક્તિહીન છે, કારણ કે જો આ આત્મા અકર્તા હોય–એટલે કે કર્તા ન હોય–તો અનુભવિતા અર્થાત્ ભોક્તા પણ ન થાય.

સાંખ્ય—દ્રષ્ટા (આત્મા)ને કર્તા માનવાથી મુક્તાત્માને પણ કર્તા માનવાનો પ્રસંગ આવશે, કારણ કે તે પણ આત્મા છે.

જૈન—તો શું મુક્તાત્મા અકર્તા તરીકે ઈષ્ટ છે?

સાંખ્ય—મુક્તાત્મા વિષય સુખાદિનો તો અકર્તા છે જ.

જૈન—મુક્તામા એવો કેમ છે?

સાંખ્ય—વિષય સુખના કારણરૂપ કર્મનો તે કર્તા નથી માટે.

જૈન—જો એમ હોય તો સંસારી આત્મા વિષય સુખાદિના કારણરૂપ કર્મનો કર્તા હોવાથી વિષયસુખાદિનો કર્તા, અને તે જ અનુભવિતા અર્થાત્ ભોક્તા કેમ નહિ થાય?

સાંખ્ય—સંસારી અવસ્થામાં પણ આત્મા વિષયસુખાદિ અને તેના કારણ રૂપ કર્મનો કર્ત્તા નથી કારણ કે તે ચેતન છે, મુક્તાવસ્થાના આત્માની જેમ.

જૈન—આ અનુમાન પણ શ્લાઘ્ય નથી, કારણ કે આ અનુમાનથી તમોને ઈષ્ટ એવા આત્માના ભોકતૃત્વનો વિઘાત થાય છે. ઈષ્ટવિઘાત આ પ્રમાણે થશે–'સંસારી અવસ્થામાં આત્મા સુખાદિનો ભોક્તા નથી, કારણ કે તે ચેતન છે, મુક્તાવસ્થાના આત્માની જેમ.'

સાંખ્ય—અમારા ઈષ્ટનું વિઘાત કરનારું આ સાધન પ્રતીતિવિરુદ્ધ છે.

જૈન—તો પછી 'હું શ્રોતા-સાંભળનાર છું', હું આઘ્રાતા-સુંઘનાર છું' એ પ્રમાણે આત્માને સ્વકર્તૃત્વની પ્રતીતિ હોવાથી કર્તૃત્વના અભાવને સાધનારું તમારું સાધન પણ પ્રતીતિવિરુદ્ધ કેમ નહિ?

(प०) "अकर्त्ता निर्गुणो भोक्ता" इति वचनादिति ।

अमूर्त्तश्चेतनो भोगी नित्य सर्वगतोऽक्रिय । अकर्त्ता निर्गुण. सूक्ष्म आत्मा कपिलदर्शने ॥१॥

(पं०) द्रष्टुरिति आत्मनः । मुक्तः किमित्यादि सूरि· ।

(पं०) विषयसुखादेरित्यादि पर । कुतः स तथेत्यादि सूरि· । स्वेष्टस्येति भवता । प्रतीतिविरुद्धमित्यादि पर ।

(टि०) यतो यदीत्यादि । अयमिति आत्मा । द्रष्टुरिति आत्मनः । स इति आत्मा । तथेति अकर्ता । तत्कारणेति कर्तृत्वसाधकानि यानि कर्माणि तत्कर्तृत्वासम्भवात् । मुक्त कर्तृत्व साधकानि कर्माणि न करोतीत्यर्थ । संसारीति ससारपतित एव जीव । स एवेति आत्मैव । न तथेति प्रतीतिविरुद्धं न ।

§ ९ अथ श्रोताऽहमित्यादिप्रतीतिरहङ्कारास्पदम्, अहङ्कारस्य च प्रधानमेव कर्तृतया प्रतीयत इति चेत्, तत एवानुभवितृ प्रधानमस्तु । न हि तस्याहङ्कारास्पदत्वं न प्रतिभाति, शब्दादेरनुभविताऽहमिति प्रतीते. सकलजनसाक्षिकत्वात् । भ्रान्तमनुभवितुरहङ्कारास्पदत्वमिति चेत्, कर्तुः कथं न भ्रान्तम् ? । तस्याहङ्कारास्पदत्वादिति चेत्, तत एवाऽनुभवितुस्तदभ्रान्तमस्तु । तस्यौपाधिकत्वादहङ्कारास्पदत्वं भ्रान्तमेवेति चेत्, कुतस्तदौपाधिकत्वसिद्धिः ।

§૯ સાંખ્ય—'હું શ્રોતા છું' વિગેરે પ્રતીતિઓ તો અહંકારને થાય છે અને તે અહંકારના કર્તા તરીકે પ્રધાન જ પ્રતીત થાય છે.

જૈન—તે જ ન્યાયે ભોક્તા પણ પ્રધાનને જ માનવું જોઈએ, કારણ કે ભોક્તૃત્વની પ્રતીતિ અહંકારને થતી નથી એમ તો નથી કારણ કે 'હું શબ્દાદિનો અનુભવિતા છું" એ પ્રતીતિ બધાંને થાય છે

સાંખ્ય—અહંકારમાં ભોક્તૃત્વ ભ્રાન્ત છે.

જૈન—તો અહંકારનું કર્તૃત્વ ભ્રાન્ત કેમ નહિ?

સાંખ્ય—કર્તૃત્વ અહંકારને હોય છે એટલે અહંકારનું કર્તૃત્વ ભ્રાન્ત નથી.

જૈન—તે જ ન્યાયે તેનું ભોક્તૃત્વ પણ અભ્રાન્ત માનવું જોઈએ.

સાંખ્ય—અહંકારનું ભોક્તૃત્વ ઔપાધિક હોઈને ભ્રાન્ત જ છે.

જૈન—તેની ઔપાધિકતાની સિદ્ધિ કઈ રીતે થાય છે?

(पं०) अनुभवितृप्रधानमस्त्विति अनुभवितैव प्रधानशब्दव्यपदेश्यो भवतु अहंकारास्पदत्वाविशेषात् । [1]तस्येति अनुभवितु. । कर्तुरिति प्रधानस्य । तस्येत्यादि पर । तत एवेत्यादि सूरिः । तस्येति अनुभवितु । तदिति अहङ्कारास्पदत्वम् । औपाधिकत्वसिद्धिरिति अहङ्कारास्पदत्वसिद्धि ।

---

१ अस्य डे १

(टि०) तत एवेति अहङ्कारास्पदत्वादेव । तस्येति अनुभवस्य । तस्येति कर्तुः । तत एवेति अहङ्कारास्पदत्वादेव । तदिति अहङ्कारास्पदत्वम् । तस्येति अनुभवितुः । तदौपाधिकत्वेति तस्यानुभवितुरौपाधिकत्वसिद्धिः ।

§ १० अथ पुरुषस्वभावत्वाभावादहङ्कारस्य तदास्पदत्वं पुरुषस्वभावस्यानुभवितृत्वस्यौपाधिकमिति चेत्, स्यादेवम्, यदि पुरुषस्वभावोऽहङ्कारो न स्यात् । मुक्तस्याहङ्काराभावादपुरुषस्वभाव एवाहङ्कारः; स्वभावो हि न जातुचित् तद्वन्तं त्यजति, तस्य निःस्वभावत्वप्रसङ्गादिति चेत । न, स्वभावस्य द्विविधत्वात् सामान्यविशेषपर्यायभेदात्, तत्र सामान्यपर्यायः शाश्वतिकस्वभावः, कादाचित्को विशेषपर्याय इति न कादाचित्कत्वात् पुंस्यहङ्कारादेरतत्स्वभावता, ततो न तदास्पदत्वमनुभवितृत्वस्यौपाधिकम्, येनाभ्रान्त न भवेत् । ततः सिद्धमात्माऽनुभवितेव कर्ता, अकर्तुर्भोक्तृत्वानुपपत्तेश्च ।

§१० સાંખ્ય–અહંકાર એ પુરુષ અર્થાત્ આત્માના સ્વભાવરૂપ નથી, એટલે પુરુષના સ્વભાવભૂત ભોક્તૃત્વ તેને ઔપાધિક છે

જૈન—આવું તો જ બને જો અહંકાર પુરુષના સ્વભાવરૂપ ન હોય

સાંખ્ય મુક્તાત્મામાં અહંકારનો અભાવ છે, માટે અહંકાર પુરુષના સ્વભાવરૂપ નથી, કારણ કે સ્વભાવ જો વસ્તુમાથી દૂર થાય તો તે નિઃસ્વભાવ બની જાય, એટલે સ્વભાવ તેનો કદી પણ ત્યાગ કરતો નથી.

જૈન—એમ નથી કારણ કે સ્વભાવ બે પ્રકારે છે—(૧) સામાન્ય પર્યાયરૂપે અને (૨) વિશેષ પર્યાયરૂપે. તેમાં સામાન્ય પર્યાય શાશ્વતિક (નિત્ય) સ્વરૂપ સ્વભાવવાળો છે, અને વિશેષપર્યાય કાદાચિત્ક (કોઈ કોઈવાર થવાના) સ્વરૂપ સ્વભાવવાળો છે, એટલે, અહંકારાદિ પુરુષમાં કોઈ કોઈ વાર થનાર હોવા છતાં પણ તે પુરુષના અસ્વભાવરૂપ નથી, માટે અહંકારનું ભોક્તૃત્વ ઔપાધિક નથી. તો પછી અહંકારનું ભોક્તૃત્વ અભ્રાન્ત કેમ નહિ? તેથી આત્મામા ભોક્તૃત્વની જેમ જ કર્તૃત્વ પણ છે, એ સિદ્ધ થયું. અને વળી, અકર્તામા ભોક્તૃત્વ સિદ્ધ થઈ શકતું નથી, માટે પણ તેને (આત્માને) કર્તા માનવો જોઈએ

(पं०) अथेत्यादि । स्यादेवमित्यादि सूरि । अहङ्कारो न स्यादिति अपि त्वस्त्येव । मुक्तस्याहङ्काराभावादित्यादि परः । तद्वन्तमिति स्वभाववन्तम् । न, स्वभावस्येत्यादि सूरिः । पुंस्यहंकारादेरिति अहङ्कारादि पुंसः कादाचित्को विशेषपर्यायः । अतत्स्वभावतेति अपि तु तत्स्वभावतैव ।

(टि०) तदास्पदत्वमिति अहङ्कारास्पदत्वम् ।

§ ११ ननु भोक्तृत्वमप्युपचरितमेवास्य, प्रकृतिविकारभूतायां हि दर्पणाकारायां बुद्धौ सङ्क्रान्तानां सुखदुःखादीनां पुरुषः स्वात्मनि प्रतिबिम्बोदयमात्रेण भोक्ता व्यपदिश्यते, तदशास्यम्, तस्य तथापरिणाममन्तरेण प्रतिबिम्बोदयस्याऽघटनात् । स्फटिकादावपि परिणामेनैव प्रतिबिम्बोदयसमर्थनात्, तथापरिणामाभ्युपगमे च कुतः कर्तृत्वमस्य न स्यात् ?, इति सिद्धमस्य कर्तृत्वं साक्षाद्भोक्तृत्वं चेति ।

§११ સાંખ્ય—આત્માનું ભોક્તૃત્વ પણ ઔપચારિક છે, કારણ કે પ્રકૃતિના વિકારરૂપ દર્પણાકાર બુદ્ધિમાં સંક્રાન્ત થયેલ સુખ-દુખાદિનું પુરુષને પોતાને વિષે પ્રતિબિંબ-છાયા પડવા માત્રથી તે ભોક્તા કહેવાય છે

જૈન—આ કથન પ્રશંસનીય નથી, કારણ કે તેવા પ્રકારના પરિણામ વિના આત્મામાં પ્રતિબિંબની ઉત્પત્તિ ઘટતી નથી. સ્ફટિકાદિમાં પણ પરિણામને કારણે જ પ્રતિબિંબોદયનું સમર્થન કરવામાં આવે છે અને તેવા પ્રકારનો પરિણામ આત્મામાં માનવા જતાં તો આત્માનું કર્તૃત્વ કેમ સિદ્ધ નહિ થાય ? આ પ્રમાણે આત્મામાં કર્તૃત્વ અને સાક્ષાદ્ભોક્તૃત્વ સિદ્ધ થયું

(पं०) ननु भोक्तृत्वमपीत्यादि पर ।

(प०) उपचरितमेवास्येत्यतोऽग्रे यत इति गम्यम्। दर्पणाकारायामिति उभयमुखदर्पणाकारायाम् । तदश्वस्यमित्यादि सूरिः ।

(टि०) अस्येति आत्मन । तस्येति आत्मन । तथेति सुखदुःखादिपरिणामं विना । अस्येति प्रतिपन्नस्यात्मन ।

§ १२ स्वदेहपरिमाण इत्यनेनाऽपि नैयायिकादिपरिकल्पितं सर्वगतत्वमात्मनो निषिध्यते, तथात्वे जीवतत्त्वप्रभेदानां व्यवस्थानाप्रसिद्धिप्रसङ्गात् सर्वगतात्मन्येकत्रैव नानात्मकार्यपरिसमाप्तेः सकलनानामनःसमायोगो हि नानात्मकार्यम्, तच्चैकत्रापि युज्यते, नभसि नानाघटादिसंयोगवत् एतेन युगपन्नानाशरीरेन्द्रियसंयोगः प्रतिपादितः । युगपन्नानाशरीरेष्वात्मसमवायिनां सुखदु.खादीनामनुपपत्ति', विरोधादिति चेत् । न, युगपन्नानाभेर्यादिष्वाकाशसमवायिनां विततादिशब्दानामनुपपत्तिप्रसङ्गात्, तद्विरोधस्याविशेषात् । तथाविधशब्दकारणभेदाद् न तदनुपपत्तिरिति चेत्, सुखादिकारणभेदात् तदनुपपत्तिरप्येकत्राऽऽत्मनि मा भूद्, विशेषाभावात् । विरुद्धधर्माध्यासादात्मनो नानात्वमिति चेत्, तत एवाकाशनानात्वमस्तु । प्रदेशभेदोपचाराददोष इति चेत्, तत एवात्मन्यप्यदोषः।जननमरणकरणादिप्रतिनियमोऽपि सर्वगतात्मवादिनां नाऽऽत्मबहुत्वं साधयेत्, एकत्राऽपि तदुपपत्तेः, घटाकाशादिजननविनाशादिवत्; न हि घटाकाशस्योत्पत्तौ घटाकाशस्योत्पत्तिरेव, तदा विनाशस्यापि दर्शनात्; नापि विनाशे विनाश एव, जननस्यापि तदोपलम्भात्, स्थितौ वा न स्थितिरेव विनाशोत्पादयोरपि तदा समीक्षणात् । सति बन्धे न मोक्ष', सति वा मोक्षे न बन्धः स्यात्, एकत्रात्मनि विरोधादिति चेत् । न, आकाशेऽपि सति घटबन्धे घटान्तरमोक्षाभावप्रसङ्गात्, सति वा घटविश्लेषे घटान्तरविश्लेषप्रसङ्गात् । प्रदेशभेदोपचाराद् न तत्प्रसङ्ग इति चेत्, तत एवात्मनि न तत्प्रसङ्गः। नभसः प्रदेशभेदोपगमे जीवस्याऽप्येकस्य प्रदेशभेदोऽस्त्विति कुतो जीवतत्त्वप्रभेदव्यवस्था ? यतो व्यापकत्वं स्यात् ।

§૧૨ સૂત્રમાં ગ્રહણ કરેલ 'સ્વદેહ પરિણામ' એ વિશેષણથી નૈયાયિકાદીઓ-એ માનેલ આત્માના સર્વગતત્વ (વિભૂત્વ-સર્વમૂર્ત્ત દ્રવ્ય સંયોગિત્વ)નો નિષેધ થાય છે, કારણ કે, આત્મા (જીવ)ને સર્વગત (વિભુ) માનવામાં આવે તો જીવતત્ત્વના પ્રભેદોની વ્યવસ્થા ઘટી શકશે નહિ. કારણ કે સર્વવ્યાપી એક જ આત્મામાં અનેક આત્માના કાર્યોની સંકલના થઈ શકે છે, કારણ કે યુગપદ્ અનેક મનનો આત્મા સાથે સંબંધ થવો તે જ તે અનેક આત્માનાં કાર્યો છે. અને એવો અનેક મનનો સયોગ એક જ (વિભુ) આત્મામાં–એક જ આકાશમાં અનેક ઘટાદિના સંયોગની જેમ જ-ઘટી શકે છે. આ જ ન્યાયે એક જ (વિભુ) આત્મામાં યુગપત્ અનેક શરીર અને ઇન્દ્રિયોના સંયોગનું પણ સમર્થન થયું એમ સમજી લેવું

નૈયાયિકાદિ--એક જ આત્મામાં યુગપદ્ અનેક શરીર માનવામાં આવતાં આત્મામાં સમવય સંબધંથી સુખદુ ખાદિની ઉત્પત્તિ ઘટી શકશે નહિ, કારણ કે તેમાં વિરોધ છે.

જૈન--તેમ કહેવું યોગ્ય નથી, કારણ કે તો તો આકાશ સાથે સંયુક્ત યુગપદ્ અનેક ભેર્યાદિ વસ્તુઓમાં આકાશમાં સમવાય સંબધથી ઉત્પન્ન થનાર વિતતાદિ શબ્દોની ઉત્પત્તિની પણ ઉપપત્તિ થશે નહિ, કારણ કે અહીં પણ વિરોધ સમાનરૂપે જ છે.

નૈયાયિકાદિ—શબ્દોના કારણના તથા પ્રકારના ભેદથી વિતતાદિ શબ્દોની ઉત્પત્તિમાં કશો જ વિરોધ નહિ આવે (અર્થાત્ ઉપપત્તિ-સિદ્ધિ થશે.)

જૈન- તો એ જ ન્યાયે સુખાદિના કારણના ભેદથી એક જ આત્મા વિશે સુખાદિમાં પણ વિરોધ નહિ આવે. કારણ કે આકાશ અને આત્મા બન્ને સર્વ-ગતરૂપે સમાન જ છે.

નૈયાયિકાદિ—સુખદુ ખાદિરૂપ વિરુદ્ધ ધર્મોનો આશ્રય બનવાથી આત્મામાં નાનાત્વ (અનેકત્વ) આવશે.

જૈન—તો એ જ ન્યાયે વિતતાદિ શબ્દરૂપ વિરુદ્ધ ધર્મોનો આશ્રય હોવાથી આકાશમાં પણ નાનાત્વ (અનેકત્વ) માનવું જોઈએ.

નૈયાયિકાદિ--પ્રદેશના ભેદનો આકાશમાં ઉપચાર છે, તેથી નાનાત્વ દોષ નથી.

જૈન—તો એ જ રીતે આત્મામા પણ દોષ નથી. અર્થાત્ જન્મ, મરણ અને ઈન્દ્રિયાદિનો પ્રતિનિયમ-એટલે કે જન્માદિનો સંબંધ તે તે આત્માનું બહુત્વ સિદ્ધ કરી શકશે નહિ, કારણ કે એક જ આત્મા માનીને પણ જન્માદિનો પ્રતિ-નિયમ સિદ્ધ કરી શકાય છે, જેમ કે આકાશ છતાં ઘટકાશાદિની ઉત્પત્તિ અને વિનાશ વિગેરેની વ્યવસ્થા છે. ઘટાકાશની ઉત્પત્તિ હોય ત્યારે માત્ર ઘટાકાશની ઉત્પત્તિ જ હોય એવું નથી પણ તે વખતે વિનાશ પણ જોવાય છે તેવી જ રીતે ઘટાકાશનો વિનાશ હોય ત્યારે માત્ર વિનાશ જ છે એવુ પણ નથી પરંતુ ઉત્પત્તિ પણ જોવાય છે તેવી જ રીતે ઘટાકાશની સ્થિતિમાં માત્ર સ્થિતિ જ હોય એવું નથી પરંતુ ઉત્પત્તિ અને વિનાશ પણ તે વખતે જોવાય છે.

નૈયાયિકાદિ—પણ એક જ આત્મામાં જો બન્ધ હોય તો મોક્ષ નહિ થાય, અથવા મોક્ષ હોય તો બન્ધ નહિ થાય, કારણ કે એક જ આત્મામાં બન્ધ અને મોક્ષનો પરસ્પર વિરોધ છે.

જૈન—ઉપરનું કથન યોગ્ય નથી, કારણ કે તેમ માનવામાં તો આકાશમાં પણ એક ઘટનો બન્ધ હોય ત્યારે બીજા ઘટના મોક્ષાભાવનો અર્થાત્ બન્ધનો પ્રસંગ આવશે, અથવા એક ઘટનો વિશ્લેષ (વિયોગ-અભાવ-મોક્ષ) હોય ત્યારે બીજા વિશ્લેષનો પ્રસંગ આવશે એટલે કે ઘટબન્ધ નહિ થાય.

નૈયાયિકાદિ—આકાશમાં પ્રદેશભેદનો ઉપચાર કરવાથી ઉપરોક્ત દોષ નહિ આવે

જૈન—તો એ જ રીતે આત્મામાં પણ પ્રદેશભેદનો ઉપચાર કરવાથી તમોએ જણાવેલ બંધ-મોક્ષના વિરોધનો પ્રસંગ નહિ આવે.

અને જો આકાશમાં પ્રદેશભેદ સ્વીકારો છો તો એક જીવ (આત્મા)માં પણ પ્રદેશભેદ સ્વીકારો, અને એ રીતે પ્રદેશભેદ સ્વીકારશો તો નાના જીવોની (જીવતત્ત્વના પ્રભેદની) વ્યવસ્થા કેવી રીતે થશે ? અને જો તે નહિ થાય તો તેની વ્યાપકતા પણ સિદ્ધ નહિ થાય.

(पं०) युगपन्नानाशरीरेष्वित्यादि परः। अनुपपत्तिरिति युगपदनुपपत्तिः, को भाव एकात्मनीति भाव.। विरुद्धधर्माध्यासावित्यादि पर.। तदुपपत्तेरिति जनन-मरणकारणाद्युपपत्ते·।

(टि०) तथात्वे इति नैयायिकादिपरिकल्पितसर्वगतत्वे । जीवतत्त्वेति एकेन्द्रियादीनाम्। नवतत्त्वानि जैनागमे प्रसिद्धानि । उक्तं च –

जीवाजीवा पुण्ण पावासवसंवरो य निज्जरणा ।
बंधो मुक्खो य तहा नव तत्ता हुंति नायव्वा ॥१॥

जीवतत्त्वमेकेन्द्रियादिभेदाद् बहुप्रकारम् । जीवतत्त्वस्य तन्मतेऽपि प्रतीतत्वात् सर्वत्र जीवाङ्गीकारात् । सकृदिति यौगपद्येन । एकत्रापीति आत्मनि । तद्विरोधस्येति अनुपपत्तिविरोधस्य । तदनुपपत्तिरिति शब्दानुपपत्ति । तदनुपपत्तिरिति सुखदुःखाद्यनुत्पत्तिः । तत एवेति विरुद्धधर्माध्यासादेव । तत एवेति प्रदेशभेदोपचारादेव । जननेति अयं जातः अयं मृत इति निश्चय । एकत्रेति आत्मनि । तदुपपत्तेरिति जननमरणकारणाद्युत्पत्ते· । आत्मानो बहव. सर्वगताश्च सर्वे इति यौगा । तत्प्रसङ्ग इति मोक्षविश्लेषाभावप्रसङ्ग. । तत एवेति प्रदेशभेदोपचारादेव । नभस इति अनुपचरितप्रदेशस्वीकारे । जीवतत्त्वेति जीवतत्त्वस्य प्रभेदात् कुतो बहवो जीवा इति भावः ।

§ १३ नन्वात्मनो व्यापकत्वाभावे दिग्देशान्तरावर्तिपरमाणुभिर्युगपत्संयोगाभावादाद्यकर्माभावः, तदभावादन्त्यसंयोगस्य तन्निमित्तशरीरस्य, तेन तत्संबन्धस्य चाभावादनुपायसिद्धः सर्वदा सर्वेषां मोक्षः स्यात् ।

§૧૩ નૈયાયિકાદિ—પણ આત્માને વ્યાપક નહિ માનો તો દિગ્દેશાન્તરમાં રહેલ પરમાણુઓ સાથે યુગપત્ સંયોગનો અભાવ થવાથી આદ્યકર્મ (પરમાણુ-

ગત સર્વ પ્રથમની ક્રિયા)નો અભાવ થશે, આદ્યકર્મના અભાવથી અન્ત્ય સંયોગનો અભાવ થશે, અન્ત્ય સંયોગના અભાવના કારણે અન્ત્ય સંયોગના નિમિત્તે ઉત્પન્ન થનાર શરીરનો અભાવ થશે અને શરીરનો અભાવ થવાથી આત્મા સાથેના શરીરના સંબંધનો અભાવ થશે અને તેમ થતાં વિના ઉપાયે (આયાસ વિના) હંમેશને માટે સૌનો મોક્ષ થઈ જશે.

(पं०) नन्वात्मन इत्यादि पर एव वक्ति ।

(टि०) नन्वात्मन इत्यादि । आद्यकर्मेति आद्यकर्मणः आद्यक्रियायाश्चलनलक्षणाया अभाव । तदभावादिति आद्यक्रियाभावादन्त्यसंयोगस्याभावः । तेनेति आत्मना । तत्सम्बन्धस्येति शरीरसम्बन्धस्य ।

अस्तु वा यथा कथञ्चिच्छरीरोत्पत्तिः, तथापि सावयवं शरीरं प्रत्यवयवमनुप्रविशन्नात्मा सावयवः स्यात्, तथा चास्य पटादिवत् कार्यत्वप्रसङ्गः । कार्यत्वे चासौ विजातीयैः सजातीयैर्वा कारणैरारभ्येत । न प्राच्यः प्रकारः, विजातीयानामनारम्भकत्वात् । न द्वितीयः, यतः सजातीयत्वं तेषामात्मत्वाभिसंबन्धादेव स्यात्, तथा चात्मभिरारभ्यते इत्यायातम्, एतच्चायुक्तम्, एकत्र शरीरेऽनेकात्मनामात्मारम्भकाणामसम्भवात्, सम्भवे वा प्रतिसन्धानानुपपत्तिः, न ह्यन्येन दृष्टमन्यः प्रतिसन्धातुमर्हति अतिप्रसङ्गात् तदारम्यत्वे चास्य घटवदवयवक्रियातो संयोगविनाशाद् विनाशः स्यात् ।

અથવા કોઈ પણ રીતે તમે શરીરની ઉત્પત્તિ ઘટાવો તો પણ શરીર અવયવવાળું હોવાથી તેના દરેક અંગમાં પ્રવેશ કરતો આત્મા પણ અવયવવાળો થશે, અને તેમ થતાં આત્મા પટાદિની જેમ કાર્ય બની જશે, અને આત્મા કાર્ય હોય તો તે કાર્યરૂપ આત્માનો આરંભ વિજાતીય કારણોથી થાય છે કે સજાતીય કારણોથી ? આવો પ્રશ્ન થાય છે. વિજાતીય કારણો તો કાર્યના આરંભક હોતા નથી માટે પ્રથમ પક્ષ યુક્ત નથી. બીજો પક્ષ પણ યોગ્ય નથી, કારણ કે કારણોની સજાતીયતા આત્મત્વ(જાતિ)ના સંબંધથી થાય, અને તેમ થતાં આત્માનો આરંભ આત્માઓ વડે થાય છે એમ માનવું પડે પણ તે તો બરાબર નથી, કારણ કે એક શરીરમાં આરંભ કરનાર અનેક આત્માઓનો સંભવ નથી.

અથવા એક શરીરમાં આરંભ કરનાર અનેક આત્માઓ હોય તો 'જે મેં અનુભવેલ તેનું મને સ્મરણ થાય છે' એવું પ્રતિસાધાન ઘટશે નહિ, કારણ કે-કોઈ એકે અનુભવેલ પદાર્થનું કોઈ બીજો જ સ્મરણ કરે તો અતિપ્રસંગ થાય અને તે યોગ્ય નથી.

વળી, અનેક આત્માથી આત્માનો આરંભ માનવામાં અવયવોની ક્રિયાથી થતા વિભાગને લઈને સંયોગનો નાશ થતાં જેમ ઘટનો નાશ થાય છે તેમ આત્માનો પણ નાશ થશે.

(पं०) प्रतिसन्धानानुपपत्तिरिति पूर्वापरावस्थानुस्मरणं प्रतिसन्धानं, न चैवं घटादिवत् प्राक् प्रसिद्धसमानजातीयावयवारभ्यत्वप्रसक्तिरिति ।

(टि०) तथा चेति सावयवत्वे । अस्येति आत्मनः । कार्यत्वेति यथा पट । कार्यत्वं कारणभूतैस्तन्तुभिर्वाऽऽरभ्यमाणत्वात्, तथा आत्माऽपि सावयवत्वेन अवयवैरारभ्यमाणत्वात् कार्यत्वेन सङ्गच्छते । कार्यत्वे इति उत्पाद्यत्वे । असाविति आत्मा । तेषामिति अवयवानाम् । आत्मत्वे यदि तेष्ववयवेष्वात्मत्वं पूर्वमस्ति ततस्तैरारभ्यते अन्यथा सजातीयत्वं न स्यात् तेषाम् । तथा चेति आत्मत्वाभिसन्ध्यवयवारभ्यत्वे सर्वथात्मत्ववर्तनात् । आत्मभिः क्रियते इति घटते । प्रतिसन्धानेति पूर्वानुभूतानुभूयमानयोर्मेलनं प्रतिसन्धानमुच्यते । तदारभ्यत्वे इति अवयवारभ्यत्वे इति । अस्येति आत्मन । क्रियात इति चलनलक्षणायाः ।

शरीरपरिमाणत्वे चात्मनो मूर्त्तत्वानुषङ्गाच्छरीरेऽनुप्रवेशो न स्यात्, मूर्ते मूर्त्तस्यानुप्रवेशविरोधात्, ततो निरात्मकमेवाखिलं शरीरमनुषज्यते ।

कथं वा तत्परिमाणत्वे तस्य बालशरीरपरिमाणस्य सतो युवशरीरपरिमाणस्वीकारः स्यात् ? तत्परिमाणपरित्यागात्, तदपरित्यागाद् वा । परित्यागाच्चेत्, तदा शरीरवत् तस्यानित्यत्वप्रसङ्गात् परलोकाद्यभावानुषङ्गः । अथापरित्यागात्, तन्न, पूर्वपरिमाणापरित्यागे शरीरवत् तस्योत्तरपरिमाणोत्पत्त्यनुपपत्तेः । तथा—

"यदि वपुष्परिमाणपवित्रितं वदसि जैनमतानुग ! पूरुषम् ।
वद तदा कथमस्य विखण्डने भवति तस्य न खण्डनडम्बरम् ? ॥१॥

અને આત્મા શરીરપરિમાણ હોય તો તે મૂર્ત બની જશે અને તેથી તેનો શરીરમાં પ્રવેશ નહિ થાય, કારણ કે મૂર્તમાં મૂર્તના પ્રવેશનો વિરોધ છે; અને પરિણામે આખું યે શરીર આત્મા વિનાનું થઈ જશે.

વળી, આત્મા શરીરપરિમાણ હોય તો પ્રથમ બાલશરીરના પરિમાણને પામેલ આત્મા યુવશરીરના પરિમાણનો સ્વીકાર કઈ રીતે કરશે ? શું બાલશરીરના પરિમાણનો ત્યાગ કરીને યુવશરીરના પરિમાણને સ્વીકારે છે કે બાલશરીરના પરિમાણનો ત્યાગ કર્યા વિના જ ? જો બાલશરીરપરિમાણનો ત્યાગ કરીને યુવશરીરપરિમાણને સ્વીકારે તો શરીરની જેમ આત્મા પણ અનિત્ય થવાથી પરલોકાદિના અભાવનો પ્રસંગ આવશે.

અને જો બાલશરીરપરિમાણનો ત્યાગ કર્યા વિના જ યુવશરીરપરિમાણને આત્મા સ્વીકારે છે એમ માનવામાં આવે તો તે પણ યોગ્ય નથી, કારણ કે આત્મામાં પણ શરીરની જેમ પૂર્વપરિમાણનો ત્યાગ કર્યા સિવાય ઉત્તરપરિમાણની ઉત્પત્તિ ઘટી શકતી નથી.

વળી, "હે જૈન ! જો આત્માને શરીરપરિમાણ–(શરીર જેવડો) કહો છો તો તમે જ કહો કે, આ શરીરનું ખંડન (ટુકડા) થાય ત્યારે આત્માનું પણ ખંડન (ટુકડા) કેમ થતું નથી ?

(टि०) कथं वेत्यादि । तत्परिमाणेति शरीरपरिमाणत्वे । तस्येति आत्मन. । अनित्यत्व नश्वरस्वभावे शरीरे व्याध्याधिवह्निजलाद्युत्पातपरवशे विनाशमासादयति । जीवोऽपि पूर्वशरीरत्यागे-नानित्यत्वाद्विनाशमाप्नुयाद्, तस्मिन् विनष्टे कोऽपि परलोकं न यायात्, घटशरीरादिवत् । परलो-कोऽप्यसत्कल्पः । अकिञ्चित्करत्वात्, मूकोद्गीतसप्तमस्वरवत् । मन्मनस्वराशङ्कानिरासाय सप्तमस्वरग्रहणम् ।

यदि वपुरित्यादि । हे जैनमतसेवक ! जैनागमानुसरणव्यसनिन् ! पूरुषं जीवमात्मानं शरीरपरिणामपवित्रीकृतं जल्पसि ? कथय । अस्येति शरीरस्य । तस्येति आत्मन· ।

§ १४ अत्राभिदध्महे–यदभ्यधायि–नन्वात्मनो व्यापकत्वाभाव इत्यादि, तद-सत्यम्, यद् येन संयुक्तं तदेव तं प्रत्युपसर्पतीति नियमासंभवात्, अयस्कान्तं प्रत्य-यसस्तेनाऽसंयुक्तस्याऽप्याकर्षणोपलब्धेः । अथासंयुक्तस्याऽप्याकर्षणे तच्छरीरारम्भं प्रत्येकमुखीभूतानां त्रिभुवनोदरविवरवर्तिपरमाणूनामुपसर्पणप्रसङ्गाद् न जाने कियत्परिमाणं तच्छरीरं स्यादिति चेत्, संयुक्तस्याऽप्याकर्षणे कथं स एव दोषो न भवेत् ? आत्मनो व्यापकत्वेन सकलपरमाणूनां तेन संयोगात् । अथ तद्भावाविशेषेऽप्यदृष्टवशाद् विव-क्षितशरीरोत्पादनानुगुणा नियता एव परमाणव उपसर्पन्ति; तदितरत्रापि तुल्यम् ।

§૧૪ જૈન—હે નૈયાયિક! તમોએ 'આત્માને વ્યાપક નહિ માનો તો' (ભા૦૩. પૃ.૬૫) એમ કહીને શરીરપરિમાણુ આત્માને માનવામાં જે અનેક દોષો બતાવ-વાનો પ્રયત્ન કર્યો, તે વાસ્તવિક (સત્યરૂપ) નથી, કારણુ કે 'જે-જેનાથી સંયુક્ત (જોડાયેલ) હોય તે જ તેની પાસે જાય (ગમન કરે)' એવો કોઈ નિયમ નથી, કારણુ કે લોહકાન્તમણિ (લોહચુંબક) સાથે સંયોગ નથી, છતાં તે પ્રત્યે લોહનું આકર્ષણુ જોવાય છે.

નૈયાયિકાદિ—પરંતુ સંયોગ ન હોય છતાં પણુ આકર્ષણુ હોય તો તે શરીરના આરંભ પ્રત્યે સન્મુખ થયેલ ત્રણે ભુવનમાં રહેલ પરમાણુઓનું આક-ર્ષણુ થવાથી કોણુ જાણે શરીર કેવડું મોટું બની જશે ?

જૈન—તો પછી સંયુક્તનું આકર્ષણુ માનવામાં પણુ તે જ દોષ કેમ નહિ આવે ? કારણુ કે આત્મા વ્યાપક હોવાથી સકલ પરમાણુ સાથે તેનો સંયોગ તો છે જ.

નૈયાયિકાદિ—વ્યાપક આત્માનો સકલ પરમાણુ સાથે સંયોગ સમાન હોવા છતાં અદૃષ્ટ (કર્મ)ને લઈને વિવક્ષિત શરીરની ઉત્પત્તિમાં અનુકૂલ એવા નિયત પરિમાણુઓનું જ આકર્ષણુ થાય છે. અર્થાત્ સંયુક્ત છતાં બધા પરમાણુઓથી શરીરનું નિર્માણુ થતું નથી.

જૈન—તો એ જ ન્યાયે અસંયુક્ત વિષે પણુ સમાન જ છે. અર્થાત્ અસંયુક્ત વિષે પણુ અદૃષ્ટને કારણે અનુકૂળ અને નિયત પરમાણુઓનું આકર્ષણુ થશે.

(टि०) नन्वात्मन इत्यादि । तदेवेति शरीरारम्भकपरमाण्वादि । तमिति मनोऽधिष्ठित-मात्मानं प्रति । तेनेति अयस्कान्तमणिना । तेनेति त्रिभुवनोदरविवरसंवरणशीलेन सकलपरमाणु-स्पृशा परमात्मना । तद्भावेति सयोगसद्भावसाम्येऽपि । अदृष्टवशादिति विश्वनिर्माणबद्धकक्ष-

मीश्वराख्यं परं ज्योतिरदृष्टं तद्वशात् । अनुगुणा इति समर्था । इतरत्रापीति शरीरपरिमाणेऽप्यात्मनि अदृष्टं कर्म तद्वशादसंयुक्ता अपि परमाणवस्तच्छरीरारम्भं प्रत्युपसर्पन्तीति ।

यच्चान्यदुक्तम्—सावयवं शरीरं प्रत्यवयवमनुप्रविशन्नात्मेत्यादि, तदप्युक्तिमात्रम्, सावयवत्वकार्यत्वयोः कथञ्चिदात्मन्यभ्युपगमात् । न चैवं घटादिवत् प्राक्प्रसिद्धसमानजातीयावयवारभ्यत्वप्रसक्तिः, न खलु घटादावपि कार्ये प्राक्प्रसिद्धसमानजातीयकपालसंयोगारभ्यत्वं दृष्टम्, कुम्भकारादिव्यापारान्विताद् मृत्पिण्डात् प्रथममेव पृथुबुध्नोदराद्याकारस्याऽस्योत्पत्तिप्रतीतेः । द्रव्यस्य हि पूर्वाकारपरित्यागेनोत्तराकारपरिणामः कार्यत्वम्, तच्च बहिरिवान्तरप्यनुभूयत एव । न च पटादौ स्वावयवसंयोगपूर्वककार्यत्वोपलम्भात् सर्वत्र तथाभावो युक्तः, काष्ठे लोहलेख्यत्वोपलम्भाद् वज्रेऽपि तथाभावप्रसङ्गात्, प्रमाणबाधनमुभयत्र तुल्यम् । न चोक्तलक्षणकार्यत्वाभ्युपगमेऽप्यात्मनोऽनित्यत्वानुषङ्गात् प्रतिसन्धानाभावोऽनुषज्यते, कथञ्चिदनित्यत्वे सत्येवाऽस्योपपद्यमानत्वात् ।

વળી, તમોએ અવયવવાળા શરીરમાં પ્રવેશ કરતો આત્મા અવયવવાળો થશે, અને તેથી પટાદિની જેમ કાર્ય બની જશે (ભા. ૩, પૃ ૬૯) વિગેરે જે કંઈ અમોને દોષ આપવા કહ્યું તે સઘળું કથન માત્ર જ છે, દોષરૂપ નથી, કારણ કે અમો આત્મામાં કથંચિત્ સાવયવત્વ અને કથંચિત્ કાર્યત્વ માનીએ છીએ, અને એ પ્રમાણે માનવા છતાં ઘટાદિની જેમ પૂર્વે પ્રસિદ્ધ (નિષ્પન્ન) હોય એવા સમાનજાતીય અવયવોથી આત્માના આરંભનો પ્રસંગ પણ નથી, કારણ કે ઘટાદિ કાર્યનો આરભ પણ પૂર્વે પ્રસિદ્ધ-(નિષ્પન્ન) હોય એવા સમાનજાતીય કપાલના સંયોગથી થતો હોય એમ દેખાતું નથી, પરંતુ કુંભાર વિગેરેના વ્યાપારથી યુક્ત માટીના પિંડમાંથી પ્રથમ જ વિસ્તૃત અને ગોળ ઉદરવાળા ઘટની ઉત્પત્તિ જગજાહેર છે 'પૂર્વાકારનો ત્યાગ અને ઉત્તરાકારરૂપે પરિણામ' એ જ દ્રવ્યનું કાર્યત્વ છે, અને આવું કાર્યત્વ જેમ બાહ્ય અનુભવાય છે તેમ આભ્યન્તર પણ અનુભવાય છે.

વળી, પટાદિ કાર્યોમાં સ્વાવયવ (તંતુ)ના સંયોગથી કાર્યત્વ જોવાય છે, એટલે સર્વત્ર સ્વાવયવના સંયોગથી જ કાર્યત્વ માનવું એ યોગ્ય નથી, કારણ કે તેમ માનવામાં લાકડામાં લોઢાથી લખાતું હોવાથી વજ્રમાં પણ લોઢાથી ? લખાવાનો પ્રસંગ આવશે, અને જો આમાં પ્રમાણબાધ હોય તો પેલામાં પણ પ્રમાણબાધ થશે જ.

અને અમોએ કહેલ લક્ષણવાળા કાર્યત્વનો સ્વીકાર કરવાથી આત્મામાં અનિત્યત્વનો પ્રસંગ હોવાને કારણે પ્રતિસન્ધાનાભાવનો પ્રસંગ પણ નહિ આવે, કારણ કે આત્મા કથંચિત્ અનિત્ય હોય તો જ તેમાં પ્રતિસંધાન યુક્તિપૂર્વક ઘટી શકે છે.

(प०) सावयवत्वकार्यत्वयोः सतोरिति ज्ञेयम् । कथञ्चिदनित्यत्वे सत्येवेत्यादि गद्ये । अस्येति प्रतिसन्धानाभावस्य ।

(टि०) न चैवमिति सावयवत्वकार्यत्वाभ्युपगमे आत्मनः । प्रसिद्धेति निष्पन्ना । अस्येति घटस्य । तच्चेति कार्यत्वम् । बहिरिवेति बाह्यकलशादिपदार्थसार्थवत् । अन्तरपीति योगिज्ञेयस्वरूपत्वेन चर्मचक्षुभिरदर्शनादज्ञेयस्वभावे क्षेत्रज्ञे । सर्वत्रेति आत्मादौ । तथाभाव इति स्वावयवसंयोगपूर्वककार्यत्वाभावः । तथाभावेति लोहलेख्यत्वभावप्रसक्तेः । प्रमाणबाधनमिति वज्रे लोहलेख्यत्वस्येव सर्वत्र समानजातीयकारणारभ्यत्वस्यापि समानम् । उक्तलक्षणेति द्रव्यस्य हि पूर्वाकारपरित्यागेनोत्तराकारपरिणाम इत्येवंरूपाङ्गीकारे । अस्येति पूर्वोपदिष्टकार्यत्वस्य ।

यच्चाऽवाचि–शरीरपरिमाणत्वे चात्मनो मूर्तत्वानुषङ्ग इत्यादि, तत्र किमिदं मूर्तत्वं नाम ? असर्वगतद्रव्यपरिमाणत्वं, रूपादिमत्त्वं वा ? तत्र नाद्यः पक्षो दोषपोषाय, संमतत्वात् । द्वितीयपक्षस्त्वयुक्तः, व्याप्त्यभावात् न हि यदसर्वगतं तन्नियमेन रूपादिमदित्यविनाभावोऽस्ति, मनसोऽसर्वगतत्वेऽपि तदसम्भवात् । अतो नात्मनः शरीरेऽनुप्रवेशानुपपत्तिर्यतो निरात्मकं तत् स्यात् ; असर्वगतद्रव्यपरिमाणलक्षणमूर्तत्वस्य मनोवत् प्रवेशाप्रतिबन्धकत्वाद् रूपादिमत्त्वलक्षणमूर्तत्वोपेतस्यापि हि जलादेर्भस्मादावनुप्रवेशो न निषिध्यते, आत्मनस्तु तद्रहितस्यापि तत्रासौ प्रतिबध्यत इति महच्चित्रम् ।

વળી, આત્માને શરીરપરિમાણ માનવાથી મૂર્તત્વનો પ્રસંગ આવશે (ભા. ૩, પૃ ૬૭) વિગેરે જે કંઈ કહ્યુ તેમાં પ્રશ્ન છે કે મૂર્તત્વ એટલે શું છે ? અસર્વગત પરિમાણત્વ (અવ્યાપક દ્રવ્યપરિમાણત્વ) એ મૂર્તત્વ છે કે રૂપાદિમત્ત્વ ? તેમાં પહેલો પક્ષ અમોને સંમત હોવાથી અમારા માટે દોષરૂપ નથી. બીજો પક્ષ તો વ્યાપ્તિનો અભાવ હોવાથી એનું ઉચ્ચારણ પણ યોગ્ય નથી કારણ કે જે અસર્વગત (અવ્યાપક) હોય તે નિશ્ચયપૂર્વક રૂપાદિમત્ હોય એવો અવિનાભાવ (વ્યાપ્તિ) નથી, કારણ કે મન અસર્વગત છતા તે તમારે મતે રૂપાદિમત્ નથી. આમ અહીં મૂર્તનો અર્થ અસર્વગત પરિમાણત્વ હોઈને શરીરમાં આત્માના અનુપ્રવેશની અનુપપત્તિ પણ નથી, કે જેથી શરીર આત્માથી રહિત થાય, અર્થાત્ શરીરમાં આત્મા નિર્વિઘ્ને પ્રવેશ કરી શકે છે, તેથી તે નિરાત્મક નહિ બને.

વળી, અસર્વગત દ્રવ્ય પરિમાણ સ્વરૂપ મૂર્ત હોવા છતાં તેનો (આત્માનો) મનની જેમ પ્રવેશમાં કોઈ પ્રતિબંધક નથી. વળી રૂપાદિમત્ત્વ સ્વરૂપ મૂર્તત્વથી યુક્ત–જલાદિનો ભસ્માદિમાં થતા અનુપ્રવેશનો નિષેધ તો તમે કરતા નથી, જ્યારે આત્મા જે તેથી વિપરીત છે (અર્થાત્ રૂપાદિમત્ રહિત છે) છતાં મૂર્તમાં તેના પ્રવેશનો તમે નિષેધ કરો છો, એ મહાશ્ચર્યની વાત છે.

(पं०) सम्मतत्वादिति जैनानाम् । तदसम्भवादिति भवन्मतेऽमूर्तत्वात् तस्य । मनोवदिति मनसीव । अत्रैव गद्ये असर्वगतद्रव्यपरिमाणलक्षणमूर्तत्वस्येति शरीरे वर्तमानस्येति ज्ञेयम् ।

(टि०) यच्चावाचीत्यादि । तत्रेति भवत्प्रपन्नवाक्ये । तत्रेति पक्षद्वयमध्ये । मनस इति भवन्मते मनो सर्वगतं न रूपादिमत् । अत एव द्वितीयः पक्षस्त्वत्सिद्धान्तविध्वंसनाय पटीयान् । तदसम्भवादिति रूपाद्यसम्भवात् । यत इति शरीरप्रवेशानुपपत्तेः । तदिति शरीरम् । तद्रहितस्येति रूपादिमत्त्वरहितस्यापि । तत्रेति शरीरे । असाविति अनुप्रवेशः ।

यदप्यवादि–तत्परिमाणत्वे तस्य बालशरीरपरिमाणस्येत्यादि, तदप्ययुक्तम्, युवशरीरपरिमाणावस्थायामात्मनो बालशरीरपरिमाणपरित्यागे सर्वथा विनाशासम्भवात्, विफणावस्थोत्पादे सर्पवत्, इति कथं परलोकाभावोऽनुषज्यते ?, पर्यायतस्तस्याऽनित्यत्वेऽपि द्रव्यतो नित्यत्वात् ।

વળી, આત્મા સ્વશરીરપરિમાણ હોય તો બાલશરીરપરિમાણ આત્માને યુવશરીરપરિમાણ થવામાં દોષ આપવા પ્રયત્ન કર્યો (ભા૦૩, પૃ.૯૭) તે યોગ્ય નથી, કારણ કે યુવશરીરપરિમાણાવસ્થામાં બાલશરીરપરિમાણનો ત્યાગ કરવાથી આત્માનો કંઈ સર્વથા વિનાશ થતો નથી, જેમકે ફણા સહિત સર્પનો ફણા રહિત અવસ્થામાં આમ પરલોકના અભાવનો પ્રસંગ કઈ રીતે આવશે ? કારણ કે આત્મા પર્યાયરૂપે અનિત્ય હોવા છતાં દ્રવ્યરૂપે તો નિત્ય જ છે.

(टि०) यदप्यवादीत्यादि । तस्येति बालतरुणशरीराकारपरिणतस्य क्षेत्रज्ञस्य ।

यच्चाजल्पि–यदि वपुष्परिमाणपवित्रितमित्यादि, तदप्यपेशलम्, शरीरखण्डने कथञ्चित्तत्खण्डनस्येष्टत्वात्, शरीरसंबद्धात्मप्रदेशेभ्यो हि कतिपयात्मप्रदेशानां खण्डितशरीरप्रदेशेऽवस्थानमात्मनः खण्डनम्, तच्चात्र विद्यत एव, अन्यथा शरीराद् पृथग्भूतावयवस्य कम्पोपलब्धिर्न स्यात् । न च खण्डितावयवानुप्रविष्टस्यात्मप्रदेशस्य पृथगात्मत्वप्रसङ्गः, तत्रैवानुप्रवेशात् । न चैकत्र सन्तानेऽनेक आत्मा, अनेकार्थप्रतिभासिज्ञानानामेकप्रमात्राधारतया प्रतिभासाभावप्रसङ्गात्, शरीरान्तरव्यवस्थितानेकज्ञानावसेयार्थसंवित्तिवत् । कथं खण्डिताखण्डितावयवयोः संघट्टनं पश्चादिति चेत् ?, एकान्तेन च्छेदानभ्युपगमात्, पद्मनालतन्तुवदच्छेदस्यापि स्वीकारात्, तथाभूतादृष्टवशाच्च तत्संघट्टनमविरुद्धमेवेति तनुपरिमाण एवाऽऽत्माऽङ्गीकर्तव्यो न व्यापकः । तथा चाऽऽत्मा व्यापको न भवति, चेतनत्वात्, यत्तु नैवं न तच्चेतनं यथा व्योम, चेतनश्चात्मा, तस्मादव्यापकः । अव्यापकत्वे चाऽस्य तत्रैवोपलभ्यमानगुणत्वेन सिद्धा शरीरपरिमाणता ।

તથા, શરીરપરિમાણ માનવામાં આત્મા ખંડિત થઈ જશે વિગેરે કહ્યું (ભા૦૩, પૃ. ૯૭) તે પ્રશંસનીય નથી, કારણ કે શરીરનું ખંડન થતાં આત્માનું કથંચિત્ ખંડન અમોને ઇષ્ટ જ છે, કારણ કે શરીર સાથે સંબંધિત આત્મપ્રદેશોમાંથી કેટલાક આત્મપ્રદેશોનું ખંડિત પ્રદેશમાં રહેવું તે જ આત્માનું ખંડન (છેદ) છે અને એવું ખંડન આત્મામાં છે જ, અન્યથા શરીરથી જુદા પડેલ અવયવમાં

કંપ (તડફડાટ)ની ઉપલબ્ધિ નહિ થાય. અને વળી, ખંડિત અવયવમાં રહેલ આત્મપ્રદેશને જુદો આત્મા માનવાનો પ્રસંગ પણ નથી, કારણ કે તે ખંડિત શરીરાવયવગત આત્મપ્રદેશ મૂળ આત્મા સાથે મળી જાય છે અને એક જ સંતાનમા અનેક આત્મા તો સંભવે જ નહિ, કારણ કે તેમ માનવામાં નાના અર્થ વિષેના નાના જ્ઞાનોના આધારરૂપે જે એક આત્મા છે એવું જે પ્રતિભાસિત થાય છે, તેનો અભાવ થઈ જાય; જેમ જુદા જુદા શરીરમાં રહેલા અનેક જ્ઞાનોથી થતા અર્થવેદન(અર્થ સંવિત્તિ)નો આધાર એક આત્મા છે તેવો પ્રતિભાસ થતો નથી તેમ.

નૈયાયિકાદિ—આત્માના ખંડિત થયેલ અવયવો અને ખંડિત નહિ થયેલ અવયવોનું ફરી પાછું મિલન કઇ રીતે થશે?

જૈન—ખંડિત અવયવોનો એકાન્ત (સર્વથા, અત્યંત) છેદ અમોએ માનેલ નથી, પરંતુ કમલનાલના તંતુની જેમ છેદ છતાં અછેદ (છેદાભાવ) પણ સ્વીકારેલ છે, અને તથા પ્રકારના અદૃષ્ટ કર્મ)ને કારણે આત્માના ખંડિતાખંડિત અવયવોનું પુનર્મિલન પ્રમાણથી વિરુદ્ધ નથી, માટે આત્મા સ્વદેહ પરિમાણ (સ્વશરીર જેવડો) માનવો યોગ્ય છે, પરંતુ વ્યાપક માનવો યોગ્ય નથી અને તે આ પ્રમાણે—આત્મા વ્યાપક નથી, ચેતન હોવાથી, જે વ્યાપક હોય તે ચેતન ન હોય, જેમ કે વ્યોમ (આકાશ). આત્મા ચેતન સ્વરૂપ છે માટે વ્યાપક નથી, અને આત્મા અવ્યાપક સિદ્ધ થયો એટલે તે શરીરપરિમાણ પણ સિદ્ધ થશે, કારણ કે શરીરક્ષેત્રમા જ તેના ગુણો પ્રાપ્ત થાય છે.

(प०) शरीरात् पृथग्भूतावयवस्येति जातावेकवचनम् । पृथगात्मत्वप्रसङ्ग इत्य तोऽग्रे यत इति गम्यम् । कथं खण्डितेत्यादि पर० । एकान्तेनेत्यादि सूरि ।

(टि०) शरीरखण्डेत्यादि । तच्चेति खण्डनम् । अत्रेति पुरुषे जीवे । अन्यथेति जीवखण्डनं विना । तत्रैवेति मूलशरीरप्रविष्ट एव क्षेत्रज्ञे । शरीरान्तरेति अपरशरीरे । अनेकेति न हि चैत्रेण ज्ञातं मैत्रो वेतीत्यर्थ । तत्सङ्घट्टनमिति प्रदेशप्रदेशीभूतात्मखण्डमिलनम् । यत्तु नैवमिति यत्पुनर्व्यापकं भवति । अस्येति शरीरपरिमाणस्य परमात्मन । तत्रैवेति शरीरे । नान्यत्र क्षितिधरक्षितिरुहादौ ।

§१५ प्रतिक्षेत्रं विभिन्न इत्यनेन तु विशेषणेनाऽऽत्माऽद्वैतमपास्तम् । एतदपासनप्रकारश्च प्रागेव प्रोक्त इति न पुनरुच्यते ।

§૧૫ સૂત્રમાં 'ગ્રહણ કરેલ' प्रतिक्षेत्रं विभिन्नः—(આત્મા દરેક શરીરમાં જુદો છે) આ વિશેષણથી આત્માદ્વૈતને માનનારનું ખંડન થયું જાણવું. આત્માઽદ્વૈતવાદનું ખંડન પહેલાં (પરિચ્છેદ ૧, સૂત્ર ૧૬ ની ટીકામાં પૃ૦ ૯૩) કરેલ છે, માટે ફરીથી તેનું કથન કરવામા આવ્યું નથી.

१६ पौद्गलिकादृष्टवानिति नास्तिकादिमतमत्यसितुम् । तथाहि—नास्तिकस्तावद् नाऽदृष्टमिष्टवान् । स प्रष्टव्यः—किमाश्रयस्य परलोकिनोऽभावात्, अप्रत्यक्षत्वाद् विचाराक्षमत्वात्, साधकाभावाद् वाऽदृष्टाभावो भवेत् ? । न तावत् प्रथमात्, परलो-

किनः प्राक्प्रसाधितत्वात् । नाऽप्यप्रत्यक्षत्वात्, यतस्तवाऽप्रत्यक्षं तत्, सर्वप्रमातॄणां वा । प्रथमपक्षे त्वत्पितामहादेरप्यभावो भवेत्, चिरातीतत्वेन तस्य तवाऽप्रत्यक्षत्वात् तदभावे भवतोऽप्यभावो भवेदित्यहो ! नवीना वादवैदग्धी । द्वितीयकल्पोऽप्यल्पीयान्, सर्वप्रमातृप्रत्यक्षमदृष्टनिष्टङ्कनिष्णातं न भवतीति वादिना प्रत्येतुमशक्तेः, प्रतिवादिना तु तदाऽऽकलनकुशलः केवली कक्षीकृत एव । विचाराक्षमत्वमप्यक्षमम्, कर्कशतर्कैस्तर्क्यमाणस्य तस्य घटनात् ।

§१९ 'पौद्गलिकादृष्टवान्'—સૂત્રમાં ગ્રહણ કરેલ આ વિશેષણ નાસ્તિકાદિના મતનું ખંડન કરવા માટે છે. તે આ પ્રમાણે–નાસ્તિક (ચાર્વાક)ને અદૃષ્ટ-કર્મ માન્ય નથી. (અર્થાત્ તે કર્મનો અભાવ માને છે). માટે તેને પૂછવું જોઈએ કે અદૃષ્ટનો અભાવ માનવામાં તેની પાસે શું કારણ છે ? અદૃષ્ટનો અભાવ શું (૧) અદૃષ્ટના આશ્રયરૂપ પરલોકમા જનાર આત્માના અભાવને કારણે છે ? (૨) કે તેનું પ્રત્યક્ષ નથી માટે ? (૩) કે વિચારાક્ષમ હોવાથી ? (૪) કે સાધકના અભાવથી છે ? (૧) પરલોકમાં ગમન કરનાર આત્માની સિદ્ધિ ઉપરના સૂત્રમાં જ કરેલ હોવાથી પહેલો પક્ષ યોગ્ય નથી. (૨) અદૃષ્ટ પ્રત્યક્ષ નથી, માટે તેનો અભાવ છે એમ કહેવું યોગ્ય નથી, કારણ કે શું માત્ર તમને પ્રત્યક્ષ ન હોવાથી અદૃષ્ટનો અભાવ છે ? કે સર્વ પ્રમાતાઓને તેનું પ્રત્યક્ષ ન હોવાથી ? પહેલા પક્ષમાં તો તમારા દાદા, વડદાદા, વિગેરેનો અભાવ થશે, કારણ કે લાંબા કાળ પહેલાં થઈ ગયેલ હોવાથી તેઓને તમે પ્રત્યક્ષ જોઈ શકતા નથી, અને તેઓનો અભાવ થવાથી તો તમારો પણ અભાવ થઈ જશે, અહાહા ! તમારી વાદપટુતા તો કોઈ નવીન જ છે બીજો પક્ષ પણ તુચ્છ છે, કારણ કે–'સર્વ પ્રમાતાઓનું પ્રત્યક્ષ અદૃષ્ટનો નિશ્ચય કરવામાં નિષ્ણાત નથી' એવું જ્ઞાન કરવાને વાદી (નાસ્તિક) સમર્થ નથી, જ્યારે પ્રતિવાદી જૈનો તો અદૃષ્ટને જાણવામાં કુશલ (સમર્થ) કેવલીને–સર્વજ્ઞને સ્વીકારે જ છે. (૩) 'विचाराक्षमत्व' હેતુ પણ અદૃષ્ટના અભાવને સિદ્ધ કરવાને સમર્થ નથી, કારણ કે સૂક્ષ્મ વિચારોથી વિચારતાં અદૃષ્ટ સિદ્ધ થઈ શકે છે.

(प०) न भवतीतिवादिनेति वादिना भवता । प्रतिवादिनेति जैनेन ।

(टि०) पौद्गलिकेत्यादि । तदिति अदृष्टम् । तस्येति पितामहस्य । तदभावे इति पितामहाभावे । तदाकलनेति अदृष्टज्ञानदक्ष । तस्येति अदृष्टस्य ।

ननु कथं घटते ? तथाहि–तदनिमित्तं सनिमित्तं वा भवेत् । न तावदनिमित्तम्, सदा सत्त्वासत्त्वयोः प्रसङ्गात् "नित्यं सत्त्वमसत्त्वं वाऽहेतोरन्यानपेक्षणात्" । यदि पुनः सनिमित्तम्, तदाऽपि तन्निमित्तमदृष्टान्तरमेव, रागद्वेषादिकषायकालुष्यम्, हिंसादिक्रिया वा प्रथमे पक्षेऽनवस्थाव्यवस्था । द्वितीये तु न कदापि कस्यापि कर्माभावो भवेत्, तद्धेतो रागद्वेषादिकषायकालुष्यस्य सर्वसंसारिणां भावात् । तृतीयपक्षोऽप्यनुपपन्नः, पाप-पुण्यहेतुत्वसंमतयोर्हिंसाऽर्हत्पूजादिक्रिययोर्व्यभिचारदर्शनात्–कृपणपशुपरम्पराप्राण-

प्रहाणकारिणां कपटघटनापटीयसां पितृमातृमित्रपुत्रादिद्रोहिणामपि केषांचिच्चपलचारुचामरश्वेतातपत्रपात्रपार्थिवश्रीदर्शनात्, जिनपतिपदपङ्कजपूजापरायणानां निखिलप्राणिपरम्पराऽपारकरुणाकूपाराणामपि केषांचिदनेकोपद्रवदारिद्र्यमुद्राक्रान्तत्वाऽऽलोकनादिति।

નાસ્તિક—હે જૈનો! સૂક્ષ્મ વિચારથી અદૃષ્ટ કઈ રીતે સિદ્ધ થશે? અર્થાત્ વિચાર કરીએ તો તે સિદ્ધ થતું નથી, તે આ પ્રમાણે–અદૃષ્ટ શું નિમિત્ત રહિત (કારણ વિનાનું) છે કે નિમિત્તવાળું? નિમિત્ત રહિત તો હોય નહિ, કારણ કે 'જે નિમિત્ત રહિત હોય તે કાંતો સદૈવ સત્ હોય અથવા સદૈવ અસત્ હોય' કહ્યું પણ છે કે, 'અન્ય હેતુની અપેક્ષા ન હોય તો સદાને માટે સત્તા અથવા અસત્તાનો પ્રસંગ આવશે.'

અદૃષ્ટ સનિમિત્તક છે એ બીજા પક્ષમાં પ્રશ્ન છે કે તેનું નિમિત્ત અન્ય અદૃષ્ટ છે? કે રાગ દ્વેષની કાલિમા છે? કે હિંસાદિ ક્રિયા છે? અન્ય અદૃષ્ટને માનવામાં અનવસ્થા દોષ આવશે. બીજા વિકલ્પમાં કદી પણ કોઈને કર્મનો અભાવ નહિ થાય, કારણ કે અદૃષ્ટના હેતુભૂત રાગ-દ્વેષની કાલિમા સર્વસંસારીઓને હોય છે ત્રીજો પક્ષ પણ યુક્તિસંગત નથી, કારણ કે પાપની હેતુભૂત હિંસા અને પુણ્યની હેતુભૂત અર્હત્પૂજાદિ ક્રિયાઓમાં વ્યભિચાર છે. તે આ પ્રમાણે–રાંક પશુઓના સમુદાયના પ્રાણોના નાશ કરનારા, કપટ રચનામાં કુશળ, પિતા માતા મિત્ર પુત્ર વિગેરેનો દ્રોહ કરનારા હોય છતાં પણ કેટલાક વીંઝાતા સુંદર ચામર અને શ્વેત છત્રથી યુક્ત રાજ્યલક્ષ્મી ભોગવે છે, જ્યારે જિનેશ્વરના ચરણકમળની પૂજા કરવામાં તત્પર, સમસ્ત પ્રાણી સમુદાયને વિષે અત્યંત કરુણાના સમુદ્ર હોય તેવા પણ કેટલાક અનેક ઉપદ્રવ અને દારિદ્ર્યથી યુક્ત જોવાય છે.

(पं०) 'ननु कथमित्यादि नास्तिक'। सत्त्वासत्त्वयोः प्रसङ्गादित्यतो यत इति गम्यम्।
(टि०) तद्विति अदृष्टम्। नित्यं सत्त्वमित्यादि। अहेतोरिति कारणवर्जितस्य। अन्येति अपेक्षातो भावानां कादाचित्कसम्भवः। तद्धेतोरिति अदृष्टकर्मकारणस्य।

अत्र ब्रूमः—पक्षत्रयमप्येतत् कक्षीक्रियत एव। प्राच्याऽदृष्टान्तरवशगो हि प्राणी राग-द्वेषादिना प्राणव्यपरोपणादि कुर्वाणः कर्मणा बध्यते। न च प्रथमपक्षेऽनवस्था दौस्थ्याय, मूलक्षयकरत्वाभावाद्, बीजाङ्कुरादिसन्तानवत् तत्सन्तानस्याऽनादित्वेनेष्टत्वात्। द्वितीयेऽपि यदि कस्यापि कर्माभावो न भवेद् मा भूत्, सिद्धं तावददृष्टम्। मुक्तिवादे तदभावोऽपि प्रसाधयिष्यते। तृतीये तु या हिंसावतोऽपि समृद्धिः, अर्हत्पूजावतोऽपि दारिद्र्याऽऽप्तिः, सा क्रमेण प्रागुपात्तस्य पापानुबन्धिनः पुण्यस्य, पुण्यानुबन्धिनः पापस्य च फलम्। तत्क्रियोपात्तं तु कर्म जन्मान्तरे फलिष्यतीति नाऽत्र नियतकार्यकारणभावव्यभिचारः।

જૈન—તમારા આ બધા કથનનો ઉત્તર આ પ્રમાણે છે. તમે જણાવેલ અદૃષ્ટના નિમિત્ત વિષેના ત્રણે વિકલ્પો અમે સ્વીકારીએ જ છીએ. જીવને પૂર્વના અન્ય અદૃષ્ટને કારણે રાગદ્વેષ ઉત્પન્ન થાય છે, અને તેથી તે પ્રાણીના નાશની ક્રિયા (હિંસા) કરીને કર્મવડે બંધાય છે, અને એમ માનવામાં તમે જણાવેલ અનવસ્થા એ કાંઈ દૂષણ નહિ થાય, કારણ કે, મૂલનો ક્ષય કરનારી અનવસ્થા હોય તો જ તે દોષરૂપ બને છે, પરંતુ બીજ અને અંકુરાની પરંપરાની જેમ કર્મની પરંપરા પણ અનાદિ છે, એમ અમે માનીએ છીએ તેથી એ અનવસ્થા મૂલનો ક્ષય કરનારી નથી.

બીજા પક્ષમાં તમે કહ્યું કે, કોઈને કર્મનો અભાવ નહિ થાય, તો ભલે કર્મનો અભાવ ન થાય, પરંતુ તેથી અદૃષ્ટ-કર્મ તો સિદ્ધ થયું જ અને આગળ ઉપર મુક્તિવાદમાં કર્મનો અભાવ પણ સિદ્ધ કરવામાં આવશે.

ત્રીજા પક્ષમાં તમોએ હિંસાવાન્ ને સમૃદ્ધિની પ્રાપ્તિ અને જિનપૂજાદિ કરનારને દારિદ્ર્યની પ્રાપ્તિ કહી તે અનુક્રમે પૂર્વોપાર્જિત પાપાનુબંધી પુણ્ય-(એવા પુણ્યનો ઉદય કે જેથી પાપ બંધાય) અને પુણ્યાનુબંધી પાપ (એવા પાપ નો ઉદય કે જેથી પુણ્ય બંધાય)નું ફલ જાણવું, પણ તે હિંસા અને જિન-પૂજાદિ ક્રિયાથી ઉપાર્જિત કર્મ તો જન્માન્તર (ભવાન્તર)માં પોતાનું ફળ આપશે જ. માટે અહીં નિયત કાર્યકારણભાવમાં વ્યભિચાર નથી. એટલે કે પુણ્યથી સુખ અને પાપથી દુઃખ એમાં વ્યભિચાર નથી

(पं०) मुक्तिवादे तदभावोऽपीत्यत्र तदभाव कर्माभावः ।

(टि०) तत्सन्तानस्येति बीजाङ्कुरसन्तानस्य । तदभावोऽपीति कर्माभावोऽपि । तत्क्रियोपात्तमिति इद भवपुण्यपापादिक्रियोपर्जितम् ।

साधकाभावादपि नाऽदृष्टाभावः, प्राक्प्रसाधितप्रामाण्ययोरागमाऽनुमानयोस्तत्प्रसाधकयोर्भावात् । तथा च 'शुभः पुण्यस्य' [तत्त्वा० ६.३] 'अशुभः पापस्य' [तत्त्वा० ६.४] इत्यागम । अनुमान तु तुल्यसाधनानां कार्ये विशेषः सहेतुकः, कार्यत्वात् कुम्भवत् ।

"दृष्टश्च साध्वीसुतयोर्यमयोस्तुल्यजन्मनोः ।
विशेषो वीर्यविज्ञानवैराग्यारोग्यसंपदाम् ॥१॥"
न चायं विशेषो विशिष्टमदृष्टकारणमन्तरेण ।

यदूचुर्जिनभद्रगणिक्षमाश्रमणमिश्राः—

[1]जो तुल्लसाहणाणं फले विसेसो ण सो विणा हेउं ।
कज्जत्तणओ गोयम ! घडोव्व हेऊ य से कम्मं ॥१॥

---

१ यस्तुल्यसाधनानां फले विशेषो न स विना हेतुम् ।
कार्यत्वत, गौतम ! घट इव हेतुश्च स कर्म ॥१॥

(૪) સાધકનો અભાવ હોવાથી અદૃષ્ટનો અભાવ છે એમ કહી અદૃષ્ટનો અભાવ સિદ્ધ કરી શકશો નહિ, કારણ કે અદૃષ્ટ(કર્મ)ના સાધન આગમ અને અનુમાન પ્રમાણો તો છે જ, અને તે બન્નેનું પ્રામાણ્ય પ્રથમ સિદ્ધ થઈ ચૂક્યું જ છે, અને કહ્યું પણ છે કે—

"શુભ અધ્યવસાય પુણ્યરૂપ અદૃષ્ટનું અને અશુભ અધ્યવસાય પાપરૂપ અદૃષ્ટનું કારણ છે.' આ પ્રમાણે અદૃષ્ટનું સાધક આગમપ્રમાણ જાણવું. અને અદૃષ્ટની સિદ્ધિ માટે અનુમાનપ્રયોગ આ પ્રમાણે-બધાં દૃશ્ય કારણો સમાન હોવા છતાં કાર્યમાં જે કંઈ વિશેષ જોવામાં આવે છે, તેનું કોઈ કારણ હોવું જોઈએ, કારણ કે તે કાર્યરૂપ છે, કુંભની જેમ. "સાધ્વી (ઉત્તમ કુલીન) સ્ત્રીને સાથે જન્મેલ બે પુત્રોના વીર્ય (પરાક્રમ), વિજ્ઞાન, વૈરાગ્ય, આરોગ્ય અને સંપત્તિ વિગેરેમાં વિશેષતા દેખાય છે." અને આ વિશેષતા વિશિષ્ટ અદૃષ્ટરૂપ કારણ વિના હોતી નથી. આ પ્રકરણ અંગે શ્રી. જિનભદ્ર ક્ષમાશ્રમણગણીનું કથન છે કે—

"હે ગૌતમ સમાન સાધનો (કારણો) હોવા છતાં ફલ-કાર્યમાં જે વિશેષ જોવાય છે તે વિશેષ કાર્યરૂપ હોવાથી કારણ વિના હોતો નથી, ઘટની જેમ, અને તે કારણ એ જ કર્મ છે.

(पं०) तत्प्रसाधकयोरिति पुण्यापुण्यनिश्चायकयोः ।

(टि०) जो तुल्लसाहणाणमित्यादि तुल्यसाधनानामेकमातृपितृकाणामेकवेलासमुद्भूतानां समानग्रहगोचराणां सदृशलक्षणसम्पूर्णानां पुरुषाणां फले विभवलाभदारिद्र्यलक्षणे यो विशेषः । एकस्योत्तमा विभूतिरपरस्य मध्यमा अन्यस्य दारिद्र्यम् । सविशेषो हेतुं विना न भवति कार्यत्वात् । हे गौतम ! घटवत् । स तस्य पुरुषस्य घटस्य च कर्महेतुः । एककुलालचक्रचीवरदवरकहेतवोऽपि कलशा घृतमधुजलभृताधारा कर्मवशाद् विभिन्नपरिणामभाजो भवन्ति ।

अथ यथैकप्रदेशसंभवानामपि बदरीकण्टकानां कौटिल्यार्जवादिर्विशेषः यथा चैकसरसीसंभूतानामपि पङ्कजानां नीलधवलपाटलपीतशतपत्रसहस्रपत्रादिर्भेदः; तथा शरीरिणामपि स्वभावादेवाऽयं विशेषो भविष्यति, तदशस्यम् । कण्टकपङ्कजादीनामपि प्राणित्वेन परेषां प्रसिद्धेस्तद्दृष्टान्तावष्टम्भस्य दुष्टत्वात् आहारक्षतरोहदोहदादिना वनस्पतीनामपि प्राणित्वेन तैः प्रसाधनात् ।

નાસ્તિક—એક જ પ્રદેશમાં ઉત્પન્ન થયેલા બોરડીના કાંટાઓમાં વક્રતા અને સરળતારૂપ ભેદ. અથવા એક જ સરોવરમાં ઉત્પન્ન થયેલા કમલોમાં નીલ, સફેદ, ગુલાબી, પીત વગેરે રંગોનો ભેદ તથા શતપત્ર, સહસ્રપત્ર આદિનો ભેદ જેમ સ્વભાવથી થાય છે તેમ જીવોમાં રહેલ ભેદ-વિશેષતા પણ સ્વાભાવથી જ થશે.

જૈન—આ કથન સ્તુત્ય નથી કારણ કે પર (જૈનો)માં કાંટા, કમલ વગેરે પ્રાણી (જીવ) તરીકે પ્રસિદ્ધ છે, માટે તેના દૃષ્ટાન્તનું આલમ્બન દૂષિત છે. આહાર, છેદ થયા પછી તેનું ભરાઈ જવું, દોહદ-ઈચ્છા થવી વગેરે કારણોને લઈને જૈનોએ વનસ્પતિને પ્રાણી તરીકે સિદ્ધ કરેલ છે.

(प०) अथ यथैकप्रदेशसम्भवानामित्यादि पर० । परेषामिति जैनानाम् । तद्दृष्टान्तावष्टम्भस्येति भवत्कृतस्य ।'

(टि०) कण्टकपङ्कजादीनामित्यादि । परेषामिति जैनानाम् । तद्दृष्टान्तेति कण्टकपङ्कजादिदृष्टान्ताश्रयणस्य । तैरिति अर्हदागमावगमनिपुणै० ।

अथ गगनपरिसरे मकरकरितुरङ्गकुरङ्गशृङ्गाराद्याकारानेनकप्रकारान् बिभ्रत्यभ्राणि, न च तान्यपि चेतनानि वः संमतानि; तद्वत् तनुभाजोऽपि राजरङ्कादयः सन्त्विति चेत् । तदसत्, तेषामपि जगददृष्टवशादेव देवपदवीपरिसरे विचरतां विचित्राकारस्वीकारात् ।

નાસ્તિક—આકાશમાં વાદળાંઓ પણ મકર, હાથી, ઘોડા, હરણ, શૃંગાર વગેરે અનેક પ્રકારના આકારોને ધારણ કરે છે, અને છતાં પણ તે વાદળાંઓને તમો જૈનોએ ચેતન તરીકે માન્ય કરેલ નથી, એટલે વાદળાંઓની જેમ જીવો પણ રાજા, રંક વગેરે વિશેષતાઓવાળા માનવા જોઈએ, પરંતુ એમાં અદૃષ્ટને કારણ માનવાની કંઈ આવશ્યકતા નથી.

જૈન—તે કથન પણ સત્ય નથી, કારણ કે આકાશમાં ભ્રમતાં વાદળાંઓ તેવા વિચિત્ર આકારોને જગત્ના અદૃષ્ટને કારણે ધારણ કરે છે.

(पं०) अथ गगनपरिसरे इत्यादि पर । चेतनानि वः सम्मतानीति वः जैनानाम् । तदसदित्यादि सूरि० । देवपदवीपरिसरे इति गगनपरिसरे ।

(टि०) तद्वदिति मकराद्याकाराभ्रवत् । तेषामपीति अभ्राणामपि । देवपदवीति गगनपरिसरे । अत्र सुराध्वोडुमरुत्पथोऽम्बरमितिवचनादयनं पदवी मार्ग इति स्मरणाच्च । देवपदवीशब्देन गगनमुच्यते ।

कश्चायं स्वभावो यद्वशाज्जगद्वैचित्र्यमुच्यते ? । किं निर्हेतुकत्वम्, स्वात्महेतुकत्वम्, वस्तुधर्मः; वस्तुविशेषो वा । आद्ये पक्षे सदा सत्त्वस्य, असत्त्वस्य वा प्रसङ्गः । द्वितीये आत्माश्रयत्वं दोषः, अविद्यमानो हि भावात्मा कथं हेतुः स्यात् ?, विद्यमानोऽपि विद्यमानत्वादेव कथं स्वोत्पाद्यः स्यात् ? । वस्तुधर्मोऽपि दृश्यः कश्चित्, अदृश्यो वा । दृश्यस्तावदनुपलम्भबाधितः । अदृश्यस्तु कथं सत्त्वेन वक्तुं शक्यः ? । अनुमानात् तु तन्निर्णयेऽदृष्टानुमानमेव श्रेयः । वस्तुविशेषश्चेत् स्वभावो भूतातिरिक्तो भूतस्वरूपो वा । प्रथमे मूर्तोऽमूर्तो वा । मूर्तोऽपि दृश्योऽदृश्यो वा । दृश्यस्तावद् दृश्यानुपलम्भबाधितः । अदृश्यस्त्वदृष्टमेव स्वभावभाषया बभाषे । अमूर्तः पुनः परः परलोकिनः को नामाऽस्तु ? । न चादृष्टविघटितस्य तस्य परलोकस्वीकारः इत्यतोऽप्यदृष्टं स्पष्टं निष्टङ्क्यते । भूतस्वरूपस्तु स्वभावो नरेन्द्रदरिद्रतादिवैसदृश्यभाजोर्यमलजातयोरुत्पादकस्तुल्य एव विलोक्यते, इति कौतस्कुतस्तयोर्विशेषः स्यात् ? तद्दर्शनात्

तत्राऽदृष्टमूर्तविशेषानुमानेन नामान्तरतिरोहितमदृष्टमेवानुमितिसिद्धं दृष्टम्; इतोऽपि-बालशरीरं शरीरान्तरपूर्वकम्, इन्द्रियादिमत्त्वात्, तरुणशरीरवत्। न च प्राचीनभवातीत-तनुपूर्वकमेवेदम्, तस्य तद्भवावसान एव पटुपवनप्रेरितातितीव्रचिताज्वलनज्वालाकलाप-प्लुष्टतया भस्मसाद्भावादपान्तरालगतावभावेन तत्पूर्वकत्वानुपपत्तेः। न चाऽशरीरिणो नियतगर्भदेशस्थानप्राप्तिपूर्वकशरीरग्रहो युज्यते, नियामककारणाभावात्। स्वभावस्य तु नियामकत्वं प्रागेव व्यपास्तम्। ततो यच्छरीरपूर्वकं बालशरीरं तत्कर्ममयमिति।

વળી પ્રશ્ન એ છે કે જે સ્વભાવને કારણે તમે જગત્‌ની વિચિત્રતા માનો છો તે શું છે? સ્વભાવ એટલે શું? (૧) નિર્હેતુકતા—હેતુ વિનાની ઉત્પત્તિ થાય છે? (૨) કે સ્વાત્મહેતુકતા–પોતે પોતાથી ઉત્પન્ન થવું તે છે? (૩) વસ્તુ ધર્મ છે? (૪) કે વસ્તુ વિશેષ છે? (૧) પહેલા પક્ષમાં તો સદાને માટે સત્ત્વ કે અસત્ત્વનો પ્રસંગ આવશે, (અર્થાત જે પદાર્થ નિર્હેતુક હોય તેની સદાને માટે સત્તા રહેશે અથવા સદૈવ અસત્તા જ રહેશે). (૨) બીજા પક્ષમાં આત્મા-શ્રયત્વ નામનો દોષ આવશે, કારણ કે સ્વયં અવિદ્યમાન પદાર્થ પોતાની ઉત્પત્તિમાં કઈ રીતે હેતુ થઈ શકશે? (અર્થાત્ જે વસ્તુ સત્તારૂપે હોય જ નહિ તે વસ્તુ શશશૃંગની જેમ કઈ રીતે ઉત્પન્ન થાય?) અને સ્વયં વિદ્યમાન પદાર્થ તો વિદ્યમાન છે જ તેથી તે સ્વોત્પાદ્ય (સ્વજન્ય–પોતાથી ઉત્પન્ન થનાર) કઈ રીતે થઈ શકે? એટલે કે કોઈ પદાર્થ પોતે પોતાની ઉત્પત્તિમાં હેતુ બની શકતો નથી. (૩) સ્વભાવ વસ્તુ ધર્મ છે એમ કહો તો તે દૃશ્ય છે? કે અદૃશ્ય? દૃશ્ય ગણો તો ઘટી શકતો નથી, કારણ કે દૃશ્ય હોય તો ઉપલબ્ધ થવો જોઈએ, પણ આ તો ઉપલબ્ધ થતો નથી માટે બાધિત છે. અદૃશ્ય ગણો તો તે અદૃશ્યની સત્તા કેમ સિદ્ધ કરશો? અને જો અનુમાનથી અદૃશ્ય સ્વભાવનો નિર્ણય કરવો હોય તો અદૃષ્ટ કર્મનું જ અનુમાન કરો એમાં જ કલ્યાણ છે. (૪) સ્વભાવ જો વસ્તુ-વિશેષ હોય તો પ્રશ્ન છે કે તે વસ્તુવિશેષરૂપ સ્વભાવ ભૂત (પૃથ્વ્યાદિ)થી અતિરિક્ત–ભિન્ન છે? કે ભૂતાતિસ્વરૂપ? ભૂતાતિરિક્ત હોય તો તે મૂર્ત્ત છે? કે અમૂર્ત્ત? મૂર્ત્ત હોય તો તે દૃશ્ય છે? કે અદૃશ્ય? દૃશ્ય હોય તો તે દૃશ્ય સ્વભાવ અનુપલબ્ધિથી બાધિત છે, અર્થાત્ દૃશ્ય છતાં ઉપલબ્ધ થતો ન હોવાથી બાધિત છે. અદૃશ્ય કહો તો, સ્વભાવ કહીને અદૃષ્ટનું જ કથન કર્યું છે. અમૂર્ત્ત છે એમ કહો તો પરલોકમાં ગમન કરનાર આત્માથી ભિન્ન એવો કયો પદાર્થ છે? અર્થાત્ અદૃષ્ટ-કર્મ જ હોઈ શકે, કારણ કે તેજ આત્મામાં મળી ગયું છે, જેને લઈને તે પરલોકમાં ગમન કરે છે, અને જ્યારે આત્માથી એ અદૃષ્ટ જુદું પડી જાય છે ત્યારે આત્મા પરલોકમાં ગમન કરતો નથી, એટલે કે સંસારી મટી જઈને મુક્ત બને છે. આથી પણ સ્પષ્ટરૂપે કર્મનો નિશ્ચય થયો. વસ્તુ વિશેષરૂપ સ્વભાવ જો ભૂત સ્વરૂપ હોય તો તે તો વિલક્ષણ એવા એક સાથે જન્મેલા રાય અને રંકાદિ જીવોની ઉત્પત્તિમાં સમાનભાવે જ કારણ છે, તો પછી એ બન્નેમાં વિલક્ષણતા ક્યાંથી આવી? કારણ સમાન છતાં કાર્યમાં

વિલક્ષણતા થઈ માટે દૃષ્ટભૂતથી વિલક્ષણ અદૃષ્ટભૂત વિશેષ કારણ હોવું જોઈએ એવું અનુમાન જો તમે કરશો તો અમે માનેલ અદૃષ્ટને અદૃષ્ટભૂત વિશેષ એવા નામથી છૂપાવવાનો જ તમે પ્રયત્ન કર્યો છે એ દેખાઈ આવે છે આ રીતે અનુમિતિથી અદૃષ્ટ સિદ્ધ થાય છે. વળી, તેમાં આ પણ અનુમાન છે કે–બાલશરીર અન્ય શરીરપૂર્વક છે, ઈન્દ્રિયવાળું હોવાથી. તરુણ શરીરની જેમ, અને આ બાલશરીર પૂર્વભવ સંબંધી ભૂતકાલીન શરીરપૂર્વક જ છે, એવું નથી અર્થાત્ પૂર્વભવનું અતીત (નાશ પામેલું) શરીર આ બાલશરીરનું કારણ નથી એટલે કે પૂર્વભવના અતીત શરીરથી આ શરીર ઉત્પન્ન થતું નથી કારણ કે, પૂર્વભવનું શરીર તો પ્રચંડ પવનથી પ્રેરાયેલ (પ્રજ્વલિત) ચિતાના અગ્નિની તીવ્ર જ્વાળાઓ વડે બાળી નાખવાથી ભસ્મ (રાખ)રૂપ થઈ ગયું છે તેથી તે અન્તરાલગતિ (એક ભવમાંથી બીજા ભવમાં જતાં વચ્ચેની ગતિ)માં છે જ નહિ, માટે તે બાલશરીરનું કારણ બની શકશે નહીં.

અને વળી, શરીર વિનાનો આત્મા નિયત ગર્ભસ્થાનના દેશમાં જઈ નવું શરીર ગ્રહણ કરે એમ પણ સંભવતું નથી, કારણ કે અમુક આત્મા અમુક જ ઠેકાણે જન્મ લે અને અમુક ઠેકાણે જન્મ ન લે એવું નિયામક કારણ અશરીરી આત્માને નથી, અને સ્વભાવથી આવું નિયમન થશે એ મતનો તો પૂર્વે અમે નિરાસ કરી જ ગયા છીએ, એટલે બાલશરીર જે શરીરપૂર્વક છે તે કર્મમય (કાર્મણ) શરીર છે એમ સમજવું.

(प०) कश्चायमित्यादि सूरि. । [1]स्वभावभापया वभाषे इति वभाषे त्वया । पर इति अन्य· । को नामाऽस्त्विवति किन्तु स एव । तत्रेति विशेषे ।

(टि०) आत्माश्रयत्वमिति आत्मैव स्वरूपमेव आश्रयो यस्य दोषस्य। अन्योऽन्याश्रयवत् । भावात्मेति भावस्वरूप । तन्निर्णये इति अदृश्यवस्तुधर्मनिर्णये । परलोकिन इति आत्मनः । विघटितस्येति रहितस्य । तस्येति परलोकिन. । तयोरिति यमलजातयो· साध्वीसुतयोः । तद्दर्शनादिति यमलजातविशेषदर्शनात् । तत्रेति विशेषे । इतोऽपीत्यादि । इदमिति बालशरीरम् । तस्येति प्राचीनभवातीततनो. । तद्भवेति पूर्वभवपर्यन्ते । तत्पूर्वकत्वेति शरीरपूर्वकत्वाभावात् ।

§१७ पौद्गलिकं चेदमदृष्टमेष्टव्यम्, आत्मनः पारतन्त्र्यनिमित्तत्वाद्, निगडादिवत् । क्रोधादिना व्यभिचार इति चेत् । न, तस्याऽऽत्मपरिणामरूपस्य पारतन्त्र्यस्वभावत्वात्; तन्निमित्तभूतस्य तु कर्मणः पौद्गलिकत्वात् । एवं सीधुस्वादनाद्भवचित्तवैकल्यमपि पारतन्त्र्यमेव' तद्धेतुस्तु सीधु पौद्गलिकमेवेति नैतेनाऽपि व्यभिचारः ।

§૧૭ અને અદૃષ્ટને પૌદ્ગલિક માનવું જોઈએ, કારણ કે તે આત્માની પરાધીનતાનું કારણ છે, બેડીની જેમ. આ અનુમાનમાં ‘પરાધીનતાનું કારણ’ એ રૂપ હેતુ આત્માના પરિણામરૂપ ક્રોધાદિથી વ્યભિચારી છે, અર્થાત્ ક્રોધાદિ પૌદ્ગલિક નથી છતાં પારતંત્ર્યના કારણ બને છે માટે હેતુ વ્યભિચારી છે એમ ન કહેવું જોઈએ, કારણ કે આત્માના પરિણામરૂપ ક્રોધાદિ એ જ આત્માનું પારતન્ત્ર્ય છે, અને એ ક્રોધાદિના કારણભૂત જે કર્મ છે તે પૌદ્ગલિક છે.

---

[1] स्वभाषया क छ डे १, डे २ ।

એ જ રીતે સુરાપાનથી ઉત્પન્ન થયેલ ચિત્તની વિકલતા એ પણ આત્માનું પારતન્ત્ર્ય જ છે અને ચિત્તની એ વિકલતાના કારણભૂત મદિરા પણ પૌદ્ગલિક છે એટલે આનાથી પણ વ્યભિચાર નહિ આવે.

(पं०) पारतन्त्र्यस्वभावत्वात् तन्निमित्तभूतस्य तु कर्मण इति एतद्धि स्वयमेव पारतन्त्र्यं न तु तन्निमित्तं, यच्च तन्निमित्त तत्पौद्गलिकमेव तच्च कर्मैव । पारतन्त्र्यमेवेति एतदपि पारतन्त्र्यं यच्चास्य निमित्तं तत् पौद्गलिकमेव ।

(टि०) पौद्गलिकमित्यादि । तस्येति क्रोधादे । तन्निमित्तेति क्रोधादिकारणरूपस्य । तद्धेतुरिति चित्तवैकल्यहेतु ॥५६॥

§१८ ततो यद् यौगैरात्मविशेषगुणलक्षणम्, कापिलैः प्रकृतिविकारस्वरूपम्, सौगतैर्वासनास्वभावम्, ब्रह्मवादिभिरविद्यास्वरूपं चाऽदृष्टमवादि; तदपास्तम् । विशेषतः पुनरमीषां निषेधो विस्तराय स्यादिति न कृतः ॥५६॥

§૧૮ આ રીતે નાસ્તિક મતના ખંડન દ્વારા યૌગો દ્વારા સંમત આત્મગુણરૂપ, સાંખ્યો દ્વારા સંમત પ્રકૃતિના વિકારસ્વરૂપ, બૌદ્ધસંમત વાસના સ્વભાવરૂપ, અને બ્રહ્મવાદીઓ એ કહેલ અવિદ્યારૂપ અદૃષ્ટ, એ બધાનું નિરાકરણ થઈ ગયું એમ જાણવું. વિશેષે કરીને આ ચારેનો નિરાસ કરવામાં ગ્રન્થ વિસ્તૃત થઈ જાય માટે કરેલ નથી. ૫૬.

(पं०) अवादीति उदितम् ॥५६॥

अथात्मन एव विशेषणान्तरमाहुः—

**तस्योपात्तपुंस्त्रीशरीरस्य सम्यग्ज्ञानक्रियाभ्यां कृत्स्नकर्मक्षयस्वरूपा सिद्धिः ॥५७॥**

§१ तस्याऽनन्तरनिरूपितरूपस्याऽऽत्मनः, उपात्तपुंस्त्रीशरीरस्य स्वीकृतपुरुषयोषिद्वपुषः, एतेन स्त्रीनिर्वाणद्वेषिणः काष्ठाम्बरान् शिक्षयन्ति । सम्यग्ज्ञानं च यथावस्थितवस्तुतत्त्वावबोधः, क्रिया च तपश्चरणादिका, ताभ्याम् ।

આત્માના જ બીજા વિશેષણનું કથન—

પુરુષ કે સ્ત્રીના શરીરના ધારણ કરનાર તેની સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ ક્રિયા (ચારિત્ર) વડે સમસ્ત કર્મના ક્ષયરૂપ સિદ્ધિ–મુક્તિ થાય છે. ૫૭.

§૧ तस्य તેની એટલે ઉપરના સૂત્રમાં જણાવેલ સ્વરૂપવાળા આત્માની, उपात्तपुंस्त्रीशरीरस्य—જેણે પુરુષ કે સ્ત્રીના શરીરને ધારણ કર્યું છે એવા. સૂત્રના આ અંશથી સ્ત્રીનિર્વાણ (સ્ત્રીમુક્તિ)ના દ્વેષી દિગમ્બરોને શિખામણ આપી છે એમ સમજવું. सम्यग्ज्ञान—એટલે વસ્તુતત્ત્વ-(વસ્તુસ્વરૂપ) જે પ્રમાણે સ્થિત હોય તે જ પ્રમાણે તેનો સાચો બોધ. क्रिया—એટલે તપશ્ચરણ (ચારિત્ર) આદિરૂપ આ બન્ને વડે

§२ ननु सम्यग्दर्शनमपि कृत्स्नकर्मक्षयकारणमेव । यदाहुः—"सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः" इति, तत् कथमिह नोपदिष्टम् ? । उच्यते—सम्यग्ज्ञानो-

पादानेनैव तस्याक्षिप्तत्वात्, द्वयोरप्यनयोः सहचरत्वात्। सम्यग्ज्ञानस्य क्रियातः पृथगुपादानाद् या क्रिया सम्यग्ज्ञानपूर्विका सैव तत्कारणम्, न पुनर्मिथ्यात्वमलपटलावलुप्तविवेकविकलानां मिथ्याज्ञानपूर्विका कन्दफलमूलशैवालकवलनादिका।

§२ શંકા—"(सम्यग्दर्शनज्ञानचारित्राणि मोक्षमार्गः)—"સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચરિત્ર એ મોક્ષમાર્ગ છે" એ વચનથી સમ્યગ્દર્શન પણ કૃત્સ્ન કર્મ ક્ષયમાં કારણ છે, તો અહીં સૂત્રમાં તેનું ગ્રહણ કેમ ન કર્યું ?

સમાધાન—સમ્યગ્દર્શન અને સમ્યગ્જ્ઞાન સહચર હોવાથી સમ્યગ્જ્ઞાનના ઉપાદાનથી જ સમ્યગ્દર્શનનું આક્ષેપ દ્વારા ઉપાદાન થઈ જ જાય છે. સમ્યગ્જ્ઞાનને ક્રિયાથી જુદું ગ્રહણ કરવનું કારણ શું ? સમ્યગ્જ્ઞાનનું ક્રિયાથી જુદું ગ્રહણ કર્યું તેથી એ નક્કી થયું કે જે ક્રિયા સમ્યગ્જ્ઞાનપૂર્વિકા (સમ્યગ્જ્ઞાનવાળી) હોય તે જ ક્રિયા કૃત્સ્ન કર્મના ક્ષયનું કારણ બની શકે છે, પરંતુ મિથ્યાત્વરૂપ મેલના આવરણથી વિવેકહીન અનેલ પુરુષોના મિથ્યાજ્ઞાનને કારણે કંદ, ફલ, મૂલ, શેવાલનું ભક્ષણ કરવું વિગેરે રૂપ ક્રિયા કૃત્સ્ન કર્મના ક્ષયનું કારણ નથી.

(टि०) ननु सम्यगित्यादि। तदिति दर्शनम्। तस्येति दर्शनस्य। अनयोरिति ज्ञान-दर्शनयोः। तत्कारणमिति मोक्षकारणम्।

§ ३ कृत्स्नस्याऽष्टप्रकारस्यापि, न तु कतिपयस्य, जीवनमुक्तेरनभिधित्सितत्वात्। कर्मणो ज्ञानावरणादेरदृष्टस्य, न तु बुद्ध्यादिगुणानामपि, नापि ज्ञानमात्रसंतानस्य। क्षयः सामस्त्येन प्रलयः स्वरूपं यस्याः सा तथा। एतेन नैयायिकसौगतोपकल्पितमुक्तिप्रतिक्षेपः। एवंविधा सिद्धिर्मोक्षो भवति।

(कृत्स्नस्य) સમસ્ત એટલે આઠેય પ્રકારના કર્મનો ક્ષય સમજવો પરંતુ કેટલાક કર્મનો નહિ, કારણ કે—અહીં જીવનમુક્ત-ભવસ્થકેવલીની વિવક્ષા કરી નથી. (कर्मणः) કર્મ એટલે જ્ઞાનાવરણાદિ કર્મોનો, (क्षयः) સંપૂર્ણતયા નાશ જેમાં છે એવી સિદ્ધિ છે, નહીં કે બુદ્ધ્યાદિ ગુણોના કે જ્ઞાનમાત્રના સંતાનના નાશવાળી. આથી નૈયાયિક અને સૌગત કલ્પિત મોક્ષનો પ્રતિક્ષેપ-તિરસ્કાર કર્યો એમ સમજવું

§ ४ इह केचिज्ज्ञानादेव मोक्षमास्थिषत, तथाह्येते ब्रुवते—सम्यग्ज्ञानमेव फलसंपादनप्रत्यलम्, न क्रिया; अन्यथा मिथ्याज्ञानादपि क्रियाया फलोत्पादप्रसङ्गात्। यदुक्तम्—

"विज्ञप्तिः फलदा पुंसां न क्रिया फलदा मता।
मिथ्याज्ञानात् प्रवृत्तस्य फलाऽसंवाददर्शनात्" ॥१॥

तथा—

"श्रियः प्रसूते विपदो रुणद्धि यशांसि दुग्धे मलिनं प्रमार्ष्टि ।
संस्कारशौचेन परं पुनीते शुद्धा हि बुद्धिः कुलकामधेनुः" ॥१॥

અહીં મોક્ષ પ્રકરણમાં કેટલાક જ્ઞાનથી જ મોક્ષને સ્થાપે (માને) છે, તેથી તેઓ આ પ્રમાણે કહે છે કે, સમ્યગ્જ્ઞાન જ મોક્ષરૂપ ફલને પ્રાપ્ત કરવામાં સમર્થ છે પરંતુ ક્રિયા સમર્થ નથી, અન્યથા મિથ્યાજ્ઞાનથી પણ ક્રિયામાં ફલોત્પત્તિનો પ્રસંગ આવશે, કહ્યુ છે કે, જ્ઞાન પુરુષને ફલ આપનાર છે પરંતુ ક્રિયા આપનાર નથી, કારણ કે મિથ્યાજ્ઞાનથી પ્રવૃત્તિ–ક્રિયા કરનાર પુરુષને ફલ મળતું નથી. વળી, શુદ્ધ બુદ્ધિરૂપ (સમ્યગ્જ્ઞાનરૂપ) કામધેનુ લક્ષ્મીને ઉત્પન્ન કરે છે, વિપત્તિનો નાશ કરે છે, યશની પૂર્તિ કરે છે. 'મલીનતાને સાફ કરે (દૂર કરે છે) અને સંસ્કારરૂપ પવિત્રતા વડે બીજાને પણ શુદ્ધ (પવિત્ર) કરે છે.

(पं०) **इह केचित् ज्ञानादेव मोक्षमास्थिषतेत्यत्र** आस्थिषत प्रतिज्ञातवन्तः नवानामात्मविशेषगुणानां योऽत्यन्तोच्छेद इति बुद्धि-सुख-दु:खेच्छा द्वेष-प्रयत्न-धर्माधर्म-संस्काररुपाणा नवानामात्मविशेषगुणानामत्यन्तन्तच्छेद आदौ मोक्षः ।

§ ५ क्रियावादिनस्तु वदन्ति–क्रियैव फलहेतुर्न ज्ञानम्, भक्ष्यादिविज्ञानेऽपि क्रियामन्तरेण सौहित्यादिफलानुत्पादात् । यदवाचि–

"क्रियैव फलदा पुंसां न ज्ञानं फलदं मतम् ।
यतः स्त्रीभक्ष्यभोगज्ञो न ज्ञानात् सुखितो भवेत्" ॥१॥

तथा—

"शास्त्राण्यधीत्याऽपि भवन्ति मूर्खा यस्तु क्रियावान् पुरुषः स विद्वान् ।
संचिन्त्यतामौषधमातुरं हि न ज्ञानमात्रेण करोत्यरोगम्" ॥१॥

આના ઉત્તરમાં ક્રિયાવાદીઓ કહે છે કે, ક્રિયા જ ફલના હેતુરૂપ છે પરંતુ જ્ઞાન ફલનું કારણ નથી, કારણ કે ભક્ષ્યાદિ–(ભોજન–પાનું વિગેરે)નું જ્ઞાન હોવા છતાં પણ ક્રિયા વિના તૃપ્તિ આદિ ફલની ઉત્પત્તિ થતી નથી, કહ્યું છે કે–'ક્રિયા જ પુરુષોને ફલ આપનારી છે, પરંતુ જ્ઞાન ફલ આપનાર મનાયું નથી, કારણ કે સ્ત્રી અને ભક્ષ્યના ભોગને જાણનાર માત્ર તેના જ્ઞાનથી સુખી થતો નથી. વળી, તેઓ આગળ કહે છે કે, "શાસ્ત્રોનુ અધ્યયન કરવા છતાં પણ પુરુષો મૂર્ખ હોય છે, પરંતુ જેઓ ક્રિયાવાન્ (સચ્ચારિત્રવાન્) છે, તે જ વિદ્વાન્ છે. વિચારો કે ઔષધ તેના જ્ઞાન માત્રથી રોગીને નીરોગી કરતું નથી"

§ ६ अत्र ब्रूमहे–यदुक्तम्–सम्यग्ज्ञानमेव फलसंपादनप्रत्यलमित्यादि, तत् 'स्त्रीभक्ष्यभोगज्ञो न ज्ञानात् सुखितो भवेत्' इत्यनेन क्रियावादिनैव व्यपास्तम्, इत्युपेक्षणीयमेव । ततः सम्यग्ज्ञानं सम्यक्क्रियासध्रीचीनमेव फलसिद्धिनिबन्धनमित्यभ्युपगन्तव्यम्; न तु ज्ञानैकान्तः कान्तः । क्रियैकान्तोऽपि भ्रान्त एव । 'यतः

स्त्रीभक्ष्यभोगज्ञो न ज्ञानात् सुखितो भवेत्' इति तु न युक्तम् । यतः सम्यग्-ज्ञानकारणैकान्तवादिनामयमुपालम्भो न पुनरस्माकम्, सम्यग्ज्ञानक्रिययोरुभयोरपि परस्परापेक्षयोः कारणत्वस्वीकारात् । न च नितम्बिनीमोदकादिगोचरायां प्रवृत्तौ तद्विज्ञानं सर्वथा नास्त्येव, यतः क्रियाया एव तत्कारणता कल्प्येत । तद्गोचर-विज्ञानसनाथैव तत्र प्रवृत्तिः प्रीतिपरम्परोत्पादनप्रत्यला; अन्यथोन्मत्तमूर्च्छितादेरपि प्रौढप्रेमपरायणप्रणयिनीनिबिडाश्लेषक्रियाऽपि तदुत्पादाय किं न स्यात्? । अथासौ क्रियैव तत्त्वतो न भवति, सैव हि क्रिया तात्त्विकी या स्वकीयकार्याऽव्यभिचारिणी; हन्त ! तर्हि तदेव तात्त्विकं ज्ञानं यत् स्वकीयकार्याव्यभिचारीति कथं स्त्रीभक्ष्यभोगज्ञ इत्युपालम्भः शोभेत? । ततः कार्यमर्जयन्ती यथा निश्चयनयेन क्रिया क्रियोच्यते, तथा ज्ञानमपि, इति क्वचिद् व्यभिचाराभावाद् द्वयमेवैतत् फलोत्पत्तिकारणमनुगुणमिति ।

આ વિષયમાં અમારું કથન નીચે પ્રમાણે છે—'સમ્યગ્જ્ઞાન જ ફલ પ્રાપ્ત કરવાને સમર્થ છે'. ઇત્યાદિ એકાન્ત જ્ઞાનવાદીનું કથન 'સ્ત્રી અને ભક્ષ્યના ભોગને જાણનાર માત્ર તેના જ્ઞાનથી સુખી થતો નથી' ઇત્યાદિ કથન દ્વારા ક્રિયાવાદીએ ખંડન કરેલ છે, માટે તે જ્ઞાનવાદીનું કથન ઉપેક્ષા કરવાલાયક જ છે; એટલે સમ્યક્ ક્રિયાથી યુક્ત હોય એવું જ સમ્યગ્જ્ઞાન ફલસિદ્ધિનું કારણ છે, એમ માનવું જોઈએ. આમ એકાન્ત જ્ઞાનપક્ષ હિતકારી નથી.

તેવી જ રીતે એકાન્ત ક્રિયાપક્ષ પણ ભ્રાન્ત જ છે. "સ્ત્રી અને ભક્ષ્યના ભોગને જાણનાર માત્ર તેના જ્ઞાનથી સુખી થતો નથી" ઇત્યાદિ કથન તો યુક્તિયુક્ત નથી, કારણ કે તમોએ આપેલ એ ઉપાલંભ સમ્યગ્જ્ઞાનને જ એકાન્ત કારણ માનનારને ઘટે છે, પરંતુ અમોને ઘટતો નથી. અમે જૈનો તો પરસ્પર સાપેક્ષ સમ્યગ્-જ્ઞાન અને સમ્યક્ક્રિયા ઉભયને કારણ તરીકે માનીએ છીએ (પરંતુ સ્વતંત્ર કોઈ એકને ફલપ્રાપ્તિમાં કારણ માનતા નથી) અને સ્ત્રી તથા લાડુ વગેરે વિષયક પ્રવૃત્તિ-(ક્રિયા)માં તેનું જ્ઞાન સર્વથા નથી જ એવું નથી કે જેથી ક્રિયા જ ફલના કારણરૂપે કલ્પાય.

સ્ત્રી અને લાડુ વિષયક જ્ઞાનયુક્ત પ્રવૃત્તિ જ તે વિષે પ્રીતિપરંપરાને ઉત્પન્ન કરવામાં સમર્થ છે જ્ઞાન વિનાની પણ પ્રવૃત્તિ પ્રીતિ ઉત્પન્ન કરવા સમર્થ હોય તો ઉન્મત્ત કે મૂર્છિત પુરુષને અતિશય પ્રેમવાળી સ્ત્રી જ્યારે ગાઢ આલિંગન ક્રિયા કરે છે ત્યારે પ્રીતિપરંપરા કેમ ઉત્પન્ન થતી નથી ? (અર્થાત્ તમારા મતે પ્રીતિ ઉત્પન્ન થવી જોઈએ, પરંતુ ઉત્પન્ન થતી નથી.)

ક્રિયાવાદી-ઉપર્યુક્ત આલિંગનરૂપ ક્રિયા જ નથી, કારણ કે તાત્ત્વિક ક્રિયા તો તે જ છે કે જે પોતાના કાર્ય (ફલ) સાથે અવ્યભિચારી હોય. એટલે કે જે અવશ્ય ફલજનક હોય

જૈન—અરે ! તો પછી તે જ તાત્ત્વિક જ્ઞાન છે કે જે પોતાના કાર્ય સાથે અવ્યભિચારી હોય, એમ કેમ ન માનવું ? એટલે 'સ્ત્રી અને ભક્ષ્યના ભોગને

જાણનાર' ઈત્યાદિ કથનથી તમે જે ઉપાલંભ આપો છો તે કઈ રીતે શોભશે ? એટલે નિશ્ચય નયથી જેમ કાર્યને ઉત્પન્ન કરનારી ક્રિયા જ ક્રિયા છે તેમ નિશ્ચય નયથી જ્ઞાન વિષે પણ છે. માટે કોઈ ઠેકાણે વ્યભિચાર ન હોવાથી સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ક્રિયા ઉભય ફલોત્પત્તિમાં અનુકૂલ કારણ છે એમ સમજવું.

§७ अथ भवत्वेतत्कारणिका मुक्तिः, तथापि बुद्ध्यादीनां नवानामात्मविशेषगुणानां योऽत्यन्तमुच्छेदः, तद्रूपैव स्वीकर्तव्या; न पुनर्निःशेषकर्मक्षयलक्षणा। तथा चानुमानम्—नवानामात्मविशेषगुणानां सन्तानोऽत्यन्तमुच्छिद्यते, सन्तानत्वात्, यो यः सन्तानः स सोऽत्यन्तमुच्छिद्यते यथा प्रदीपसन्तानः, तथा चायम्, तस्मादत्यन्तमुच्छिद्यत इति।

"न ह वै सशरीरस्य सतः प्रियाप्रिययोरपहतिरस्ति", "अशरीरं वाव सन्तं प्रियाप्रिये न स्पृशतः" इत्यादयो वेदान्ता अपि तादृशीमेव मुक्तिमादिशन्ति। अपि च—

"यावदात्मगुणाः सर्वे नोच्छिन्ना वासनादयः।
तावदात्यन्तिकी दुःखव्यावृत्तिर्न विकल्प्यते ॥१॥
धर्माधर्मनिमित्तो हि संभवः सुखदुःखयोः।
मूलभूतौ च तावेव स्तम्भौ संसारसद्मनः ॥२॥
तदुच्छेदे च तत्कार्यशरीराद्यनुपप्लवात्।
नात्मनः सुखदुःखे स्त इत्यसौ मुक्त उच्यते ॥३॥
इच्छाद्वेषप्रयत्नादि भोगायतनबन्धनम्।
उच्छिन्नभोगायतनो नात्मा तैरपि युज्यते ॥४॥
तदेवं धिषणादीनां नवानामपि मूलतः।
गुणानामात्मनो ध्वंसः सोऽपवर्गः प्रतिष्ठितः ॥५॥
ननु तस्यामवस्थायां कीदृगात्माऽवशिष्यते ?।
स्वरूपैकप्रतिष्ठानः परित्यक्तोऽखिलैर्गुणैः ॥६॥
ऊर्मिषट्कातिगं रूपं तदस्याहुर्मनीषिणः।
संसारबन्धनाधीनदुःखक्लेशाद्यदूषितम्।"

ऊर्मयः कामक्रोधमदगर्वलोभदम्भाः।

"प्राणस्य क्षुत्पिपासे द्वे मनसः शोकमूढते।
जरामृत्यू शरीरस्य षडूर्मिरहितः शिवः" ॥१॥

इति तु पुराणे ॥

[ બુદ્ધયાદિ નવ ગુણોના ઉચ્છેદરૂપ મોક્ષને માનનાર નૈયાયિક સ્વપક્ષને સ્થાપન કરવાપૂર્વક જૈનોને માન્ય મોક્ષ સ્વરૂપનુ ખંડન નીચે પ્રમાણે કરે છે.] ભલે, મુક્તિ જ્ઞાન અને ક્રિયાથી થાય પણ તે 'આત્માના બુદ્ધયાદિ નવ વિશેષ ગુણોના અત્યંત ઉચ્છેદરૂપ જ' મુક્તિ થાય છે, એમ સ્વીકારવું જોઈએ, પરંતુ સમસ્ત કર્મના ક્ષયરૂપ નહિ અને તે માટે અનુમાન પ્રયોગ આ પ્રમાણે—આત્માના નવે વિશેષ ગુણોના સંતાનનો અત્યંત ઉચ્છેદ થાય છે, સંતાન હોવાથી, જે જે સંતાન હોય તે તે અત્યંત ઉચ્છેદને પામે છે. જેમકે પ્રદીપ સંતાન. આત્માના નવ વિશેષ ગુણોનો સંતાન પણ સંતાનરૂપ છે, માટે અત્યંત ઉચ્છેદને પામે છે.

વેદાન્ત વાક્યો પણ આવી જ મુક્તિનું સમર્થન કરે છે તે આ પ્રમાણે—"શરીર ધારી આત્માના સુખ–દુઃખનો નાશ થતો નથી, શરીર રહિત આત્માને સુખ દુઃખ સ્પર્શ કરતા નથી." વળી, કહ્યું પણ છે કે, (૧) 'જ્યાં સુધી વાસનાદિ સમસ્ત આત્મગુણોનો ઉચ્છેદ–મૂળમાંથી નાશ ન થાય ત્યાં સુધી દુ ખનો અત્યંત નાશ પણ થતો નથી. (૨) દુઃખની ઉત્પત્તિ ધર્મ અને અધર્મના કારણે છે. (અર્થાત્ સુખની ઉત્પત્તિ ધર્મથી અને દુઃખની ઉત્પત્તિ અધર્મથી થાય છે) એટલે ધર્મ તથા અધર્મ એ બન્ને સંસાર પ્રાસાદના મૂળભૂત થાંભલા છે. (૩) 'ધર્મ અને અધર્મ' એ ઉભયનો અત્યંત નાશ થવાથી તેના કાર્યરૂપ શરીરાદિનો પણ ઉપદ્રવ થતો નથી, અને તેથી આત્માને સુખ–દુ ખ પણ થતાં નથી, એટલે આત્મા મુક્ત કહેવાય છે. (૪) ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન અને આદિ પદથી ભાવનાદિ ગુણો સ્થૂલ શરીરમાં બંધન (ફાંસલા) રૂપ છે, અને જે આત્માનું સ્થૂલ શરીર જ નષ્ટ થઈ ગયું છે, તે તો પછી તે ગુણોથી પણ જોડાતો નથી. (૫) તેથી એ પ્રકારે આત્માના બુદ્ધયાદિ નવ ગુણોનો મૂળમાંથી જે ધ્વંસ–નાશ થવો તે મોક્ષ છે, એ સિદ્ધ થયું (૬) શંકા–તે મુક્તાવસ્થામાં આત્મા કેવો શેષ રહે છે? સમાધાન—સમસ્ત ગુણોથી રહિત એવો એ આત્મા પોતાના સ્વરૂપમાં જ પ્રતિષ્ઠિત બને છે. (૭) તેથી કામ ક્રોધ, મદ, ગર્વ, લોભ અને દંભરૂપ છ ઊર્મિઓથી રહિત, અને સંસારના બન્ધનને કારણે આવી પડતા દુઃખ અને ક્લેશાદિથી અદૂષિત એ આત્માનું સ્વરૂપ છે, એમ બુદ્ધિશાળી પુરુષો કહે છે

મતાંતરથી છ ઊર્મિઓ—ક્ષુધા અને પિપાસા (ભૂખ અને તરસ)બે પ્રાણની, શોક અને મૂઢતા બે મનની તથા જરા અને મૃત્યુ બે શરીરની આ છ ઊર્મિઓ (પીડા)થી રહિત આત્મા શિવ મુક્તાત્મા કે મહાદેવ કહેવાય છે. એ પ્રમાણે પુરાણમાં કહેલ છે.

(प०) "अशरीर" इत्यादि गद्ये। वाशब्दः एवार्थे। भोगायतनबन्धनमिति भोगायतनं बन्धनं कारणं यस्येति विग्रह । ध्वंसस्य इति गुणानाम्। अपवर्ग इति आत्मन । नन्वित्यादि पर । स्वरूपैकप्रतिष्ठान इत्यादि वैशेषिक ।

(टि०) अथ भवत्वेतदित्यादि। एतत्कारणिकेति ज्ञानक्रियाकारणिका । न ह वै इति एवार्थे । वा इति एवार्थे । धर्माधर्मेति । ताविति धर्माधर्मौ । तदुच्छेदे इति धर्माधर्मयोरुन्मूलने । तत्कार्यैति धर्माधर्मकार्यशरीरेन्द्रियैरनुपद्रवात्। इच्छाद्वेषेति तैर्वासनादिभिरात्म-

गुणे• । तदेवमिति धिषणाप्रज्ञाबुद्धि । ननु तस्यामिति मुक्तदशायाम् । स्वरूपेत्यादि । अस्येति आत्मनः । दुःखक्लेशेति अविद्याऽस्मितारागद्वेषाभिनिवेशाः क्लेशाः ।

§ ८ अत्र ब्रूमः – यदवादि–सन्तानत्वादिति, तत्र किमिदं सन्तानत्वं नाम? किमुपादानोपादेयभावप्रबन्धेन प्रवर्तमानत्वम्, कार्यकारणभावप्रबन्धेन प्रवृत्तिः, अपरापरपदार्थोत्पत्तिमात्रता वा । आद्यः पक्षः सावद्यः, आश्रयासिद्धस्वरूपासिद्धतयोरापत्तेः, बुद्ध्यादिनवक्षणानामुपादानोपादेयभावरूपतया सन्तानस्य सौगतानामेव संमतत्वात्, आत्मनः समवायिनः, आत्ममनःसंयोगादसमवायिनः, अदृष्टादेर्निमित्ताच्च तैरात्मगुणोत्पादप्रतिपादनात् । एतेन द्वितीयपक्षोऽपि व्यपास्तः, बुद्ध्यादिक्षणानां कार्यकारणभावमात्रस्याऽपि तैरस्वीकारात्; प्रलयप्रलीनबुद्ध्यादेरप्यात्मनः पुनर्बुद्ध्याद्युत्पादाङ्गीकारात् । तृतीयपक्षेऽपि व्यभिचारः, अपरापरेषामुत्पादुकानां पटकटकपाटादीनां सन्तानत्वेऽप्यत्यन्तमनुच्छिद्यमानत्वात् । अथैकाश्रयाऽपरापरोत्पत्तिः सन्तानः, ततो नैष दोषः; तर्हि तादृशं सन्तानत्वं प्रदीपे नास्तीति साधनवैकल्यं दृष्टान्तस्य; परमाणुपाकजरूपादिभिश्च व्यभिचारी हेतुः, तथाविधसन्तानत्वस्य तत्र सद्भावेऽप्यत्यन्तोच्छेदाभावात् । अपि च, संतानत्वमपि भविष्यत्यत्यन्तानुच्छेदश्च, विपर्यये बाधकप्रमाणाभावात्, इति सन्दिग्धविपक्षव्यावृत्तिकत्वादप्यनैकान्तिकोऽयम् । विरुद्धश्च, शब्दबुद्धिविद्युत्प्रदीपादिष्वत्यन्तानुच्छेदवत्स्वेव सन्तानत्वस्य व्यवस्थानात्, शब्दबुद्धिविद्युत्प्रदीपादयो हि पर्याया द्रव्यरूपतया स्थास्नव एव, तद्द्रव्याविष्वग्भूतं पर्यायान्तरमुत्पादयन्त एव प्रध्वंसन्ते । न पुनरमीषामत्यन्तमुच्छेदः सूपपादः, उत्पादव्ययध्रौव्याणां परस्परनिरपेक्षाणां खरविषाणप्रख्यत्वात् । तथाहि– नास्ति कचिदत्यन्तमुच्छेदः, स्थित्युत्पादरहितत्वात्, खरविषाणवत्, इति न प्रस्तुतानुमानाद् बुद्ध्यादिगुणोच्छेदरूपा सिद्धिः[1] सिध्यति ।

જૈન—આનો ઉત્તર હવે અમે આપીએ છીએ કે તમોએ 'સંતાનત્વ' હેતુ કહ્યો છે પણ પ્રશ્ન એ છે કે સંતાન છે શું ? શું તે ઉપાદાન–ઉપાદેય ભાવની પરંપરા ચાલવી તે છે ? કાર્ય–કારણ ભાવની પરંપરા ચાલવી તે છે કે અપર અપર (નવનવા) પદાર્થની ઉત્પત્તિ માત્ર છે ?

પહેલો પક્ષ સદોષ છે, કારણ કે બુદ્ધયાદિ નવ ક્ષણોમાં ઉપાદાન-ઉપાદેય ભાવરૂપે સંતાન તો બૌદ્ધો જ માને છે એટલે તદ્રૂપ સંતાન હેતુમાં આશ્રયાસિદ્ધિ અને સ્વરૂપાસિદ્ધિની આપત્તિ આવશે. કારણ કે નૈયાયિકો તો સમવાયિકારણ આત્મા, અસમવાયિકારણ આત્મમન સંયોગ અને નિમિત્ત કારણ અદૃષ્ટાદિથી (એમ કારણત્રિતયથી) આત્મગુણોની ઉત્પત્તિનુ પ્રતિપાદન કરેલ છે. એટલે ઉપાદાન-ઉપાદેય ભાવ ઘટી શકશે નહિ ઉપરોક્ત પહેલા પક્ષના ખંડનથી બીજો

---

१ °सिद्धि मु° ।

પક્ષ પણ ખંડિત થયો એમ જાણવું, કારણ કે બુદ્ધયાદિ ક્ષણોમાં કાર્યકારણભાવ માત્ર પણ નૈયાયિકો સ્વીકારતા નથી, કારણ કે તેમણે માન્યું છે કે, પ્રલયકાળમાં આત્મામાંથી બુદ્ધયાદિ નષ્ટ થઈ જાય છે, છતાં પુનઃ બુદ્ધયાદિ ઉત્પન્ન થાય છે. ત્રીજા પક્ષમાં પણ વ્યભિચાર છે. કારણ કે અપરાપર (એક પછી બીજું એ પ્રમાણે ક્રમસર નવનવા) ઉત્પન્ન થનારાં વસ્ત્ર સાડ્ડી, કપાટ વિગેરે સંતાનરૂપ હોવા છતાં તેઓનો અત્યંત ઉચ્છેદ થતો નથી.

નૈયાયિકાદિ--એક જ આશ્રયમાં અપરાપર પદાર્થની ઉત્પત્તિ સંતાન કહેવાય છે. એટલે વ્યાભિચાર નહિ આવે.

જૈન--એમ માનો તો એ પ્રકારનો સંતાન તો દૃષ્ટાંત તરીકે કહેલ પ્રદીપમાં પણ નથી, માટે દૃષ્ટાંત સાધન (હેતુ) રહિત થશે, અને હેતુ પરમાણુના પાક જ રૂપાદિથી વ્યભિચારી થશે, કારણ કે એકાશ્રય પરમાણુમાં રૂપ, રસ, ગંધ વિગેરે ક્રમસર થતા હોવાથી તેમાં અપરાપર પદાર્થોત્પત્તિરૂપ સંતાનત્વ તો છે પણ તે અત્યંત ઉચ્છેદ નથી. વળી, સંતાનત્વ હોય અને અત્યંત ઉચ્છેદાભાવ પણ હોય, એવા વિપરીત બોધમાં કોઈ બાધક પ્રમાણ નથી એટલે વિપક્ષમાંથી વ્યાવૃત્તિ સંદિગ્ધ હોવાથી આ હેતુ અનૈકાન્તિક છે. અને અત્યંત ઉચ્છેદ નહિ પામનાર (સાધ્યાભાવવાળા) શબ્દ, બુદ્ધિ, વિદ્યુત્, પ્રદીપ વિગેરેમાં સંતાનત્વ હેતુ રહેતો હોવાથી વિરુદ્ધ પણ છે. શબ્દ, બુદ્ધિ, વિદ્યુત, પ્રદીપ વગેરે પર્યાયો દ્રવ્યો રૂપે સ્થિર રહેવાના સ્વભાવવાળા છે, અને તે દ્રવ્યથી અવિષ્વગ્ભૂત-કથંચિત્ અભિન્ન પર્યાયોને ઉત્પન્ન કરીને નાશ પામે છે. વળી, આ શબ્દાદિનો અત્યંત ઉચ્છેદ યુક્તિસંગત નથી, કારણ કે પરસ્પર અપેક્ષા રહિત ઉત્પાદ, વ્યય અને ધ્રૌવ્ય-(ઉત્પત્તિ, નાશ અને સ્થિતિ) ખરશિંગનાં જેવાં (અસત્) છે તે આ પ્રમાણે-અત્યંત ઉચ્છેદ ક્યાંય નથી, સ્થિતિ અને ઉત્પત્તિ રહિત હોવાથી, ખરશિંગની જેમ માટે પ્રસ્તુત (તમોએ કહેલ) અનુમાનથી બુદ્ધયાદિ ગુણના ઉચ્છેદ રૂપ સિદ્ધિ સિદ્ધ થતી નથી

(प०) आश्रया[1]सिद्धस्वरूपासिद्धतयोरापत्तेरित्यतोऽग्रे यत इति गम्यम् । सौगतानामेव सम्मतत्वादिति न पुनर्भवताम् । तैरिति वैशेषिकैः । प्रलयप्रलीनबुद्ध्यादेरित्यत्र प्रलयेति प्रलयकाले । बुद्धयाद्युत्पादाङ्गीकारादिति सृष्टिप्रस्तावे । विपर्यये बाधकप्रमाणाभावादित्यत्र विपर्यये इति व्यतिरेके ।

(टि०) यद्वादीत्यादि । आश्रयेति धर्मसिद्धिः । स्वरूपेति हेतोः । स्वकीयं रूपमसिद्धम् । तैरिति योगैः । द्वितीयपक्ष इति कार्यकारणभावप्रबन्धेन प्रवृत्तिरित्येवरूपः । तैरिति नैयायिकैः । अपरेत्यादि । परमाण्विवति परमाणूनां पाकोद्भवा ये रूपादय तैः । तत्रेति परमाणुपावकजरूपादिषु ।

नापि न ह वै सशरीरस्येत्यादिगदितागमात्, शुभाशुभादृष्टपरिपाकप्रभवेन भवसम्भविनी हि प्रियाप्रिये परस्परानुषक्ते अपेक्ष्याऽयं व्यवस्थित; सकलादृष्टक्षयकारणकं पुनरैकान्तिकात्यन्तिकरूप केवलमेव प्रियं निःश्रेयसदशायामि-

1 °सिद्धि° ल, डे १, डे २।

ष्यते, तत् कुतः प्रतिषिध्यते ? । आगमार्थश्चायमित्थमेव समर्थनीयः, यत एतदर्थानुपातिन्येव स्मृतिरपि विलोक्यते—

"सुखमात्यन्तिकं यत्र बुद्धिग्राह्यमतीन्द्रियम् ।
तं वै मोक्षं विजानीयाद् दुष्प्रापमकृतात्मभिः" ॥१॥

न चायं सुखशब्दो दुःखाभावमात्रे वर्तनीयः, मुख्यसुखवाच्यतायां बाधकाभावात् । न च भवदुदीरितो मोक्षः पुंसामुपादेयतया संमतः, को हि नाम शिलाशकलकल्पमपगतसकलसुखसंवेदनस्पर्शमात्मानमुपपादयितुं यतेत ? । सोपाधिकसावधिकपरिमितानन्दनिष्यन्दात् स्वर्गादप्यतिक्रमनवधिकनिरतिशयनैसर्गिकाऽऽनन्दसुन्दरमपरिम्लानतत्संवेदनसामर्थ्यं चतुर्थं पुरुषार्थमाचक्षते विचक्षणाः । यदि तु जड· पाषाणनिर्विशेष एव तस्यामवस्थायामात्मा भवेत्, तत् कृतमपवर्गेण, संसार एव वरमस्तु; यत्र तावदन्तरान्तराऽपि दुःखकलुषितमपि सुखमुपभुज्यते । चिन्त्यतां तावदिदम्—किमल्पसुखानुभवो भव्यः, उत सर्वसुखोच्छेद एव ? ।

વળી 'શરીરધારી આત્માના સુખ-દુઃખનો નાશ થતો નથી' (પૃ. ૮૫) ઈત્યાદિ કહેલ આગમ પ્રમાણથી પણ બુદ્ધયાદિ ગુણોના ઉચ્છેદરૂપ સિદ્ધિ સિદ્ધ થતી નથી, કારણ કે એ આગમમાં શુભાશુભ અદૃષ્ટ (કર્મ)ના પરિપાકને કારણે સંસારમાં સંભવતા પરસ્પર સાપેક્ષ એવા પ્રિય–અપ્રિય, સુખ-દુઃખની અપેક્ષાએ નાશની અપેક્ષાએ નાશની વાત કહેવામાં આવી છે પરંતુ મોક્ષાવસ્થામાં તો સમસ્ત (આઠે) કર્મના નાશને કારણે નિષ્પન્ન ઐકાન્તિક અને આત્યન્તિકરૂપ કેવળ (નિરપેક્ષ) પ્રિય જ માનવામાં આવ્યું છે તો તેનો નિષેધ કઈ રીતે કરી શકાય ? અર્થાત્ આગમમાં સાપેક્ષ સુખનો નિષેધ અભિપ્રેત છે, નિરપેક્ષ સુખનો નહિ. આગમના અર્થનું આ રીતે જ સમર્થન કરવું જોઈએ, કારણ કે એ અર્થને અનુસરનારી સ્મૃતિ પણ જોવાય છે "જ્યાં ઈન્દ્રિયથી પર બુદ્ધિગ્રાહ્ય અત્યંત સુખ છે, તે જ મોક્ષ છે એમ જાણો, એ મોક્ષ પાપી આત્માઓથી પ્રાપ્ય નથી."

ઉપર ટાંકેલા સ્મૃતિ વચનગત સુખ શબ્દનો અર્થ દુઃખાભાવ નથી, કારણ કે તેનો વાચ્યાર્થ મુખ્ય સુખ માનવામાં કોઈ બાધક પ્રમાણ નથી. વળી, તમોએ કહેલ મોક્ષ પુરુષોને ઉપાદેયરૂપે સંમત પણ નથી, કારણ કે સકલ સુખ સંવેદન (સુખાનુભવ)નો જેમાં સ્પર્શ પણ નથી એવા પથ્થરના ટુકડા સમાન પોતાના આત્માને ઘડવા કોણ પ્રયત્ન કરે ? ઉપાધિથી યુક્ત, કાળની અવધિ(મર્યાદા) વાળા, અને પરિમિત આનંદના ઝરણાવાળા સ્વર્ગથી પણ અધિક—અમર્યાદિત–નિરતિશય અને નૈસર્ગિક આનંદથી સુંદર તથા કદી પણ મ્લાન ન થાય તેવું સુખ-સંવેદનનું સામર્થ્ય જેમાં છે, એને વિચક્ષણ પુરુષો ચતુર્થ પુરુષાર્થ-મોક્ષ કહે છે પરંતુ જો મોક્ષાવસ્થામાં આત્મા પાષાણની જેવો જડરૂપ જ થઈ જતો હોય તો એવા મોક્ષથી સર્યું. તેનાથી તો સંસાર સારો, કે જ્યાં વચ્ચે વચ્ચે ભલેને

દુઃખથી મિશ્રિત હોય પણ સુખનો ઉપભોગ તો થાય છે. અરે ભાઈ ! એટલુ તો વિચારો કે અલ્પ સુખનો અનુભવ સારો કે સુખનો સર્વથા ઉચ્છેદ સારો ?

(पं०) निःश्रेयसदशायामिष्यते इत्यत्र इष्यते इति मया । तत् कुतः प्रतिषिध्यते इति भवता ।

(टि०) शुभाशुभेत्यादि । अयमिति आगम. । तदिति प्रियम् । सुखमात्यन्तिकमित्यादि । अकृतेति अकृतपुण्यै पुण्यैरपण्यै· कर्ममलापनयनादशुद्धात्मभिरिति भाव. ।

न च भवदिति भवन्मतप्रवर्तयिता पूर्वमुनिर्गौतम. शिलारूपाम् आत्मशिलारूप तत्र परिणमते इत्येवंरूपामाह । यदाह श्रीहर्ष —

मुक्तये यः शिलात्वाय शास्त्रमूचे सचेतसाम् ।
गौतमं तमवेक्ष्यैव यथा वेत्थ तथैव स· ॥१॥

सोपाधीति सकारणम् । चतुर्थमिति मोक्षमपवर्गम् । तस्यामिति अपवर्गदशायाम् । कृतमिति पर्याप्तमलम् । यत्रेति संसारे ।

अथास्ति तथाभूते मोक्षे लाभातिरेकः प्रेक्षाणाम् । ते ह्येवं विवेचयन्ति—दुःखसंस्पर्शशून्यशाश्वतिकसुखसंभोगासंभवाद् दुःखस्य चाऽवश्यहातव्यत्वाद् विवेकहानस्य चाशक्यत्वाद् विषमधुनी इवैकत्राऽमत्रे पतिते उभे अपि सुखदुःखे त्यज्येयातामिति; अतश्च संसाराद् मोक्षः श्रेयान्, यत्राऽयमियानतिदुःसहो दुःखप्रबन्धोऽवलुप्यते; वरमियती कादाचित्कसुखकणिका त्यक्ता, न तु तस्याः कृते दुःखभार इयान् व्यूढ इति ।

तत्र दुःखसंस्पर्शशून्यशाश्वतिकसुखसम्भोगासम्भवादित्यत्र शाश्वतिकमनादिनिधनम्, यद्वाऽऽदिमदपि प्रध्वसवदपर्यवसान सुखं विवक्षितम् । तत्रादिपर्यवसानशून्यं सुखं तावत् प्रेक्षाणामुपादित्सागोचर एव न भवति सदैव प्राप्तत्वात्, इति कुतस्तदभावः तत्राऽप्रवृत्तौ प्रेक्षाकारिणा कारणमभिधीयते ? द्वितीयं तु सुखं भवत्येव तत्प्रवृत्तिनिमित्तम् । न च तस्याऽसंभव·, बाधकप्रमाणाभावात् । अनन्तं च तत्, तदानीं विनाशकारणाभावात् । तद्विनाशकारणं हि कर्म, न च तदानीं तदस्ति, तस्य समूलमुन्मूलितत्वात्; मिथ्यात्वाविरतिकषाययोगलक्षणस्य तत्कारणस्याभावाच्च न पुनरपि कर्मनिर्माणम् । कारणाभावात् तादृशसुखोत्पाद एव नास्तीति चेत् । न, सकलकर्मोपरमस्यैव तत्कारणस्य सद्भावात् ।

નૈયાયિકાદિ—બુદ્ધિશાળી પુરુષોને તો સમસ્ત સુખના ઉચ્છેદરૂપ મોક્ષમાં જ વિશેષ લાભ જણાય છે, કારણ કે તેઓ તે વિષયમાં નીચે પ્રમાણે વિવેચન કરે છે.—સર્વથા દુઃખથી રહિત એવા શાશ્વત (અખંડ) સુખના ઉપભોગનો તો સંભવ નથી, અને દુ ખ તો અવશ્ય ત્યાજ્ય છે. પણ દુઃખને સુખથી જુદું પાડીને તેનો ત્યાગ અશક્ય છે કારણ કે સુખ અને દુઃખ બન્ને એક જ પાત્રમાં રહેલ મધ અને ઝેર જેમ પરસ્પર મિશ્રિત થઈ ગયેલાં છે, તેથી તેમની જેમ સુખ-દુઃખ ઉભયનો ત્યાગ કરવો જોઈએ. અને આથી જ સંસાર કરતાં મોક્ષ સારો છે,

કારણ કે તેમાં અતિદુ:સહ આટલો મોટો દુઃખનો પ્રબંધ નાશ પામે છે, તેથી સારી વાત તો એ છે કે એક સુખનો કણ જે ક્યારેક થાય છે તે છોડવો, પણ તેને અર્થે આવડો મોટો દુઃખનો ભાર વેંઢારવો એ તો કંઈ સારું નથી.

જૈન—તમારા આ કથનમાં તમને શાશ્વત સુખ એટલે અનાદિનિધન સુખ (અર્થાત્ આદિ અને નિધન–અંત, નાશ વિનાનું સુખ) વિવક્ષિત છે કે પ્રધ્વંસની જેમ આદિવાળું હોવા છતાં અંત રહિત સુખ વિવક્ષિત છે ? (૧) આદિ અને અંત રહિત સુખ તો બુદ્ધિશાળી પુરુષોના ઉપાદાનનો વિષય બનતું જ નથી (અર્થાત્ તેવું સુખ પ્રાપ્ત કરવા તેઓ પ્રવૃત્તિ કરતા નથી) કારણ કે તે સુખ તો (વિના પ્રવૃત્તિએ) સર્વદા પ્રાપ્ત જ છે, માટે બુદ્ધિમાન પુરુષોની તેવા સુખ વિષે અપ્રવૃત્તિમાં તેવા સુખના અભાવને કેવી રીતે કારણ કહેવાય ? (૨) બીજા પ્રકારનું એટલે આદિવાળું અને અંત વિનાનું સુખ તો બુદ્ધિશાળી પુરુષોની પ્રવૃત્તિનું નિમિત્ત બને જ છે, વળી કોઈ બાધક પ્રમાણ ન હોવાથી આવા સુખનો અસંભવ પણ નથી. આ સુખ અનંત (અંત રહિત) પણ છે, કારણ કે મોક્ષાવસ્થામાં તેના વિનાશનાં કારણોનો અભાવ છે, કારણ કે સુખના વિનાશનું કારણ કર્મ છે અને તે કર્મ મોક્ષાવસ્થામાં વિદ્યમાન નથી, કારણ કે કર્મનો મૂળમાંથી જ નાશ કરેલ છે. વળી, મોક્ષદશામાં કર્મબંધનના કારણભૂત મિથ્યાત્વ (અજ્ઞાન), અવિરતિ (અસંયમ), કષાય (ક્રોધાદિ), અને યોગ (મન, વચન અને કાયાના વ્યાપાર) નો અભાવ હોવાથી પુનઃ પણ કર્મનો બંધ નથી.

નૈયાયિકાદિ—કારણનો અભાવ હોવાથી મોક્ષમાં તેવા (સાદ્યનંત) સુખની ઉત્પત્તિ જ નથી.

જૈન—એમ નથી, કારણ કે મોક્ષમાં સમસ્ત કર્મોના ઉપરમ–નાશરૂપ સુખના કારણનો સદ્ભાવ છે જ.

(प०) **प्रध्वंसवदिति** प्रध्वंसाभाववत् । **तदभाव** इति अनादिनिधनसुखाभाव. । **तत्राप्रवृत्ताविति** प्रवृत्तौ सत्याम् ।

(टि०) **तथाभूते** इति शिलाप्रायेऽप्यपवर्गे विदुषा किमपि लाभाधिक्यं विद्यते । **त** इति प्रेक्षावन्त. । **तस्या** इति सुखकणिकायाः कारणेन । **तत्रेति** अत्रोत्तरयति श्रीमद्रत्नप्रभाचार्य पूर्वोक्ते भवद्वाक्यजाते ।

**दुःखसंस्पर्शेत्यादि** । **प्रध्वंसवदिति** यथा प्रध्वंसो घटस्य सादि- परमपर्यवसानः । **तदभाव** इति दु खस्पर्शशून्यसुखाभाव । **तत्रेति** शाश्वति[क]सुखे । **तत्प्रवृत्तीति** शाश्वतिकसुखप्रवृत्तिकारणम् । **तस्येति** दु.खसंस्पर्शशून्यसुखस्य । **तदिति** सुखम् । **तद्विनाशेति** सुखविपत्तिहेतु· । **तदानीमिति** मोक्षदशायाम् । **तदिति** कर्म । **तस्येति** कर्मण· । **तत्कारणस्येति** कर्मनिमित्तभूतस्य । **तत्कारणस्येति** अनन्तसुखनिमित्तस्य ।

§९ यच्चोक्तम्–विवेकहानस्य चाशक्यत्वादिति, तदेवमेव, सांसारिकसुखस्यैतादृशत्वात्; तद्धि मधुदिग्धधाराकरालमण्डलाग्रग्रासवद् दुःखाकरोतीति युक्ता मुमुक्षूणां तज्जिहासा, किन्त्वात्यन्तिकसुखविशेषलिप्सूनामेव । ये अपि विषमधुनी एकत्राऽमत्रे संपृक्ते परित्यज्येते, ते अपि सुखविशेषलिप्सयैव । किञ्च, यथा प्राणिनां

संसारावस्थायां सुखमिष्टम्, दुःखं चानिष्टम्; तथा मोक्षावस्थायां दुःखनिवृत्तिरिष्टा सुखनिवृत्तिस्त्वनिष्टैव । ततो यदि त्वदभिमतो मोक्षः स्यात्, न तदा प्रेक्षावतामत्र प्रवृत्तिः स्यात्, भवति चेयम् ततः सिद्ध मोक्षः सुखसंवेदनस्वभावः, प्रेक्षावत्प्रवृत्ति-विषयत्वाऽन्यथानुपपत्तेरिति ।

§૯ અને સુખથી જુદું પાડીને દુઃખનો ત્યાગ શક્ય નથી (પૃ. ૮૯) એમ જે કહ્યું તે બરાબર છે, કારણ કે સાંસારિક સુખ એવું જ છે અર્થાત્ એક પાત્રમાં રહેલ મધ અને ઝેરની જેમ દુઃખ મિશ્રિત જ છે. કારણ કે સાંસારિક સુખ મધ ચોપડેલ ધારવાળા ભયંકર તલવારના અગ્રભાગને ચાટવાની જેમ દુઃખ કરનારું છે, (અર્થાત્ મધ ચોપડેલ તલવારની ધાર ચાટવાથી મધના આસ્વાદરૂપ સુખ પ્રાપ્ત થાય છે, પરંતુ સાથે સાથે ધારથી જીહ્વા છેદનું દુઃખ પણ પ્રાપ્ત થાય છે તેવી જ રીતે સંસારમા શબ્દાદિ વિષયોથી ઇન્દ્રિયજન્ય સુખ-પ્રાપ્તિ થાય છે, પરંતુ તે સુખ આધિ, વ્યાધિ અને ઉપાધિરૂપ ત્રિવિધ તાપથી યુક્ત હોવાથી માનસિક, કાયિક વિગેરે દુઃખોને ઉત્પન્ન કરે છે) માટે મુક્તિના ઇચ્છુક પુરુષોને તેવા (દુઃખ મિશ્રિત) સુખના ત્યાગની ઇચ્છા થાય તે યોગ્ય છે, પરંતુ આત્યંતિક અપરિમિત સુખવિશેષની ઇચ્છાવાળાઓને જ તેવી ઇચ્છા થાય છે પરંતુ અન્યને થતી નથી, કારણ કે એક પાત્રમાં મળેલાં મધ અને ઝેર એ બન્નેનો જે ત્યાગ કરાય છે, તે સુખ વિશેષ મેળવવાની ઇચ્છાથી જ કરાય છે. વળી, સંસારમાં રહેલ જીવોને જેમ સુખ ઇષ્ટ છે, અને દુઃખ અનિષ્ટ છે, તેમ મોક્ષાવસ્થામાં પણ દુઃખનો અભાવ ઇષ્ટ છે, પણ સુખનો અભાવ તો અનિષ્ટ જ છે તેથી તમોએ માનેલ સ્વરૂપવાળો મોક્ષ હોય તો તેમાં બુદ્ધિમાન્ પુરુષોની પ્રવૃત્તિ થશે નહિ, પણ મોક્ષ મેળવવા માટે બુદ્ધિમાન્ પુરુષો પ્રવૃત્તિ તો કરે છે. માટે મોક્ષ સુખ સંવેદન સ્વરૂપ છે એ સિદ્ધ થયું કારણ કે અન્યથા પ્રેક્ષાવત્પ્રવૃત્તિનો વિષય મોક્ષ બને જ નહિ

(टि०) तद्धीति सांसारिकसुखम् । तज्जिहासेति सांसारिकसुख(खं) हातुमिच्छा । अमत्रे इति पात्रे । अत्रेति मोक्षसुखे । इयमिति प्रवृत्तिः ।

§ १० अथ सुखसंवेदनैकस्वभावो यदि मोक्षः स्यात्, तदा तद्रागेण प्रयतमानो मुमुक्षुर्न मोक्षमधिगच्छेत्; न हि रागिणां मोक्षोऽस्तीति मोक्षविदः, तस्य बन्धनात्मकत्वात् । तदयुक्तम् । यो हि सुखसाधनेषु शब्दादिष्वभिष्वङ्गः सः रागो बन्धनात्मकः, तस्य विषयार्जनरक्षणादिप्रवृत्तिद्वारेण संसारहेतुत्वात् । अनन्ते तु सुखे यद्यपि रागस्तथाऽप्यसौ सर्वविषयार्जनादिनिवृत्तिमोक्षोपायप्रवृत्त्योरेव हेतुः; अन्यथा तस्य सुखस्य प्राप्तुमशक्यत्वात् । न हि तद् विषयसाध्यम्, नापि तत् क्षीयते, येन विषयसुखार्थमिव पुनः पुनस्तदर्थं हिंसादिष्वपि प्रवर्तेत । तन्न बन्धहेतुर्मुमुक्षोरस्ति रागः, स्पृहामात्ररूपोऽपि चासौ परा कोटिमारूढस्यास्य निवर्तते, "मोक्षे भवे च सर्वत्र निस्पृहो मुनिसत्तमः" इति वचनात्, अन्यथा

दुःखनिवृत्त्यात्मकेऽपि मोक्षे प्रयतमानस्य दुःखद्वेषकषायकालुष्यं किं न स्यात् ? । अथ नास्त्येव मुमुक्षोर्द्वेषः । रागद्वेषौ हि संसारकारणमिति तौ मुमुक्षुर्मुञ्चति, द्वेष्टि च दुःखम्, कथमिदं सङ्गच्छेत ? इति चेत् । तदितरत्राऽपि तुल्यम् । इति सिद्धं कृत्स्नकर्मक्षयात् परमसुखसंवेदनात्मा मोक्षः, न बुद्ध्यादिविशेषगुणोच्छेदरूप इति ।

§१० નૈયાયિકાદિ—મોક્ષ સુખ સંવેદનરૂપ એક સ્વભાવવાળો જ હોય તો તે સુખ પ્રત્યેના રાગથી પ્રવૃત્તિ કરનાર મુમુક્ષુ મોક્ષ પામશે નહિ, કારણ કે 'રાગીઓને મોક્ષ નથી' એમ મોક્ષના સ્વરૂપને જાણનારાઓ કહે છે રાગ એ બંધન રૂપ છે

જૈન—તમારું આ કથન યુક્તિયુક્ત નથી, કારણ કે સુખના સાધનરૂપ શબ્દાદિ વિષયોમા જે ઉત્કટ સ્નેહરૂપ રાગ છે, તે રાગ બંધન સ્વરૂપ છે, કારણ કે વિષયોને મેળવવા, તેનું રક્ષણ કરવું વિગેરે પ્રવૃત્તિ દ્વારા તે રાગ સંસારનો હેતુ છે, અને અનન્ત સુખમાં જો કે રાગ છે, તો પણ (શબ્દાદિ) સર્વ વિષયો મેળવવા વિગેરે ક્રિયામાંથી નિવૃત્તિનો અને મોક્ષના ઉપાય કારણોમાં પ્રવૃત્તિનો જ હેતુ એ રાગ છે, કારણ કે એ વિના તે સુખ (મોક્ષસુખ) પ્રાપ્ત કરી શકાતું નથી. વળી, તે (અનન્ત) સુખ કંઈ વિષયસાધ્ય નથી, અર્થાત્ વિષયો દ્વારા પ્રાપ્ત કરી શકાય તેવું નથી, અને તેનો ક્ષય પણ થતો નથી જેથી કરી તેને માટે વિષયજન્ય સુખની જેમ વારંવાર હિંસાદિ ક્રિયામાં પ્રવૃત્તિ કરવી પડે. માટે મુમુક્ષુનો મોક્ષ પ્રત્યેનો રાગ બંધનું કારણ નથી વળી, માત્ર સ્પૃહા રૂપ આ રાગ પણ પરાકોટિને આત્મા જ્યારે પ્રાપ્ત કરે છે ત્યારે નષ્ટ થઈ જાય છે, કારણ કે કહ્યું છે કે, "ઉત્તમ મુનિ મોક્ષ અને સંસાર એમ સર્વ સ્થળે નિઃસ્પૃહ હોય છે.' મોક્ષસુખ પ્રત્યેનો આ રાગ બંધનકર્તા હોય તો પછી દુ.ખાભાવાત્મક મોક્ષ માટે પ્રયત્ન કરનાર મુમુક્ષુને પણ દુઃખના દ્વેષરૂપ કષાયજન્ય મલિનતાની પ્રાપ્તિ કેમ નહિ થાય ? અર્થાત્ જેમ સુખ-રાગ એ બંધનકર્તા હોય તેમ દુઃખ-દ્વેષ પણ બંધનકર્તા બને જ.

નૈયાયિકાદિ—રાગ અને, દ્વેષ સંસારના કારણ રૂપ છે. માટે મુમુક્ષુ તે તે બન્નેનો ત્યાગ કરે છે અને વળી, તે દુઃખનો દ્વેષ કરે છે એમ કહેવું તે કઈ રીતે સંગત થાય ? માટે મુમુક્ષુને દ્વેષ હોતો જ નથી.

જૈન—તે જ ન્યાય અન્યત્ર પણ છે. એટલે કે, તે જ ન્યાયે રાગ પણ માની શકાશે નહિ. આ પ્રકારે સમસ્ત (આઠે) કર્મના નાશથી પરમસુખના સંવેદનરૂપ મોક્ષ સિદ્ધ થાય છે, પરંતુ બુદ્ધ્યાદિ વિશેષ ગુણોના ઉચ્છેદરૂપ મોક્ષ સિદ્ધ થતો નથી.

(पं०) अन्यथा दुःखनिवृत्त्यात्मकेऽपि मोक्षे इति भवदभिमते । अथ नास्त्येवेत्यादि परः । मुमुक्षोर्द्वेष इत्यतोऽग्रे यत इति गम्यम् ।

(टि०) तद्रागेणेति सोक्षानुरागेण । तस्येति रागस्य । तस्येति शब्दादिषु रागस्य । असाविति राग. । अन्यथेति सर्वविषयार्जनादिनिवृत्तिमोक्षोपायप्रवृत्त्योरहेतुत्वे । तस्य सुखस्येति अपवर्गसातस्य । तदिति सुखम् । असाविति राग. । अस्येति परमात्मनो मोक्षमार्गं प्रपन्नस्य । अन्यथेति समत्वाभावे ।

§ ११ अथ दिक्पटाः प्रकटयन्ति–भवत्वेतादृशस्वरूपो मोक्षः, स तु नाचस्त्रीशरीरस्यात्मन इति न मृष्यामहे । न खलु स्त्रियो मुक्तिभाजो भवन्ति । तथा च प्रभाचन्द्रः–स्त्रीणां न मोक्षः, पुरुषेभ्यो हीनत्वाद्, नपुंसकादिवदिति ।

§ १२ अत्र ब्रूमः–सामान्येनाऽत्र धर्मित्वेनोपात्ताः स्त्रियः, विवादास्पदीभूता वा । प्राचि पक्षे पक्षैकदेशे सिद्धसाध्यता, असंख्यातवर्षायुष्कदुष्षमादिकालोत्पन्नतिरश्चीदेव्यभव्यादिस्त्रीणां भूयसीनामस्माभिरपि मोक्षाभावस्याभिधानात् । द्वितीये तु न्यूनता पक्षस्य, विवादास्पदीभूतेति विशेषणं विना नियतस्त्रीलाभाभावात्, प्रकरणादेव तल्लाभे पक्षोपादानमपि तत एव कार्यं न स्यात्, तथाऽप्युपादाने नियतस्यैव तस्योपादानमवदातम्; यथा धानुष्कस्य नियतस्यैव लक्ष्यस्योपदर्शनमिति ।

દિગમ્બર જૈન––સમસ્ત (આઠે) કર્મના નાશથી આત્યન્તિક અનવધિક અને નૈસર્ગિક સુખના સંવેદનરૂપ મોક્ષ ભલે હો, પરંતુ 'સ્ત્રી શરીરને ધારણ કરનાર આત્મા પણ મોક્ષ પ્રાપ્ત કરી શકે છે' તમારું આ કથન અમોને માન્ય નથી, કારણ કે સ્ત્રીઓ મોક્ષને પામતી જ નથી. તે અંગે પ્રભાચંદ્રનું કથન આ પ્રમાણે છે—'સ્ત્રીઓને મોક્ષ નથી, પુરુષોથી હીન હોવાથી, નપુંસકાદિની જેમ.

§૧૨ શ્વેતામ્બર જૈન––આનો ઉત્તર હવે અમે આપીએ છીએ. ઉપર્યુક્ત અનુમાનમાં પ્રશ્ન એ છે કે તમોએ સ્ત્રીમાત્રને ધર્મી તરીકે ગ્રહણ કરી છે કે અમુક વિવાદાસ્પદ સ્ત્રીઓને? પહેલા પક્ષમાં પક્ષૈકદેશમાં સિદ્ધસાધ્યતા દોષ છે. કારણ કે દુષ્પમાદિ કાલમાં ઉત્પન્ન થયેલી, તિર્યંચિની, દેવીઓ, અને અભવ્યાદિ ઘણી સ્ત્રીઓને મોક્ષ નથી એમ અમે પણ કહીએ છીએ. બીજા પક્ષમાં 'અમુક વિવાદાસ્પદ' વિશેષણ વિના નિયત સ્ત્રીની ઉપલબ્ધિ થતી નથી માટે પક્ષમાં ન્યૂનતા દોષ છે.

દિગમ્બર જૈન—પ્રકરણથી નિયત સ્ત્રીની ઉપલબ્ધિ થઈ જશે.

શ્વેતામ્બર જૈન—તો એ જ ન્યાયે પક્ષનું ઉપાદાન (ગ્રહણ) પણ પ્રકરણથી થઈ જશે માટે પક્ષનું ઉપાદાન પણ કરવું ન જોઈએ, છતાં પણ પક્ષનું ઉપાદાન આવશ્યક હોય તો ધનુર્ધારી પુરુષના નિયત લક્ષ્યની જેમ નિયત સ્ત્રીનું પણ ઉપદર્શન કરવું તે નિર્દોષ છે

(पं०) तत एव कार्यं न स्यादित्यत्र तत एवेति प्रकरणादेव। यथा धानुष्कस्य नियतस्यैवेत्यत्र कर्तृषष्ठी ।

(टि०) भवत्वेतादृशेत्यादि । स इति मोक्षः । तल्लाभे इति नियतस्त्रीलाभे । तत एवेति प्रकरणादेव । तस्येति पक्षस्य ।

§ १३ हेतूक्तः पुरुषापकर्षोऽपि योषितां कुतस्त्यः ? किं सम्यग्दर्शनादिरत्नत्रयाभावेन, विशिष्टसामर्थ्यासत्त्वेन, पुरुषानभिवन्द्यत्वेन, स्मारणाद्यकर्तृत्वेन, अमहर्द्धिकत्वेन, मायादिप्रकर्षवत्त्वेन वा । प्राचि प्रकारे कुतः स्त्रीणां रत्नत्रयाभावः ? ।

स चीवरपरिग्रहत्वेन चरित्राभावादिति चेत् । तदचतुरस्रम् । यतः परिग्रहरूपता चीवरस्य शरीसंपर्कमात्रेण, परिभुज्यमानत्वेन, मूर्च्छाहेतुत्वेन वा भवेत् । प्रथमपक्षे क्षित्यादिना शरीरसंपर्किणाऽप्यपरिग्रहेण व्यभिचारः । द्वितीयप्रकारे चीवरपरिभोगस्ता-सामशक्यत्यागतया, गुरूपदेशाद् वा । नाद्यः पक्षः, यतः संप्रत्यपि प्राणानपि त्यजन्त्यो याः संदृश्यन्ते, तासामैकान्तिकात्यन्तिकानन्दसंपदर्थिनीनां बाह्यचीवरं प्रति का नामाशक्यत्यागता ? नग्नयोगिन्यश्च काश्चिदिदानीमपि प्रेक्ष्यन्त एव । द्वितीय-पक्षोऽपि न सूक्ष्मः, यतो विश्वजनीनेन विश्वदर्शिना परमगुरुणा भगवता मुमुक्षु-पक्ष्मलाक्षीणां यदेव संयमोपकारि, तदेव चीवरोपकरणं "नो कप्पदि निग्गंथीए अचेलाए होत्तए" इत्यादिनोपदिष्टम् , प्रतिलेखनकमण्डलुप्रमुखवत् , इति कथं तस्य परिभोगात् परिग्रहरूपता ?, प्रतिलेखनादिधर्मोपकरणस्यापि तत्प्रसङ्गात् । तथा च–

"यत् संयमोपकाराय वर्त्तते प्रोक्तमेतदुपकरणम् ।
धर्मस्य हि तत् साधनमतोऽन्यदधिकरणमाहाऽर्हन्" ॥१॥

उपकारकं हि करणमुपकरणम्, अधिक्रियन्ते घाताय प्राणिनोऽस्मिन्निति त्वधिकरणम् ।

વળી, 'સ્ત્રીઓ પુરુષો કરતાં હલકી છે' એવો જે હેતુ તમે કહ્યો છે તે શાથી સિદ્ધ છે ? પુરુષો કરતાં સ્ત્રીઓની હીનતા શું તેમનામાં સમ્યગ્દર્શનાદિ રત્નત્રય નો અભાવ છે તેથી છે ? વિશિષ્ટ સામર્થ્યના અભાવથી છે ? પુરુષો દ્વારા અવંદનીય હોવાથી છે ? સ્મરણાદિ કાર્યો કરતી ન હોવાથી છે ? મહર્દ્ધિક નથી માટે છે ? કે તેમનામાં માયા વિગેરેનો પ્રકર્ષ હોવાથી છે ? પહેલા પક્ષમાં પ્રશ્ન એ છે કે સ્ત્રીઓમાં સમ્યગ્દર્શનાદિ રત્નત્રયનો અભાવ શાથી છે.

દિગમ્બર--સ્ત્રીઓને વસ્ત્રનો પરિગ્રહ છે, અને પરિગ્રહ હોવાથી ચારિત્રનો અભાવ છે, તેથી સમ્યગ્દર્શનાદિ રત્નત્રયનો અભાવ છે

શ્વેતામ્બર –એમ માનતા હો તો પ્રશ્ન છે કે વસ્ત્રની પરિગ્રહરૂપતા શરીરના સંપર્ક માત્રથી કહો છો ? તેના ભોગવટાથી કહો છો કે મૂર્છાનું કારણ હોવાથી કહો છો ? પહેલા વિકલ્પમાં તો શરીર સાથે સંપર્કવાળા છતા અપરિગ્રહરૂપ પૃથ્વ્યાદિથી વ્યભિચાર છે.

બીજા વિકલ્પમાં પ્રશ્ન એ છે કે સ્ત્રીઓને વસ્ત્રનો પરિભોગ (ભોગવટો) શું તેઓ વસ્ત્રનો ત્યાગ કરી શકતી નથી માટે છે કે ગુરુના ઉપદેશથી છે ? પ્રથમ પક્ષ તો યોગ્ય નથી, કારણ કે વર્તમાનકાળે પણ પોતાના પ્રાણોનો ત્યાગ કરતી સ્ત્રીઓ દેખાય છે, તો તેવી ઐકાન્તિક–આત્યન્તિક અને નૈસર્ગિક સુખ સંપત્તિની ઇચ્છુક સ્ત્રીઓ માટે વસ્ત્રનો ત્યાગ કરવો એમા શું અશક્ય છે ? વળી અત્યારે પણ કેટલીક નગ્ન યોગિનીઓ દેખાય છે જ. બીજો પક્ષ પણ સારભૂત નથી, કારણ કે–વિશ્વના હિતકારી વિશ્વદૃષ્ટા-પરમગુરુ "નિર્ગ્રન્થિનીએ અચેલક થવું કલ્પે નહિ" ઈત્યાદિ વચનથી જિનેશ્વર ભગવંતે મુમુક્ષુ સ્ત્રીઓને જે સંયમમાં ઉપકારી હોય તે જ વસ્ત્ર પ્રતિલેખન અને કમંડલુ આદિની જેમ ઉપકરણ તરીકે જણાવેલ છે. તો ચીવરના પરિભોગ માત્રથી તે પરિગ્રહરૂપ કઈ રીતે બને ? કારણ કે ઉપ-

કરણને પરિગ્રહ માનવામાં તો પ્રતિલેખનાદિ ધર્મોપકરણ પણ પરિગ્રહરૂપ બની જશે. કહ્યું પણ છે કે, "શ્રી અરિહંત ભગવંતે જે સંયમના ઉપકાર માટે હોય તે પદાર્થને ઉપકરણ કહેલ છે. કારણ કે તે ધર્મનું સાધન છે અને તેનાથી ભિન્ન (સંયમને અહિતકારી) પદાર્થને અધિકરણ કહેલ છે." ઉપકાર કરનાર સાધન જ ઉપકરણ કહેવાય છે, અને જેમાં પ્રાણિઓ વધ માટે અધિકૃત કરાય તે અધિકરણ કહેવાય છે

(૫૦) अपरिग्रहेण व्यभिचार इति भवन्मतेऽपि ।

(टि०) तासामिति योषिताम् । यतो विम्बेत्यादि । तस्येति चीवरस्य । तत्प्रसङ्गादिति परिग्रहप्रसक्ते ।

अथ प्रतिलेखनं तावत् संयमप्रतिपालनार्थं भगवतोपदिष्टम्, वस्त्रं तु किमर्थमिति ?; तदपि संयमप्रतिपालनार्थमेवेति ब्रूमः, अभिभूयन्ते हि प्रायेणाऽल्पसत्त्वतया विवृताङ्गोपाङ्गसदर्शनजनितचित्तभेदैः पुरुषैरङ्गना अकृतप्रावरणा घोटिका इव घोटकैः ।

ननु यासामतितुच्छसत्त्वानां प्राणिमात्रेणाऽप्यभिभव, ताः कथं सकलत्रैलोक्याभिभावककर्मराशिप्रक्षयलक्षणं मोक्षं महासत्त्वप्रसाध्यं प्रसाधयन्तीति चेत् ? । तदयुक्तम्, यतो नात्र शरीरसामर्थ्यमतिरिक्तं यस्य भवति तस्यैव निर्वाणोपार्जनगोचरेण सत्त्वेन भवितव्यमिति नियमः समस्ति, अन्यथा पङ्गुवामनात्यन्तरोगिणः पुमांसोऽपि स्त्रीभिरभिभूयमाना दृश्यन्ते इति तेऽपि तुच्छशरीरसत्त्वाः कथं तथाविधसिद्धिनिबन्धनसत्त्वभाजो भवेयुः ? । यथा तु तेषां शरीरसामर्थ्यासत्त्वेऽपि मोक्षसाधनसामर्थ्यमविरुद्धम्, तथा स्त्रीणामपि सत्यपि वस्त्रे मोक्षाभ्युपगमे ।

દિગમ્બર—પ્રતિલેખન (મોરપિચ્છનો ગુચ્છો) તો સંયમ પાળવા માટે શ્રી જિનેશ્વર ભગવંતે ઉપદેશેલ છે, પરંતુ વસ્ત્ર શા માટે છે ?

શ્વેતામ્બર—તે પણ સંયમને માટે જ છે એમ અમારું કહેવું છે, કારણ કે ખુલ્લા અંગોપાંગ જોવાથી જેના ચિત્તમાં વિકાર ઉત્પન્ન થયેલ છે એવા પુરુષોના આક્રમણનો ભોગ ઘોડાથી ઘોડીના જેમ પ્રાયઃ અલ્પ સત્ત્વ (પરાક્રમ)-વાળી હોવાથી બની જાય છે.

દિગમ્બર—અતિતુચ્છ (બહુ ઓછા) પરાક્રમવાળી જે સ્ત્રીઓ (સામાન્ય) પ્રાણિમાત્રથી અભિભવ પામે છે, તે ત્રણે લોકનો પરાભવ કરનાર કર્મરાશિના અત્યંત ક્ષયરૂપ, અને મહાસત્ત્વ (મહાપરાક્રમ)થી સાધ્ય એવા મોક્ષને કઇ રીતે સાધશે ?

શ્વેતામ્બર એ કથન યોગ્ય નથી, કારણ કે 'જેનું શરીરસામર્થ્ય અધિકું હોય તે જ મોક્ષોપાર્જન કરવાની શક્તિવાળો હોય' એવો કોઇ નિયમ (વ્યાપ્તિ) નથી, અન્યથા પંગુ (લૂલા-લંગડા), વામન (ઠીંગણા) અને અત્યંત રોગી એવા

પુરુષો પણ સ્ત્રીઓથી થતા પરાભવને પામતા જોવાય છે, એટલે તેઓ પણ તુચ્છ સત્ત્વવાળા હોવાથી સિદ્ધિ–મુક્તિના કારણભૂત તથાપ્રકારની શક્તિ કઈ રીતે ધરાવશે ? એટલે તેવા પુરુષોમાં શરીરસામર્થ્ય ન હોવા છતાં પણ તેઓ મોક્ષના કારણરૂપ સામર્થ્ય (શક્તિ) ધરાવે છે તેમાં જેમ કશો વિરોધ નથી તેમ સ્ત્રીઓ પાસે વસ્ત્ર હોય છતાં પણ તેઓ મોક્ષ પામે એમાં કશો વિરોધ નથી.

(પં०) तदपि संयमप्रतिपालनार्थमेवेत्यादि सूरि ॥५७॥

इति सप्तमपरिच्छेदः ॥

(टि०) तदपीति वस्त्रमपि ।

गृहिणः कुतो न मोक्ष इति चेद् , ममत्वसद्भावात् । न हि गृही वस्त्रे ममत्वरहितः, ममत्वमेव च परिग्रहः, सति हि ममत्वे नग्नोऽपि परिग्रहवान् भवति, शरीरेऽपि तद्भावात् । आर्यिकायाश्च ममत्वाभावादुपसर्गाद्यासक्तमिवाम्बरमपरिग्रह', न हि यतेरपि ग्रामं गृहं वन वा प्रतिवसतोऽममत्वादन्यच्छरणमस्ति । न च निगृहीतात्मनां महात्मनां कासाञ्चित् क्वचिदपि मूर्च्छाऽस्ति ' तथाहि–

" निर्वाणश्रीप्रभवपरमप्रीतितीव्रस्पृहाणां
मूर्च्छा तासां कथमिव भवेत् क्वापि संसारमार्गे ? ।
भोगे रोगे रहसि सजने सज्जने दुर्जने वा
यासां स्वान्तं किमपि भजते नैव वैषम्यमुद्राम् " ॥१॥

उक्तं च–' अवि अप्पणो वि देहम्मि नारयन्ति ममाइयं ति" । एतेन मूर्च्छाहेतुत्वेनेत्यपि पक्षः प्रतिक्षिप्तः, शरीरवच्चीवरस्यापि काश्चित् प्रति मूर्च्छाहेतुत्वाभावेन परिग्रहरूपत्वाभावात् । तन्न सम्यग्दर्शनादिरत्नत्रयाभावेन स्त्रीणां पुरुषेभ्योऽपकर्षः ।

દિગમ્બર—તો પછી વસ્ત્રવાળા ગૃહસ્થોનો મોક્ષ કેમ થતો નથી ?

શ્વેતામ્બર –કારણ કે ગૃહસ્થોમાં મમત્વ છે ગૃહસ્થ વસ્ત્રમાં મમત્વ રહિત હોતો નથી. અને મમત્વ એ જ તો પરિગ્રહ છે, કારણ કે મમત્વ હોય તો નગ્ન પણ પરિગ્રહી કહેવાય છે, કારણ કે મમત્વ શરીરમાં પણ સંભવે છે અને સાધ્વી સ્ત્રીઓને તો વસ્ત્રમાં મમત્વ નથી પણ ઉપસર્ગાદિના કારણે તે આવી પડેલું હોય તેમ તેઓ વસ્ત્રને સ્વીકારે છે. (અર્થાત્ ઉપદ્રવને કારણે આવી પડેલી બેડી ઉપર કોઈ મમત્વ ધરાવતું નથી તેમ સાધ્વી સ્ત્રીઓને વસ્ત્ર ઉપર મમત્વ હોતું નથી ) વળી ગામમાં, ઘરમા કે વનમાં વાસ કરતા યતિ (સાધુ) ને પણ અમમત્વ સિવાય બીજું (કોઇ) શરણુ નથી, અર્થાત્ યતિ ઘર, ગામ કે વનનો પોતાના વાસ તરીકે સ્વીકાર કરે છે, છતાં તે પરિગ્રહ કહેવાતો નથી, કારણ કે તે પ્રત્યે તેમને મમત્વ નથી. એટલે યતિઓ વિષે છેવટે જેમાં મમત્વ નથી તે જ બંધનનું કારણ બનતું નથી એમ અમમત્વનું જ શરણુ તેમના મોક્ષસાધનમાં લેવું પડે છે, તેમ સાધ્વી સ્ત્રી વિષે પણ વસ્ત્ર સ્વીકારવા છતાં અમમત્વ શા માટે ન

માનવું ? અને આત્માનો નિગ્રહ કરનારી (આત્માનુ દમન કરનારી) કેટલીક પ્રભાવશાલિની મહાન્ સ્ત્રીઓને કોઈ પણ સ્થળે મૂર્છા (મોહ–મમત્વ) હોતી નથી. તે આ પ્રમાણે—"ભોગમાં કે રોગમાં, નિર્જન પ્રદેશ-એકાન્ત પ્રદેશમાં કે વસતિમાં, સજ્જન કે દુર્જનમાં જેઓનું ચિત્ત-મન વિકાર પામતું નથી એવી સ્ત્રીઓને મોક્ષલક્ષ્મીમાં પ્રગટેલી પરમ પ્રીતિને કારણે તેની જ તીવ્ર સ્પૃહાવાળી હોવાથી સંસારના કોઈ પણ ભાગમાં મૂર્છા (મમત્વ) કઈ રીતે હોય ? વળી, કહ્યું છે કે, પોતાના દેહમાં પણ મમત્વનુ આચરણ કરતી નથી." આ ચર્ચાથી વસ્ત્રમાં પરિગ્રહરૂપતા સિદ્ધ કરવાને કહેલ मूर्च्छाहेतुत्व રૂપ ત્રીજો વિકલ્પ પણ ખંડિત થઈ ગયો એમ સમજવું અને કેટલીક સાધ્વી સ્ત્રીઓને શરીરની જેમ વસ્ત્રમાં પણ મૂર્છા (મમત્વ) રૂપ કારણ ન હોવાથી પરિગ્રહરૂપતા નથી. માટે સ્ત્રીઓમાં પુરુષો કરતાં અપકર્ષને સિદ્ધ કરવાને કહેલ સમ્યગ્દર્શનાદિ રત્નત્રયના અભાવરૂપ હેતુ અસિદ્ધ હોવાથી સાધ્ય સિદ્ધ કરવાને સમર્થ નથી.

(ટિ૰) तद्भावादिति ममत्वसद्भावात् ।

§ १४ नापि विशिष्टसामर्थ्यासत्त्वेन, यतस्तदपि तासां किं सप्तमपृथ्वीगमनाभावेन, वादादिलब्धिरहितत्वेन, अल्पश्रुतत्वेन, अनुपस्थाप्यतापाराञ्चितकशून्यत्वेन वा भवेत् । न तावदाद्यः पक्षः, यतोऽत्र सप्तमपृथ्वीगमनाभावो यत्रैव जन्मनि तासां मुक्तिगामित्वं तत्रैवोच्यते, सामान्येन वा । प्राचि पक्षे चरमशरीरिभिरनेकान्तः । द्वितीये त्वयमाशयः—यथैव हि स्त्रीणां सप्तमपृथ्वीगमनसमर्थतीव्रतराशुभपरिणामे सामर्थ्याभावादपकर्षः, तथा मुक्तिगमनयोग्योत्कृष्टशुभपरिणामेऽपि, चरमशरीरिणां तु प्रसन्नचन्द्रराजर्षिप्रमुखाणामुभयत्रापि सामर्थ्याद् नैकत्राऽप्यपकर्षः । तदयुक्तम्, यतो नायमविनाभावः प्रामाणिकः, यदुत्कृष्टाऽशुभगत्युपार्जनसामर्थ्याभावे सत्युत्कृष्टशुभगत्युपार्जनसामर्थ्येनापि न भवितव्यम्, अन्यथा प्रकृष्टशुभगत्युपार्जनसामर्थ्याभावे प्रकृष्टाशुभगत्युपार्जनसामर्थ्यं नास्तीत्यपि किं न स्यात् ?, तथा चाऽभव्यानां सप्तमपृथ्वीगमनं न भवेत् ।

§૧૪ (૨) પુરુષોથી સ્ત્રીઓનો અપકર્ષ સિદ્ધ કરવાને કહેલ 'વિશિષ્ટ પ્રકારના સામર્થ્યનો અભાવ' એ હેતુ પણ બરાબર નથી, કારણ કે સ્ત્રીઓમાં વિશિષ્ટ પ્રકારના સામર્થ્યના અભાવનું કારણ શુ તે સાતમી નરકમાં નથી જતી એ છે ? તેઓમાં વાદાદિલબ્ધિ નથી એ છે ? તેઓ અલ્પશ્રુતવાળી છે એ છે ? કે અનુસ્થાપ્યતા અને પારાંચિતક પ્રાયશ્ચિત્ત સ્ત્રીઓને અપાતાં નથી તે છે ? પહેલો પક્ષ બરાબર નથી કારણ કે તેમાં પ્રશ્ન એ છે કે શું જે ભવમાં તેમને મુક્તિગમન કરવું છે, તે જ ભવમા તેઓ સાતમી નરકમાં નથી જતી, એવું તમારું મન્તવ્ય છે કે સામાન્યપણે સ્ત્રીઓ સાતમી નરકમાં નથી જતી

તેવું (મન્તવ્ય) છે ? પ્રથમ વિકલ્પમાં ચરમ શરીરીવડે હેતુ વ્યભિચારી બની જશે અર્થાત્ ચરમશરીરી પણ એવા જ છે, જેઓ જે ભવમાં મોક્ષ જવાના છે, તે ભવમાં તેઓ સાતમી નરકમાં જતા નથી. છતાં પણ તેમના મોક્ષમાં કશો બાધ નથી તો સ્ત્રીમોક્ષમાં સપ્તમ નરકમાં અગમનથી કેમ બાધ આવે ? બીજા વિકલ્પનો આશય આવો છે કે સાતમી નરકના ગમનને યોગ્ય અતિ-તીવ્રતર અશુભ પરિણામનું સામર્થ્ય ન હોવાથી જેમ સ્ત્રીઓમાં અપકર્ષ છે તેમ મુક્તિગમનને યોગ્ય અતિ ઉત્કૃષ્ટ શુભ પરિણામનું પણ સામાર્થ્ય ન હોવાથી અપકર્ષ છે, પરંતુ ચરમશરીરી પ્રસન્નચન્દ્ર રાજર્ષિ વગેરે આત્માને તો બન્ને સ્થળે (સપ્તમ નરકગમન અને મુક્તિગમનમાં) સામર્થ્ય હોવાથી તેમનો કોઈ પણ એક સ્થળે અપકર્ષ નથી, પરંતુ આવા આશયવાળો બીજો વિકલ્પ પણ યોગ્ય નથી, કારણ કે એવો કોઈ પ્રમાણસિદ્ધ અવિનાભાવ નથી કે 'જ્યાં અશુભ ગતિને ઉપાર્જન કરનાર ઉત્કૃષ્ટ સામર્થ્ય ન હોય ત્યાં શુભગતિને ઉપાર્જન કરનાર પણ ઉત્કૃષ્ટ સામર્થ્ય ન હોય અન્યથા એવો પણ અવિનાભાવ પ્રામાણિક માનવો પડશે કે જ્યાં શુભગતિને ઉપાર્જન કરનાર ઉત્કૃષ્ટ સામર્થ્ય ન હોય ત્યાં અશુભ ગતિને ઉપાર્જન કરનાર ઉત્કૃષ્ટ સામર્થ્ય પણ ન હોય અને આમ થતાં અભવ્ય આત્માને સપ્તમ નરકગમન નહિ થાય.

(टि०) नापि विशिष्टेत्यादि । तदपीति विशिष्टसामर्थ्यासत्त्वम् । तासामिति पक्ष्मलाक्षीणाम् ।

अथ वादादिलब्धिरहितत्वेन स्त्रीणां विशिष्टसामर्थ्याऽसत्त्वम्, यत्र खल्वैहिक-वादविक्रियाचारणादिलब्धीनामपि हेतुः संयमविशेषरूपं सामर्थ्यं नास्ति, तत्र मोक्षहेतुस्तद्भविष्यतीति कः सुधीः श्रद्दधीत ? । तदचारु, व्यभिचारात्, माषतुषादीनां तदभावेऽपि विशिष्टसामर्थ्योपलब्धेः । न च लब्धीनां संयमविशेषहेतुकत्वमागमिकम्, कर्मोदयक्षयक्षयोपशमोपशमहेतुकतया तासां तत्रोदितत्वात् । तथा चाऽवाचि —

" उदयखयखओवसमोवसमसमुत्था बहुप्पगाराओ ।
एवं परिणामवसा लद्धीउ हवन्ति जीवाणं " ॥१॥

चक्रवर्ति-बलदेव-वासुदेवत्वादिप्राप्तयोऽपि हि लब्धयः, न च संयमसद्भाव-निबन्धना तत्प्राप्तिः । सन्तु वा तन्निबन्धना लब्धयः, तथापि स्त्रीषु तासां सर्वासामभावोऽभिधीयते, नियतानामेव वा । नाद्यः पक्षः, चक्रवर्त्यादिलब्धीनां कासाञ्चिदेव तासु प्रतिषेधात्, आमर्षौषध्यादीनां तु भूयसीनां भावात् । द्वितीयपक्षे तु व्यभिचारः, पुरुषाणां सर्ववादादिलब्ध्यभावेऽपि विशिष्टसामर्थ्यस्वी-कारात्, अकेशवानामेव, अतीर्थकरचक्रवर्त्यादीनामपि च मोक्षसंभवात् ।

---

उदयक्षयक्षयोपशमोपशमसमुत्था बहुप्रकाराः ।
एवं परिणामवशाद् लब्धयो भवन्ति जीवानाम् ॥१॥

अल्पश्रुतत्वमपि मुक्त्यवाप्त्याऽनुमितविशिष्टसामर्थ्यैर्माषतुषादिभिरेवाऽनैकान्तिकमित्यनुद्घोष्यमेव ।

अनुपस्थाप्यतापाराञ्चितकशून्यत्वेनेत्यप्ययुक्तम्, यतो न तन्निषेधाद् विशिष्टसामर्थ्याभाव· प्रतीयते । योग्यतापेक्षो हि चित्रः शास्त्रे विशुद्ध्युपदेशः । उक्तं च—

" संवरनिर्जररूपो बहुप्रकारस्तपोविधिः शास्त्रे ।
रोगचिकित्साविधिरिव कस्यापि कथञ्चिदुपकारी " ॥ १-॥

સ્ત્રીઓમાં વાદાદિ લબ્ધિ ન હોવાથી વિશિષ્ટ સામર્થ્યનો અભાવ છે, કારણ કે જે વ્યક્તિમાં આ લોક સંબંધી વાદલબ્ધિ, વૈક્રિયલબ્ધિ કે ચારણાદિ લબ્ધિઓના હેતુ રૂપ પણ સંયમરૂપ સામર્થ્ય નથી, તે વ્યક્તિમાં મોક્ષના હેતુભૂત સંયમ વિશેષરૂપ સામર્થ્ય હોય એવી શ્રદ્ધા તો કયો બુદ્ધિમાન પુરુષ કરે ? તમારું આ કથન પણ સ્તુત્ય નથી, કારણ કે તેમા વ્યભિચાર છે. માષતુષાદિ જેવામાં વાદાદિ લબ્ધિઓ ન હોવા છતા પણ તેઓમાં મોક્ષગમનયોગ્ય સામર્થ્યની ઉપલબ્ધિ છે. વળી, લબ્ધિઓ સંયમવિશેષને કારણે છે, એવું આગમમાં વચન પણ નથી, કારણ કે આગમમાં તો લબ્ધિઓ કર્મના ઉદય, ક્ષય, ક્ષયોપશમ અને ઉપશમને કારણે થાય છે, એમ કહ્યું છે. તે આ પ્રમાણે-"પરિણામના વશથી કર્મના ઉદય, ક્ષય, ક્ષયોપશમ અને ઉપશમ એ કારણોથી ઉત્પન્ન થયેલી અનેક લબ્ધિઓ જીવોને હોય છે." ચક્રવર્તી બલદેવ અને વાસુદેવપણાની પ્રાપ્તિ એ પણ લબ્ધિરૂપ છે, અને તેની પ્રાપ્તિ સંયમના કારણે નથી અથવા માનો કે તે પ્રાપ્તિ સંયમના કારણે છે, તો પણ પ્રશ્ન એ છે કે શું સ્ત્રીઓમાં સંયમજન્ય સઘળી લબ્ધિઓનો અભાવ છે કે નિયત લબ્ધિઓનો જ અભાવ છે ? આદ્ય પક્ષ યોગ્ય નથી, કારણ કે ચક્રવર્ત્યાદિ કેટલીક લબ્ધિઓનો જ સ્ત્રીઓમાં પ્રતિષેધ કરેલ છે, પરંતુ આમર્ષૌષધિ આદિ ઘણી બધી લબ્ધિઓ સ્ત્રીઓને પણ હોય છે. બીજા પક્ષમાં વ્યભિચાર છે, કારણકે પુરુષોમાં પણ વાદાદિ સર્વલબ્ધિઓનો અભાવ હોવા છતાં વિશિષ્ટ સામર્થ્ય તો સ્વીકારાયેલું છે, કારણ કે વાસુદેવ સિવાયનાનો જ તેમ જ તીર્થંકર કે ચક્રવર્તી પણ ન હોય એવા સામાન્ય પુરુષોનો પણ મોક્ષ સંભવે છે. માટે વાદાદિ લબ્ધિઓના અભાવમાં વિશિષ્ટ સામર્થ્યના અભાવરૂપ તમારો પક્ષ સિદ્ધ થયો નહિ.

સ્ત્રીઓમાં વિશિષ્ટ સામર્થ્યના અભાવનુ કારણ અલ્પશ્રુત છે, એમ પણ તમારે કહેવું નહિ. કારણ કે તેમાં વ્યભિચાર છે. અલ્પશ્રુતવાળા છતાં માષતુષાદિ મોક્ષ પામ્યા એથી અનુમાન થાય છે કે તેમનામાં વિશિષ્ટ સામર્થ્ય હતું.

અનુપસ્થાપ્ય અને પારાંચિત પ્રાયશ્ચિત્તની સ્ત્રીઓ અધિકારિણી નથી માટે તેઓમાં વિશિષ્ટ સામર્થ્ય નથી એમ પણ કહેવું તે ઉચિત નથી કારણ કે ઉપરોક્ત પ્રાયશ્ચિત્તના નિષેધમાત્રથી વિશિષ્ટ સામાર્થ્યનો અભાવ પ્રતીત થતો નથી, કારણ કે યોગ્યતાની અપેક્ષાએ શાસ્ત્રમા વિશુદ્ધિ માટે ભિન્ન ભિન્ન પ્રકારનો ઉપદેશ છે, કહ્યું છે કે- 'રોગ-વ્યાધિની ચિકિત્સાની વિધિની જેમ સંવર અને નિર્જરા-

રૂપ અનેક પ્રકારનો તપોવિધિ શાસ્ત્રમાં કહેલ છે તે કોઇ ને કોઈ રીતે ઉપકારી થાય છે અર્થાત્ આ પ્રકારે પુરુષો કરતાં સ્ત્રીઓમા અપકર્ષ સિદ્ધ કરવાને કહેલ વિશિષ્ટ સામર્થ્યના અભાવરૂપ હેતુ દૂષિત હોવાથી સ્વસાધ્ય સિદ્ધ કરવાને સમર્થ નથી.

(टि०) अथ वादेत्यादि । तद्विति सामर्थ्यम् । माषतुषादीनामिति माषतुषादयो महर्षय, तेषां लब्धयो नाऽसन् परमपवर्गप्राप्तिसमर्थसामर्थ्यमासीत् । तासामिति वादादिलब्धीनाम् । तत्रेति महर्षौ । उदय-क्षयेति जीवानां परिणामवशा बहुप्रकारा चारण-वैक्रियादिरूपेण बहुविधा लब्धयो भवन्ति । किम्भूता ? उदय क्षय-क्षयोपशमोपशम-समुत्थौदयिक-क्षायिक-क्षायोपशमिकौपशमिकसम्यक्त्वसकाशादुत्पन्ना. । तत्प्राप्तिरिति चक्रवर्तित्वादिलब्धिप्राप्ति' । तन्निबन्धना इति संयमविशेषनिबन्धनाः । तासामिति लब्धीनाम् ।

§ १५ पुरुषानभिवन्द्यत्वमपि योषितां नापकर्षाय, यतस्तदपि सामान्येन, गुणाधिकपुरुषापेक्षं वा । आद्येऽसिद्धतादोष', तीर्थकरजनन्यादयो हि पुरन्दरादिभिरपि प्रणताः, किमङ्ग ! शेषपुरुषैः ? । द्वितीये तु शिष्या अप्याचार्यैर्नाभिवन्द्यन्त एवेति. तेऽपि ततोऽपकृष्यमाणत्वेन निर्वृतिभाजो न भवेयुः, न चैवम्, चण्डरुद्रादिशिष्याणां शास्त्रे तच्छ्रवणादिति मूलहेतोर्व्यभिचारः ।

§૧૫ સ્ત્રીઓ પુરુષો દ્વારા વંદનયોગ્ય નથી (અવંદનીય છે) એ હેતુથી પણ સ્ત્રીઓનો અપકર્ષ સિદ્ધ થતો નથી, કારણ કે તમોને સામાન્યરૂપે પુરુષો દ્વારા અવંદન અભિપ્રેત છે કે ગુણાધિક પુરુષો દ્વારા અવંદન અભિપ્રેત છે ? આદ્યપક્ષમાં અસિદ્ધતા દોષ છે, કારણ કે તીર્થંકરની માતા વિગેરે સ્ત્રીઓને ઈન્દ્રાદિદેવતાઓ પણ નમસ્કાર કરે છે, તો પછી બાકીના પુરુષો નમસ્કાર કરે તેમાં નવાઈ જ શું છે ? બીજા પક્ષનો ઉત્તર એ છે કે, શિષ્યોને આચાર્ય (ગુરુ) વંદન કરતા જ નથી તો આચાર્યથી શિષ્યો અપકર્ષને પામ્યા એટલે શું શિષ્યોનો મોક્ષ નહિ થાય ? પરંતુ એવું તો નથી કારણ, કે ચણ્ડરુદ્ર વગેરે આચાર્યના શિષ્યો મોક્ષ પામ્યા એવું શાસ્ત્રમાં સંભળાય છે, માટે 'પુરુષોથી હીન હોવાથી' એ મૂળ હેતુમાં વ્યભિચાર થયો.

§ १६ एतेन स्मारणाद्यकर्तृत्वमपि प्रतिक्षिप्तम् । अथ पुरुषविषयं स्मारणाद्यकर्तृत्वमत्र विवक्षितं, न तु स्मारणाद्यकर्तृत्वमात्रम्, न च स्त्रियः कदाचन पुंसां स्मारणादीन् कुर्वन्तीति न व्यभिचार इति चेत् तर्हि पुरुषेतिविशेषणं करणीयम् । करणेऽप्यसिद्धतादोषः, स्त्रीणामपि कासाञ्चित् पारगतागमरहस्यवासितसप्तधातूनां क्वापि तथाविधावसरे समुच्छृङ्खलप्रवृत्तिपराधीनसाधुस्मारणादेरविरोधात् ।

§૧૬ આ પ્રકારના ખંડનથી 'સ્મારણાદિ કાર્યો કરતી નથી' એ પક્ષ પણ ખંડિત થયો એમ જાણવું.

દિગમ્બર–સ્મારણાદિ કાર્યો કરતી નથી. એનો અર્થ એ છે કે પુરુષ વિષયક સ્મારણાદિ કાર્યો કરતી નથી પણ સ્મારણાદિ કાર્યો કરતી જ નથી, એવો અર્થ નથી, કારણ કે સ્ત્રીઓ પુરુષો વિષે કદી પણ સ્મારણાદિ કરતી નથી માટે 'સ્મારણાદિ કાર્યો કરતી નથી' એ હેતુ વ્યભિચારી નથી.

શ્વેતામ્બર—તો પછી એ હેતુમાં 'પુરુષ' એ પ્રમાણે વિશેષણ આપવું જોઈએ, અને આવું વિશેષણ કરો તો પણ અસિદ્ધતા દોષ તો છે જ, કારણ કે જિનેશ્વર ભગવંતના આગમના રહસ્યથી વાસિત થયેલ સાતે ધાતુવાળી કોઈ કોઈ (સાધ્વી) સ્ત્રીઓ ક્યારેક તથાપ્રકારના અવસરે અત્યંત ઉચ્છૃંખલ પ્રવૃત્તિને આધીન બની ગયેલ (ઉદ્ધત આચરણ કરનાર) સાધુને સ્મારણાદિ કરે તો તેમાં કાંઈ વિરોધ નથી.　　2964

§ १७ अथामहर्द्धिकत्वेन स्त्रीणां पुरुषेभ्योऽपकर्षः । सोऽपि किमाध्यात्मिकीं समृद्धिमाश्रित्य, बाह्यां वा । नाऽऽध्यात्मिकीम्, सम्यग्दर्शनादिरत्नत्रयादेस्तासामपि सद्भावात् । नापि बाह्याम्, एवं हि महत्यास्तीर्थकरादिलक्ष्म्या गणधरादयः, चक्रधरादिलक्ष्म्याश्चेतरक्षत्रियादयो न भाजनम्, इति तेषामप्यमहर्द्धिकत्वेनापकृष्यमाणत्वाद् मुक्त्यभावो भवेत् । अथ याऽसौ पुरुषवर्गस्य महती समृद्धिस्तीर्थकरत्वलक्षणा, सा स्त्रीषु नास्तीत्यमहर्द्धिकत्वमासां विवक्ष्यते । तदानीमप्यसिद्धता, स्त्रीणामपि परमपुण्यपात्रभूतानां कासाञ्चित् तीर्थकृत्त्वाविरोधात्, तद्विरोधसाधकप्रमाणस्य कस्याऽप्यभावात्, एतस्याऽद्यापि विवादास्पदत्वात्, अनुमानान्तरस्य चाभावात् ।

§૧૭ 'સ્ત્રીઓ મહર્દ્ધિક નથી' એ હેતુથી પણ પુરુષોથી સ્ત્રીઓનો અપકર્ષ સિદ્ધ થતો નથી, કારણ કે સ્ત્રીઓમાં શું આધ્યાત્મિક સમૃદ્ધિ નથી કે બાહ્યસમૃદ્ધિ નથી? સ્ત્રીઓમાં સમ્યગ્દર્શનાદિ રત્નત્રયાદિનો સદ્ભાવ હોવાથી આધ્યાત્મિક સમૃદ્ધિનો અભાવ તો કહી શકશો નહિ. બાહ્યસમૃદ્ધિના અભાવને કારણે પણ સ્ત્રીઓનો અપકર્ષ માનવામાં દોષ છે, કારણ કે ગણધર વિગેરેમાં મહાન્ તીર્થંકરાદિની ઋદ્ધિનો અને ઇતર જનોમાં ચક્રવર્ત્યાદિની ઋદ્ધિનો સદ્ભાવ નથી તો તેઓ પણ મહર્દ્ધિક નહીં હોવાથી અપકર્ષને પ્રાપ્ત કરશે, અને તેથી તેઓ પણ મુક્તિ-(મોક્ષ) પામશે નહીં.

દિગમ્બર—પુરુષવર્ગમાં તીર્થંકરત્વરૂપી જે આ મહાન્ સમૃદ્ધિ છે, તે સ્ત્રીઓમાં નથી માટે અમે સ્ત્રીઓને અમહર્દ્ધિક કહીએ છીએ.

શ્વેતામ્બર—તેમાં પણ અસિદ્ધતા દોષ છે, કારણ કે પરમ (ઉત્કૃષ્ટ) પુણ્યના પાત્રરૂપ કોઈ કોઈ સ્ત્રીઓમાં પણ તીર્થંકરત્વનો વિરોધ નથી અર્થાત્ તેવી ઉત્કૃષ્ટ પુણ્યવાળી કોઈ કોઈ સ્ત્રીઓ કોઈ કોઈ સમયે તીર્થંકર પદવી પામે છે, કારણ કે સ્ત્રીત્વ અને તીર્થંકરત્વના વિરોધનું સાધક કોઈ પણ પ્રમાણ નથી અને તમે કહેલ સ્ત્રીની હીનતારૂપ' હેતુ તો હજી વિવાદાસ્પદ જ છે અને બીજું કોઈ અનુમાન તો છે નહિ.

§ १८ मायादिप्रकर्षवत्त्वेनेत्यप्ययशस्यम् । तस्य स्त्रीपुंसयोस्तुल्यत्वेन दर्शनाद्, आगमे च श्रवणात्, श्रूयते हि चरमशरीरिणामपि नारदादीनां मायादिप्रकर्षवत्त्वम् । तन्न पुरुषेभ्यो हीनत्वं स्त्रीनिर्वाणनिषेधे साधीयान् हेतुः ।

§१८ 'સ્ત્રીઓમાં માયા વગેરેનો પ્રકર્ષ છે' એ હેતુ પણ પ્રશસ્ય નથી, કારણ કે સ્ત્રી અને પુરુષ ઉભયમા માયાદિનો પ્રકર્ષ સરખો જ દેખાય છે અને આગમ-શાસ્ત્રોમાં પણ સ ભળાય છે કે ચરમ શરીરી નારદાદિ પણ માયાદિના પ્રકર્ષવાળા હતા, એવું આગમમાં કહેવાયું છે.

§ १९ यत् पुन'—निर्वाणकारणं ज्ञानादिपरमप्रकर्षः स्त्रीषु नास्ति, परमप्रकर्षत्वात्, सप्तमपृथ्वीगमनकारणाऽपुण्यपरमप्रकर्षवत्, इति तेनैवोक्तम्। तत्र मोहनीयस्थितिपरमप्रकर्षेण स्त्रीवेदादिपरमप्रकर्षेण च व्यभिचारः। नास्ति स्त्रीणां मोक्षः, परिग्रहवत्त्वात्, गृहस्थवद्, इत्यपि न पेशलम्, धर्मोपकरणचीवरस्यापरिग्रहत्वेन प्रसाधितत्वात्, इति स्त्रीनिर्वाणे संक्षेपेण बाधकोद्धारः।

§१૯ આ પ્રમાણે પુરુષોથી સ્ત્રીઓની હીનતારૂપ હેતુ (પૃ ૧૧૧) સ્ત્રીનિર્વાણનો નિષેધ કરવા સમર્થ નથી.

વળી, સ્ત્રીઓમાં નિર્વાણના કારણરૂપ જ્ઞાનાદિનો પરમ પ્રકર્ષ નથી, કારણ કે તે પરમ પ્રકર્ષની છે, સાતમી નરકે જવાના કારણ રૂપ પાપ (અશુભ કર્મ)-ના પરમ પ્રકર્ષની જેમ આવું જે અનુમાન પ્રભાચંદ્રે કર્યું છે તેમાં પણ હેતુ મોહનીય સ્થિતિના પરમ પ્રકર્ષથી અને સ્ત્રીવેદાદિના પરમપ્રકર્ષથી વ્યભિચારી છે વળી, સ્ત્રીઓને મોક્ષ નથી, પરિગ્રહવાળી હોવાથી, ગૃહસ્થની જેમ. આ અનુમાન પણ રમણીય નથી. કારણ કે 'ધર્મના ઉપકરણરૂપ ચીવર-વસ્ત્ર પરિગ્રહરૂપ નથી' એ અમે આ જ પ્રકરણમાં પહેલાં સિદ્ધ કરેલ છે.

આ પ્રમાણે દિગમ્બરોએ કહેલ સ્ત્રીનિર્વાણના બાધક પ્રમાણોનું સંક્ષેપથી નિરાકરણ કર્યું છે.

સ્ત્રીનિર્વાણના સાધક પ્રમાણોનો ઉપન્યાસ નીચે પ્રમાણે છે—

(टि०) यत्पुनरित्यादि। तेनेति प्रभाचन्द्रेण।

§ २० साधकोपन्यासस्तु—मनुष्यस्त्री काचिद् निर्वाति, अविकलतत्कारणत्वात्, पुरुषवत्। निर्वाणस्य हि कारणमविकलं सम्यग्दर्शनादिरत्नत्रयम्, तच्च तासु विद्यत एवेत्यादित एवोक्तम्, इति नासिद्धमेतत्। विपक्षाद् नपुंसकादेरत्यन्तव्यावृत्तत्वाद् न विरुद्धमनैकान्तिकं वा। तथा मनुष्यस्त्रीजातिः कयाचिद् व्यक्त्या मुक्त्यविकलकारणवत्या तद्वती, प्रव्रज्याधिकारित्वात्, पुरुषवत्। न चैतदसिद्धं साधनं 'गुव्विणी बालवच्छा य पव्वावेउं न कप्पइ" इति सिद्धान्तेन तासां तदधिकारित्व प्रतिपादनात्, विशेषप्रतिषेधस्य शेषाभ्यनुज्ञानान्तरीयकत्वात्। दृश्यन्ते च सांप्रतमप्येताः कृतशिरोलुञ्चना उपात्तपिच्छकाकमण्डलुप्रमुखयतिलिङ्गाश्च, इति कुतो नैतासां प्रव्रज्याधिकारित्वसिद्धि.?, यतो न मुक्तिः स्यात्। इति सिद्धा यथोक्तरूपस्यात्मनो यथोक्तलक्षणा सिद्धिः।

इति प्रमाणनयतत्त्वालोकालङ्कारे श्रीरत्नप्रभाचार्यविरचितायां
रत्नाकरावतारिकाख्यलघुटीकायां नयात्मस्वरूपनिर्णयो
नाम सप्तमः परिच्छेदः ॥

§२० કોઈ મનુષ્ય સ્ત્રીનિર્વાણ-મોક્ષ પામે છે. મોક્ષના સમસ્ત કારણો હોવાથી, પુરુષની જેમ. મોક્ષનુ અવિકલ એટલે સંપૂર્ણ કારણ સમ્યગ્દર્શનાદિ રત્નત્રય છે. અને તે કારણ સ્ત્રીઓમાં વિદ્યમ ન છે જ, એ આ પ્રકરણમા પહેલાં જ કહી ગયા છીએ (પૃ ૧૧૨ થી ૧૧૬) માટે આ હેતુ અસિદ્ધ નથી. અને આ હેતુ નપુંસકાદિરૂપ વિપક્ષથી અત્યંત વ્યાવૃત્ત-(પૃથક્) છે માટે વિરુદ્ધ કે વ્યભિચારી પણ નથી. કોઈ એક સ્ત્રીવ્યક્તિમા મુક્તિના અવિકલ કારણો મળી આવતાં હોઈ સ્ત્રીજાતિ મુકિતના અવિકલ કારણવાળી છે, કારણ કે સ્ત્રી પ્રવજ્યાની અધિકારિણી છે, પુરુષની જેમ પ્રસ્તુત હેતુ અસિદ્ધ નથી કારણ કે 'ગર્ભિણી અને નાના બાળકવાળી સ્ત્રીને દીક્ષા આપવી કલ્પે નહિ' આ વચનથી સ્ત્રીઓના દીક્ષાના અધિકારનુ પ્રતિપાદન થાય છે. કારણ કે-વિશેષનો નિષેધ શેષના સ્વીકારનો અવિનાભાવી છે. અર્થાત્ ગર્ભિણી આદિને દીક્ષાનો નિષેધ કરવામાં આવ્યો તેથી તદતિરિક્ત—(તેનાથી ભિન્ન)ને દીક્ષાનું વિધાન સિદ્ધ થાય છે અને વર્તમાનકાળમાં પણ મસ્તકે લોચ કરેલી તથા પિચ્છિકા અને કમણ્ડલુ વિગેરે યતિવેશને ધારણ કરનારી સ્ત્રીઓ જોવાય પણ છે. માટે સ્ત્રીઓનો પ્રવજ્યાધિકાર કેમ ન સિદ્ધ થાય અને જેથી મુક્તિ પણ ન થાય? માટે યથોક્ત સ્વરૂપવાળા આત્માને યથોક્ત સ્વરૂપવાળી સિદ્ધિ મુક્તિ સિદ્ધ થઈ. ૫૭

એ પ્રમાણે 'પ્રમાણનયતત્ત્વાલોક' નામના ગ્રંથમાં શ્રીરત્નપ્રભાચાર્ય મહારાજ વિરચિત રત્નાકરાવતારિકા' નામની લઘુટીકામાં 'નયાત્મસ્વરૂપ નિર્ણય' નામના સાતમા પરિચ્છેદનો શ્રીરૈવતાચલ-ચિત્રકૂટાદિ પ્રાચીન (જીર્ણ) તીર્થોદ્ધારક શ્રી વિજયનીતિસૂરીશ્વરજીના શિષ્યાણુ મુનિ મલયવિજયજીએ સ્વઅભ્યાસ સમયે કરેલ ગુર્જરભાષાનુવાદ.

(टि०) तथा मनुष्येत्यादि। तद्वतीति मोक्षयुक्ता। तदधिकारीति प्रव्रज्याधिकारित्वग्रहणात् ॥५७॥

(पं०) नयनयाभासवाद. १, नास्तिकाभिमतभूतचैतन्यनिरासः २, आत्मनः प्रत्यक्षानुमानागमैः स्थापनं ३, बौद्धाभिमतज्ञानलक्षणसन्तानरूपात्मनिरासः ४, चेतनासमवायादात्मनश्चेतनत्वं नोपयोगात्मकतयेति वैशेषिकमतनिरास ५, तदभिमतात्मकूटस्थनित्यतानिरासः ६, आत्मनः कापिलाभिमताकर्तृत्वनिरास ७, साक्षाद्भोक्तृत्वस्थापन, न तु प्रतिबिम्बद्वारा ८, आत्मनः सर्वगतत्वनिरासेन कायप्रमाणतास्थापनं ९, कर्मस्थापनं कर्मण एव च पौद्गलिकस्थापनं च १०, क्रियैकान्त-ज्ञानैकान्तनिरासेन तदुभयस्य मोक्षहेतुतास्थापनं ११, आत्मविशेषगुणोच्छेदो मोक्ष इति जडमुक्तिनिराकरणं १२, स्त्रीनिर्वाणस्थापनं १३-इति सप्तमपरिच्छेदवादसङ्ग्रहः एव त्रयोदश ॥छ॥

(टि०) इति श्रीसाधुपूर्णिमागच्छीयश्रीमदाचार्यश्रीगुणचन्द्रसूरिशिष्यप ज्ञानचन्द्रविरचिते रत्नाकरावतारिकाटिप्पनके सप्तमः परिच्छेदः ॥ ग्रन्थाग्रम् ३०६ अ. ९॥ श्रीः ॥

अर्हम्

# अथाष्टमः परिच्छेदः ।

प्रमाणनयतत्त्वं व्यवस्थाप्य संप्रति तत्प्रयोगभूमिभूतं वस्तुनिर्णयाभिप्रायोपक्रमं वादं वदन्ति—

**विरुद्धयोर्धर्मयोरेकधर्मव्यवच्छेदेन स्वीकृततदन्यधर्मव्यवस्थापनार्थं साधनदूषणवचनं वादः ॥१॥**

§ १ विरुद्धयोरेकत्र प्रमाणेनाऽनुपपद्यमानोपलम्भयोर्धर्मयोर्मध्यादिति निर्धारणे षष्ठी सप्तमी वा । विरुद्धावेव हि धर्मावेकान्तनित्यत्व-कथञ्चिन्नित्यत्वादी वादं प्रयोजयतः, न पुनरितरौ, तद्यथा–पर्यायवद् द्रव्यं गुणवच्च; विरोधश्चैकाधिकरणत्वैककालत्वयोरेव सतोः संभवति । अनित्या बुद्धिर्नित्य आत्मेति भिन्नाधिकरणयोः; पूर्वं निष्क्रियम्, इदानीं क्रियावद् द्रव्यमिति भिन्नकालयोश्च तयोः प्रमाणेन प्रतीतौ विरोधासंभावात् ।

પ્રમાણુ અને નયતત્ત્વની વ્યવસ્થા કરીને હવે તે બન્નેનો પ્રયોગ જ્યાં કરવામાં આવે છે, અને જેનો પ્રારંભ પદાર્થનો નિર્ણય કરવાના અભિપ્રાયથી કરવામાં આવે છે, તે વાદનું વર્ણન—

પરસ્પર વિરોધી બે ધર્મોમાંથી એક ધર્મનો નિષેધ કરીને પોતાને માન્ય એવા અન્ય ધર્મની સિદ્ધિ કરવા માટે સાધન અને દૂષણનું કથન કરવું તે વાદ છે ૧.

§૧ વિરુદ્ધ—એક જ ધર્મીમાં પ્રમાણુથી જેનો ઉપલંભ ઘટી શકતો નથી એવા બે ધર્મો વિષે અહીં નિર્ધારણુ અર્થમાં ષષ્ઠી અથવા સપ્તમી વિભક્તિ જાણુવી. એકાન્ત નિત્યત્વ અને કથંચિત્ નિત્યત્વાદિ જેવા પરસ્પર વિરોધી ધર્મો જ વાદ કરાવે છે પરંતુ જે વિરોધી ન હોય તેવા બે ધર્મો (અર્થાત્ પરસ્પર અવિરોધી બે ધર્મો) વાદને અવસર આપતા નથી જેમકે દ્રવ્ય પર્યાયવાળું અને ગુણુવાળું છે અને બે ધર્મોનો વિરોધ પણુ તેમને એક અધિકરણુમા અને એક કાલમાં માનવામાં આવે તો જ સંભવે છે પરંતુ 'બુદ્ધિ અનિત્ય છે' અને 'આત્મા નિત્ય છે.' અહીં બન્ને ધર્મોનું અધિકરણુ ભિન્ન હોવાથી તથા 'દ્રવ્ય પહેલાં નિષ્ક્રિય અને હવે સક્રિય છે,' અહીં બન્ને ધર્મોનો કાલ ભિન્ન હોવાથી પરસ્પર વિરોધનો સંભવ નથી, કારણુ કે તે પ્રમાણુથી પ્રતીત છે.

(प०) तत्प्रयोगभूमिभूतमिति प्रमाणनयतत्त्वस्थानभूतम् ।

(पं०) न पुनरितराविति अविरुद्धौ ।

(टि०) तयोरिति नित्यत्वानित्यत्वयोर्निष्क्रिय-सक्रिययोः ।

§ २ अयमेव हि विरोधो यत्प्रमाणेनाऽनुपलम्भनं नाम, अन्यथाऽपि तस्याभ्युपगमे सर्वत्र तदनुषङ्गप्रसङ्गात्, इति विरुद्धत्वान्यथानुपपत्तेरेकाधिकरणत्वैककालत्वयोरवगतौ यद् न्यायभाष्ये–"वस्तुधर्मावेकाधिकरणौ विरुद्धावेककालावनवसितौ" इति तयोरुपादानम्, तत् पुनरुक्तम्, अपुष्टार्थं वा ।

§२ પ્રમાણથી ઉપલબ્ધ ન થવું એ જ તો વિરોધ છે. આથી (ઉપરોક્ત વિરોધથી) જુદા પ્રકારનો વિરોધ માનવામાં તો સર્વત્ર વિરોધનો પ્રસંગ આવશે. માટે વિરુદ્ધત્વની ઘટના અન્ય કોઈ પ્રકારે થતી ન હોવાથી એક અધિકરણના અને એક કાલના બે ધર્મોમાં જ વિરોધની અવગતિ છે, પરન્તુ અન્યત્ર નથી. આમ છતાં ન્યાયભાષ્યમાં "वस्तुधर्मावेकाधिकरणौ विरुद्धावेककालावनवसितौ" —અર્થાત્ શબ્દાદિ વસ્તુરૂપ એક અધિકરણમાં અને એકકાલમાં અનવસિત–પ્રમાણથી એવા બે ધર્મો પરસ્પર વિરુદ્ધ છે. આમ અહીં બે વિશેષણોનું જે ઉપાદાન કર્યું છે, તે પુનરુક્ત અથવા અપુષ્ટાર્થ છે, અર્થાત્ વિરુદ્ધ કહેવા માત્રથી જ એ વિશેષણોનો ભાવ ગૃહીત થઈ જાય છે, તો તેમને પૃથક્ કહેવાની જરૂર નથી.

(पं०) अन्यथापीति प्रमाणोपलम्भेऽपि । अवगताविति ज्ञान अनवसितिविति अपरिज्ञातौ ।

(टि०) अन्यथापीति प्रमाणेनोपलम्भेऽपि । तस्येति विरोधस्याङ्गीकारे । सर्वत्रेति सर्वेषु पक्षेषु नित्यादिषु साधितुमिष्टेषु विरोधसम्भवात् । तयोरिति एकाधिकरणयोरेककालयोर्वा ।

§ ३ यदप्यत्रैवानवसिताविति, तदप्यव्यापकम्, यतो वीतरागविषयवादकथायामनवसितत्वसद्भावेऽपि जिगीषुगोचरवादकथाया तदसद्भावात् । वीतरागवादो ह्यन्यतरसंदेहादपि प्रवर्तते । जिगीषुगोचरः पुनर्वादो न नाम निर्णयमन्तरेण प्रवर्त्तितुमुत्सहते । तथाहि–वादी शब्दादौ नित्यत्वं स्वयं प्रमाणेन प्रतीत्यैव प्रवर्तमानोऽसमानप्रतिपक्षप्रतिक्षेपमनोरथोऽहमहमिकयाऽनुमानमुपन्यस्यति; प्रतिवाद्यपि तत्रैव धर्मिणि प्रतिपन्नानित्यत्वधर्मस्तथैव दूषणमुदीरयतीति क्व नाम वादकथाप्रारम्भात् प्रागनवसायस्यावकाशः[1] ।

§૩ વળી, 'અનવસિત એવું જે વિશેષણ આપ્યું છે, તે પણ અવ્યાપક, કારણ કે વીતરાગ વિષયક વાદકથામાં અનવસિતત્વનો સદ્ભાવ છે; જ્યારે જિગીષુ વિષયક વાદકથામાં તેનો અભાવ છે, કારણ કે વીતરાગવાદ તો એકના સંદેહથી થાય છે, પરંતુ જિગીષુ વિષયક વાદ તો નિર્ણય વિના કદી પણ સંભવતો નથી. તે આ પ્રમાણે—

વાદી શબ્દાદિ ધર્મીમાં નિત્યત્વનો પ્રમાણથી સ્વયં નિશ્ચય કરીને જ અસમાન પ્રતિપક્ષનું એટલે કે પોતાથી વિલક્ષણ પ્રતિપક્ષનું ખંડન કરવાની ઇચ્છાથી અભિમાનપૂર્વક અનુમાન વાક્યનો પ્રયોગ કરે છે, અને પ્રતિવાદી પણ તે જ શબ્દાદિ ધર્મીમાં પ્રમાણથી અનિત્યત્વ ધર્મનો નિશ્ચય કરી તે જ રીતે વાદીના

અનુમાનમાં દૂષણનું ઉદ્ભાવન કરે છે, તો વાદકથાના પ્રારંભમાં પહેલાં અવનસાય (અનિશ્ચય)ને સ્થાન જ ક્યાં છે?

(पं०) तदुसद्भावादिति अनवसितत्वाभावात् ॥१॥

(टि०) अनवसिताविति प्रमाणेन परिच्छिन्नावनवगतौ । वीतरागेति गुरुशिष्यगोचरवार्तायाम् । तदसद्भावादिति अनवसितत्वाभावात् । तथैवेति समानप्रतिपक्षप्रतिक्षेपमनोरथोऽहमहमिकया ।

§ ४ ततोऽयं सूत्रार्थः—यावेकाधिकरणावेककालौ च धर्मौ विरुध्येते, तयोर्मध्यादेकस्य सर्वथा नित्यत्वस्य कथंचिन्नित्यत्वस्य वा, व्यवच्छेदेन निरासेन, स्वीकृततदन्यधर्मस्य कथंचिन्नित्यत्वस्य सर्वथा नित्यत्वस्य वा, व्यवस्थापनार्थं वादिनः प्रतिवादिनश्च साधनदूषणवचनं वाद इत्यभिधीयते । सामर्थ्याच्च स्वपक्षविषयं साधनम्, परपक्षविषयं तु दूषणम्, साधनदूषणवचने च प्रमाणरूपे एव संभवतः, तदितरयोस्तयोस्तदाऽऽभासत्वात्; न च ताभ्यां वस्तु साधयितुं दूषयितुं वा शक्यमिति ।

§૪ એટલે સૂત્રનો અર્થ આ પ્રમાણે થયો : એક અધિકરણમાં અને એક જ કાલમાં જે બે ધર્મોનો પરસ્પર વિરોધ છે તેમાથી એક ધર્મનો એટલે કે સર્વથા નિત્યત્વ કે કથંચિત્ નિત્યત્વનો નિરાસ કરીને પોતાને માન્ય એવા અન્ય કથંચિત્ નિત્યત્વ કે સર્વથા નિત્યત્વની સિદ્ધિ કરવા માટે વાદી દ્વારા અને પ્રતિવાદી દ્વારા સાધનદૂષણનું કથન કરવું તે વાદ છે. અહીં (પ્રકરણ) સામર્થ્યથી સ્વપક્ષ વિષયક વચન તે સાધન, અને પરપક્ષ વિષયક વચન તે દૂષણ છે એમ જાણી લેવું.

અને સાધનદૂષણવચનો પ્રમાણરૂપ જ હોવાં જોઈએ, તેનાથી ભિન્ન એટલે કે અપ્રમાણરૂપ સાધન-દૂષણ વચન અનુક્રમે સાધનાભાસ અને દૂષણાભાસ બને છે. કારણ કે સાધનાભાસ કે દૂષણાભાસરૂપ વચનથી વસ્તુ સિદ્ધ કરવી કે દૂષિત કરવી શક્ય નથી

(टि०) तयोरिति एकाधिकरणयोरेककालयोर्वा । तदितरयोरिति प्रमाणव्यतिरिक्तयोः । तयोरिति साधन दूषणयो । तदाभासत्वादिति साधनाभासदूषणाभासत्वप्रसङ्गात् । ताभ्यामिति साधनाभास-दूषणाभासाभ्याम् ।

§ ५ ननु यस्मिन्नेव धर्मिण्येकतरधर्मनिरासेन तदितरधर्मव्यवस्थापनार्थं वादिनः साधनवचनम्, कथ तस्मिन्नेव प्रतिवादिनस्तद्विपरीतं दूषणवचनमुचितं स्यात् ?, व्याघातात् इति चेत् । तदसत्, स्वाभिप्रायानुसारेण वादिप्रतिवादिभ्यां तथासाधनदूषणवचने विरोधाभावात् । पूर्वं हि तावद् वादी स्वाभिप्रायेण साधनमभिधत्ते, पश्चात् प्रतिवाद्यपि स्वाभिप्रायेण दूषणमुद्भावयति । न खल्वत्र साधन दूषणं चैकत्रैव धर्मिणि तात्त्विकमस्तीति विवक्षितम्, किन्तु स्वस्वाभिप्रायानुसरणेन वादिप्रतिवादिनौ ते तथा प्रयुञ्जाते, इति तथैवोक्ते ॥१॥

ફ્રુપ--જે ધર્મીમાં બે ધર્મોમાંથી એકનો નિષેધ કરીને અન્ય ધર્મની વ્યવસ્થા કરવા વાદીએ સાધનવચન કહ્યું હોય તે જ ધર્મીમાં પ્રતિવાદી તેનાથી વિપરીત સિદ્ધ કરવા દૂષણ વચન કહે એ કેમ બને? કારણ કે તેમ કરવા જતાં વ્યાઘાત થાય છે.

સમાધાન—એ શંકા યોગ્ય નથી, કારણ કે વાદી અને પ્રતિવાદી પોત-પોતાના અભિપ્રાયથી દૂષણવચન કહે છે, પછી પ્રતિવાદી પણ સ્વાભિપ્રાયને અનુસરી દૂષણ વચન કહે છે. પણ અહીં એક જ ધર્મીમાં સાધન અને દૂષણ બન્ને તાત્ત્વિક (સાચા) છે. એમ અમારું કહેવું નથી, પરંતુ પોતપોતાના અભિ-પ્રાયને અનુસરીને વાદી પ્રતિવાદી સાધન-દૂષણ વચનનો પ્રયોગ કરે છે, માટે અમે એ પ્રમાણે કહેલુ છે.

(टि०) तस्मिन्नेवेति धर्मिणि। तद्विपरीतमिति साधनविपर्ययभूतम्। व्याघातादिति परस्परविरोधादिति भावः। ते इति साधनदूषणवचने। तत्रैवेति एकस्मिन्नेव धर्मिणि। उक्ते इति सूत्रकारेणाभिहिते ॥१॥

अङ्गनियमभेदप्रदर्शनार्थं वादे प्रारम्भकभेदौ वदन्ति—

प्रारम्भकश्चात्र जिगीषुः, तत्त्वनिर्णिनीषुश्च ॥२॥

§ १ तत्र जिगीषुः प्रसह्य प्रथमं च वादमारभते, प्रथममेव च तत्त्व-निर्णिनीषुः, इति द्वावप्येतौ प्रारम्भकौ भवतः।

વાદમાં અંગનો નિયમ, અને તેના ભેદ જણાવવા માટે પ્રારંભક (વાદી)ના બે ભેદનું કથન—

વાદના પ્રારંભક બે પ્રકારે છે, ૧ જિગીષુ (વાદમાં વિજય મેળવવાની ઇચ્છા વાળો) અને ૨ તત્ત્વનિર્ણિનીષુ (તત્ત્વનો નિશ્ચય કરવાની ઇચ્છાવાળો.) ૨.

§૧ બે પ્રકારના પ્રારંભકમાં જિગીષુ ગર્વપૂર્વક પ્રથમ વાદની શરૂઆત કરે છે, અને 'તત્ત્વનિર્ણિનીષુ પણ વાદનો પ્રારંભ પહેલો જ કરે છે, માટે આ બન્ને પ્રારંભક છે.

§ २ तत्र जिगीषोः—

"सारङ्गमातङ्गतुरङ्गपूगाः! पलाय्यतामाशु वनादमुष्मात्।
साटोपकोपस्फुटकेसरश्रीमृगाधिराजोऽयमुपेयिवान् अत्" ॥१॥

इत्यादिविचित्रपत्रोत्तम्भनम्। अयि! कपटनाटकपटो! सितपट! किमेतान् मन्दमेधसस्तपस्विनः शिष्यानलीकतुण्डताण्डवाडम्बरप्रचण्डपाण्डित्याविष्कारेण विप्रतारयसि?; क जीव?, न प्रमाणदृष्टमदृष्टम्, दवीयसी परलोकवार्तेति साक्षादाक्षेपो वा, न विद्यते निरवद्यविद्यावदातस्तव सदसि कश्चिदपि विपश्चिदित्यादिना भूपतेः समुत्तेजनं च, इत्यादिर्वादारम्भः।

§२ તેમાં જિગીષુ—"હે હરણ હાથી અને અશ્વના સમૂહો! આ વનમાંથી જલદી નાસી જાઓ, કારણ કે આડંબર અને કોપથી સ્ફુટ કેશરાની શોભાવાળો સિંહ આવે છે." ઈત્યાદિ કથન કરે કે વિચિત્ર પત્રવાક્યનું અવલંબન કરે, કે, "અરે! હે કપટનાટકપટુ! હે શ્વેતામ્બર! આ મંદ બુદ્ધિવાળા રાંક શિષ્યોને મુખના ચાળા કરી મિથ્યા વાણીવિલાસથી પ્રચંડ પાંડિત્યનો આવિષ્કાર કરી કેમ ઠગે છે?" એમ કહે, અથવા "જીવ ક્યાં છે? અદૃષ્ટ-(કર્મ) પ્રમાણસિદ્ધ નથી માટે પરલોકની વાત તો દૂર રહો,' આ પ્રમાણે સાક્ષાત્ આક્ષેપ કરે, અથવા "હે રાજન્! તમારી સભામાં કોઈ પણ નિર્દોષ વિદ્યા (જ્ઞાન) વડે મનોજ્ઞ પંડિત નથી" એમ કહી રાજાને ઉત્તેજિત કરે, એમ અનેક રીતે વાદનો પ્રારંભ કરે છે.

§ ३ तत्त्वनिर्णिनीषोस्तु सब्रह्मचारिन्! शब्दः किं कथञ्चिद् नित्यः स्याद् नित्य एव वेति संशयोपक्रमो वा, कथञ्चिद् नित्य एव शब्द इति निर्णयोपक्रमो वा इत्यादिरूपः।

§૩ અને તત્ત્વનિર્ણિનીષુ તો "હે સબ્રહ્મચારિન્! (તુલ્ય બ્રહ્મચર્યવાળા ગુરુભ્રાતા!) શબ્દ શું કથંચિત્ નિત્ય છે કે સર્વથા નિત્ય જ છે?" આ પ્રમાણે સંશય દર્શાવીને વાદનો પ્રારંભ કરે છે. અથવા "શબ્દ કથંચિત્ નિત્ય જ છે" એ પ્રમાણે નિર્ણય જણાવી વાદનો પ્રારંભ કરે છે.

§ ४ वचनव्यक्ती सूत्रेष्वतन्त्रे, क्वचिदेकस्मिन्नपि प्रौढे प्रतिवादिनि बहवोऽपि संभूय विवदेरन् जिगीषवः, पर्यनुयुञ्जीरंश्च तत्त्वनिर्णिनीषवः, स च प्रौढतयैव तांस्तावतोऽप्यभ्युपैति, प्रत्याख्याति च, तत्त्वं चाचष्टे। क्वचिदेकमपि तत्त्वनिर्णिनीषुं बहवोऽपि तथाविधाः प्रतिबोधयेयुः। इत्यनेकवादिकृतः, स्त्रीकृतश्च वादारम्भः संगृह्यते ॥२॥

કેટલા વાદીઓ કેટલાક પ્રતિવાદી સાથે વાદનો આરંભ કરે તેનો વિચાર—

§૪ સૂત્રમા વચન અને વ્યક્તિના નિયમ નથી, એટલે કોઈ વખત એક જ પ્રૌઢ પ્રતિવાદી હોય ત્યારે ઘણા જિગીષુઓ એકઠા થઈને તેની સાથે વાદ કરે છે, અને તત્ત્વનિર્ણિનીષુઓ તેને પ્રશ્નો પૂછે, છે અને પ્રતિવાદી પણ સ્વપ્રૌઢિને બળે તે બધાને સ્વીકારી લે છે, અને તેમનું નિરાકરણ કરે છે, અને તત્ત્વનું કથન પણ કરે છે તો કોઈ વખત એક જ તત્ત્વનિર્ણિનીષુ હોય છે ત્યારે ઘણા તત્ત્વનિર્ણિનીષુઓ મળીને તેને પ્રતિબોધ કરે છે.

આ રીતે અનેક વાદીઓથી કરાયેલ અને સ્ત્રીથી કરાયેલ પણ વાદારંભનો સંગ્રહ જાણવો.

(प०) वचनव्यक्ती सूत्रेष्वतन्त्रे इति व्यक्तीति लिङ्गस्याख्या ॥२॥

(टि०) वचनव्यक्ती इत्यादि। स चेति प्रतिवादी। तानिति जिगीषून् तत्त्वनिर्णिनीषून्। तावत इति बहून्। तथाविधा इति प्रतिवादिनः। प्रतिबोधयेयुरिति एकस्योत्तरदानेऽशक्ताः सम्भूय सर्वे प्रत्युत्तरं दद्युः। अथ च सुप्तसर्पमिव दण्डघट्टनेनोद्यमं कारयेयुः ॥२॥

तत्र जिगीषोः स्वरूपमाहुः—

**स्वीकृतधर्मव्यवस्थापनार्थं साधन-दूषणाभ्यां परं पराजेतुमिच्छुर्जिगीषुः ॥३॥**

§ १ स्वीकृतो धर्मः शब्दादेः कथञ्चिद् नित्यत्वादिर्यः, तस्य व्यवस्थापनार्थम्, यत्सामर्थ्यात् तस्यैव साधनं परपक्षस्य च दूषणम्, ताभ्यां कृत्वा परं पराजेतुमिच्छुर्जिगीषुरित्यर्थः ।

તેમાં જિગીષુનું સ્વરૂપ—

સ્વીકૃત ધર્મની વ્યવસ્થા (સિદ્ધિ) માટે સાધનવચન અને દૂષણવચન દ્વારા અન્યનો પરાજય કરવાની ઇચ્છાવાળો જિગીષુ છે. ૩.

§૧ स्वीकृतो धर्मः એટલે શબ્દાદિ પદાર્થમાં કથંચિત્ નિત્યત્વાદિ ધર્મ, જે સ્વયં સ્વીકારેલ હોય તે. તેની વ્યવસ્થાપના માટે એટલે કે વ્યવસ્થા કરવી હોય તો તે જ સ્વીકૃતધર્મની સિદ્ધિ અને પક્ષનું દૂષણ કરીને અન્યનો પરાજય કરવાની ઇચ્છાવાળો હોય તે 'જિગીષુ' એમ અર્થ જાણવો.

§ २ एतेन यौगिकोऽप्ययं जिगीषुशब्दो वादाधिकारिनिरूपणप्रकरणे योगरूढ इति प्रदर्शितम् ॥३॥

§૨ જિગીષુ શબ્દની ઉપર મુજબ વ્યાખ્યા કરવાથી આ 'જિગીષુ' શબ્દ યૌગિક હોવા છતા પણ વાદના અધિકારીનું નિરૂપણ કરનાર આ પ્રકરણમાં તે (જિગીષુ શબ્દ) યોગરૂઢ છે એ જણાવ્યું.

(पं०) एतेन यौगिकोऽप्ययमित्यत्र गद्ये एतेन एतेनेति कोऽर्थ. यो जेतुमिच्छति स एव जिगीषुरिति भाषणेन ॥३॥

(टि०) एतेनेति जिगीषुलक्षणभणनेन ॥३॥

अथ तत्त्वनिर्णिनीषोः स्वरूपं निरूपयन्ति—

**तथैव तत्त्वं प्रतितिष्ठापयिषुस्तत्त्वनिर्णिनीषुः ॥४॥**

§ १ तथैव स्वीकृतधर्मव्यवस्थापनार्थं साधन-दूषणाभ्याम्, शब्दादेः कथञ्चिद् नित्यत्वादिरूपं तत्त्वम्, प्रतिष्ठापयितुमिच्छुस्तत्त्वनिर्णिनीषुरित्यर्थः ॥४॥

તત્ત્વનિર્ણિનીષુનું સ્વરૂપ—

તે જ રીતે તત્ત્વની પ્રતિષ્ઠા કરવાને ઈચ્છુક તે તત્ત્વનિર્ણિનીષુ છે. ૪.

§૧ સ્વીકૃત ધર્મની વ્યવસ્થા માટે સાધન અને દૂષણ વડે તત્ત્વ એટલે શબ્દાદિના કથંચિન્નિત્યત્વાદિ રૂપની પ્રતિષ્ઠા કરવાની ઇચ્છા ધરાવનાર તત્ત્વનિર્ણિનીષુ કહેવાય છે.

§ अस्यैवाङ्गेयत्तावैचित्र्यहेतवे भेदावुपदर्शयन्ति—

**अयं च द्वेधा स्वात्मनि परत्र च ॥५॥**

§ १ अयमिति तत्त्वनिर्णिनीषुः, कश्चिद् खलु सन्देहाद्युपहतचेतोवृत्तिः स्वात्मनि तत्त्वं निर्णेतुमिच्छति, अपरस्तु परानुग्रहैकरसिकतया परत्र तथा; इति द्वेधाऽसौ

तत्त्वनिर्णिनीषुः । सर्वोऽपि च धात्वर्थः करोत्यर्थेन व्याप्त इति स्वात्मनि परत्र च तत्त्वनिर्णयं चिकीर्षुरित्यर्थः ।

આ તત્ત્વનિર્ણિનીષુ અંગ કેટલા પ્રકારનું છે, અને તેની વિચિત્રતા શાથી છે તે બતાવવા તેના ( તત્ત્વનિર્ણિનીષુના ) ભેદોનું કથન–

આ તત્ત્વનિર્ણિનીષુના બે પ્રકાર છે : ૧ સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ ( પોતે જ તત્ત્વનો નિર્ણય કરવાવાળો ) અને ૨ પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ( બીજાને તત્ત્વનો નિર્ણય કરાવવાની ઈચ્છાવાળો ) ૫.

§૧ આ તત્ત્વનિર્ણિનીષુ સંશયાદિ કારણોથી નષ્ટ થયેલ ચેતોવૃત્તિ ( બુદ્ધિજ્ઞાનવૃત્તિ )વાળો કોઈક પોતે જ (પોતાના વિષે ) તત્ત્વનો નિશ્ચય કરવાની ઈચ્છાવાળો હોય છે, જ્યારે બીજો અન્યને ઉપકાર કરવાની બુદ્ધિથી પર ( સામે રહેલ વ્યક્ત )ને વિષે તત્ત્વનો નિર્ણય કરાવવાની ઈચ્છાવાળો હોય છે, આ પ્રકારે આ તત્ત્વ નિર્ણિનીષુના બે ભેદ છે.

અહીં ધાતુનો સઘળોયે અર્થ ' करोति ' ક્રિયાપદના અર્થથી વ્યાપ્ત છે, એટલે સ્વને વિષે તથા પરને વિષે તત્ત્વનો નિર્ણય કરવાની ઇચ્છાવાળો એવો અર્થ થયો.

(टि०) अस्यैवेति तत्त्वनिर्णिनीषो· । तथेति तत्त्वं निर्णेतुमिच्छति ।

§ २ अथ परं प्रति तत्त्वनिर्णिनीषोरप्यस्य तन्निर्णयोपजनने जयघोषणामुद्घोषयन्त्येव सभ्या इति चेत् , ततः किम् ? । जिगीषुता स्यादिति चेत् , कथं यो यदनिच्छुः स तदिच्छुः परोक्तिमात्राद् भवेत् ? । तत् किं नासौ जयमश्नुते ', बाढमश्नुते । न च तमिच्छति च, अश्नुते चेति किमपि कैतवं तवेति चेत्, स्यादेवम्, यद्यनिष्टमपि न प्राप्येत । अवलोक्यन्ते चानिष्टान्यप्यनुकूलप्रतिकूलदैवोपकल्पितानि जनैरुपभुज्यमानानि शतशः फलानि । तदिदमिह रहस्यम्–परोपकारैकपरायणस्य कस्यचिद् वादिवृन्दारकस्य परत्र तत्त्वनिर्णिनीषोरानुषङ्गिकं फलं जयः, मुख्यं तु परतत्त्वावबोधनम् । जिगीषोस्तु विपर्यय इति ॥५॥

§૨ શંકા—બીજાને વિષે તત્ત્વનો નિર્ણય કરવવાની ઇચ્છાવાળો જ્યારે પરને વિષે તત્ત્વનો નિર્ણય ઉત્પન્ન કરે ત્યારે બે સભ્યો જયઘોષણા જાહેર તો કરે છે જ.

સમાધાન—સભ્યો જયઘોષણા જાહેર કરે તેથી શું થયું ?

શંકા—તેથી તેની જિગીષુતા થઈ.

સમાધાન—જે જેનો ઈચ્છુક નથી, તે શું પરના કથન માત્રથી તેનો ઇચ્છુક થઈ જાય ?

શંકા— તો શું એ પરત્ર તત્ત્વનિર્ણિનીષુ જય મેળવતો નથી ?

સમાધાન— ખરેખર જય તો મેળવે છે.

શંકા—વાહ ! જય એ ઈચ્છતો નથી, અને છતા તે મેળવે છે, આ તો કંઈક તમારું કપટનાટક જણાય છે.

સમાધાન--અમારું કપટ ત્યારે કહેવાય જો નહિ ઇચ્છેલું પ્રાપ્ત થતું હોય, પરંતુ આપણા અનુભવની વાત છે કે અનુકૂલ કે પ્રતિકૂલ ભાગ્ય વડે નહિ ઇચ્છવા છતાં સેંકડો ફળો લોકો ભોગવે છે. એટલે આનું રહસ્ય આ પ્રમાણે જાણવું. પરોપકાર કરવામાં તત્પર એવો જ્યારે અન્યત્ર તત્ત્વનિર્ણય કરાવે છે ત્યારે તેને આનુષંગિક (ગૌણ) ફળરૂપ જય મળે છે છતાં મુખ્ય ફળ તો પરને તત્ત્વનો અવબોધ થાય એ જ છે.

પરંતુ જિગીષુને તો તેનાથી વિપરીત ફળ છે, અર્થાત્ 'જય' મુખ્ય ફળ છે અને 'બોધ થવો' એ ગૌણ ફળ છે.

(पं०) अथ परं प्रतीत्यादि परः । ततः किमिति सूरिः । जिगीषुता स्यादिति चेदिति पर.। कथमित्यादि सूरि । तत् किमित्यादि परः। बाढमश्नुते इति सूरिः । न च तमिच्छतीत्यादि परः। स्यादेवमित्यादि सूरि ॥५॥

(टि०) तन्निर्णये तस्य नित्यत्वस्य कथञ्चिन्नित्यत्वस्य वा निश्चयोत्पादने। असाविति तत्त्वनिर्णिनीषु । बाढमिति अतिशयेन । तमिति जयम्। विपर्यय इति मुख्यं फलं जयः परतत्त्वावबोधनमानुषङ्गिकम् ॥५॥

स्वात्मनि तत्त्वनिर्णिनीषुमुदाहरन्ति—

आद्यः शिष्यादिः ॥६॥

§ १ आद्य इति स्वात्मनि तत्त्वनिर्णिनीषुरित्यर्थः । आदिग्रहणादिहोत्तरत्र च सब्रह्मचारिसुहृदादिरादीयते ॥६॥

સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુનું ઉદાહરણ–

શિષ્યાદિ પ્રથમ ( સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ ) છે. ૬.

§૧ આદ્ય-પ્રથમ એટલે સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ સમજવો. સૂત્રગત 'આદિ' શબ્દથી અહીં અને હવે પછીના સૂત્રમાં સબ્રહ્મચારી ( સહયોગી ) સુહૃદ્(મિત્ર) વગેરેનું ગ્રહણ જાણવું.

સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ શિષ્ય-સહયોગી કે મિત્ર હોઇ શકે છે.

परत्र तत्त्वनिर्णिनीषुमुदाहरन्ति—

द्वितीयो गुर्वादिः ॥७॥

§ १ द्वितीय इति परत्र तत्त्वनिर्णिनीषुः ॥७॥

પરત્ર તત્ત્વનિર્ણિનીષુનું ઉદાહરણ–

ગુરુ વગેરે બીજા ( પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ) છે. ૭.

§૧ દ્વિતીયઃ એટલે પરત્ર તત્ત્વનિર્ણિનીષુ.

द्वितीयस्य भेदावभिदधति—

अयं द्विविधः क्षायोपशमिकज्ञानशाली केवली च ॥८॥

§ १ अयमिति परत्र तत्त्वनिर्णिनीषुर्गुर्वादिः, ज्ञानावरणीयस्य कर्मणः क्षयोपशमेन निर्वृत्तं ज्ञानं मति-श्रुतावधि-मनःपर्यायरूपं व्यस्तं समस्तं वा यस्यास्ति स तावदेकः, द्वितीयस्तु तस्यैव क्षयेण यज्जनितं केवलज्ञानं तद्वान् ।

પરત્ર તત્ત્વનિર્ણિનીષુના બે ભેદોનુ કથન-

આ-પરત્ર તત્ત્વનિર્ણિનીષુ બે પ્રકારે છે· ક્ષાયોપશમિક જ્ઞાનશાલી અને ૨. કેવલી. ૮.

§૧ अयम्-અર્થાત્ ગુર્વાદિરૂપ પરત્ર તત્ત્વનિર્ણિનીષુ, જ્ઞાનાવરણીય કર્મના ક્ષયોપશમથી ઉત્પન્ન થયેલ મતિજ્ઞાન શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન કે મનઃપર્યવજ્ઞાન-માંથી ભિન્ન ભિન્ન જ્ઞાનવાળા અથવા તે ચારે જ્ઞાનવાળા જે ગુરુ વગેરે તે ક્ષાયોપશમિક જ્ઞાનવાળા પહેલા પ્રકારના પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કહેવાય છે, જ્યારે જ્ઞાનાવરણીય કર્મના ક્ષયથી ઉત્પન્ન થયેલ કેવળજ્ઞાનવાળા ગુરુ વગેરે તે કેવલીરૂપ બીજા પ્રકારના પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કહેવાય છે.

(टि०) अयं द्विविध इत्यादि । तस्यैवेति ज्ञानावरणीयादे. कर्मण· ।

§ २ तदेवं चत्वारः प्रारम्भकाः–जिगीषुः, स्वात्मनि तत्त्वनिर्णिनीषुः, परत्र तत्त्वनिर्णिनीषू च क्षायोपशमिकज्ञानशालिकेवलिनाविति । तत्त्वनिर्णिनीषोर्हि ये भेद-प्रभेदाः प्रदर्शिताः, न ते जिगीषोः सर्वेऽपि संभवन्ति । तथाहि–न कश्चिद् विपश्चिदात्मानं जेतुमिच्छति । न च केवली परं पराजेतुमिच्छति, वीतरागत्वात् । गौड-द्रविडादिभेदस्तु नाङ्गनियमभेदोपयोगी, प्रसञ्जयति चानन्त्यम्; इति पारिशेष्यात् क्षायोपशमिकज्ञानशाली परत्र जिगीषुर्भवतीत्येकरूप एवासौ न भेदप्रदर्शनमर्हति । यौ च परत्र तत्त्वनिर्णिनीषो-र्भेदावुक्तौ, न तौ द्वावपि स्वात्मनि तत्त्वनिर्णिनीषोः संभवतः, निर्णीतसमस्ततत्त्वज्ञान-शालिनः केवलिनः स्वात्मनि तत्त्वनिर्णयेच्छानुपपत्तेः, इति पारिशेष्यात् क्षायोपशमिक-ज्ञानवानेव स्वात्मनि तत्त्वनिर्णिनीषुर्भवतीत्यसावप्येकरूप एवेति ॥८॥

§૨ એટલે ઉપર જણાવ્યા પ્રમાણે વાદના પ્રારંભક (વાદી) ચાર પ્રકારના થયા–૧ જિગીષુ, ૨ સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ, ૩ ક્ષાયોપશમિક જ્ઞાનવાળા પરત્ર તત્ત્વનિર્ણિનીષુ, અને ૪ કેવલી પરત્ર તત્ત્વનિર્ણિનીષુ.

અહીં તત્ત્વનિર્ણિનીષુના જે ભેદ-પ્રભેદ બતાવ્યા તે સઘળા ભેદ-પ્રભેદો જિગીષુમાં સંભવતા નથી, તે આ પ્રમાણે—

કોઇ પણ વિદ્વાન પોતાને જીતવા ઇચ્છતો નથી, અને કેવલી વીતરાગ હોવાથી પરને જીતવાની ઇચ્છાવાળા હોતા નથી.

ગૌડ, દ્રાવિડ આદિ ભેદો તો અંગનિયમ કે અંગભેદોમાં ઉપયોગી નથી, કારણ કે તે રીતે તો અનન્ત ભેદોનો પ્રસંગ આવે છે એટલે પરત્ર જિગીષુ કેવલ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી જ બાકી રહે છે, આ રીતે જિગીષુ એક જ પ્રકારનો હોવાથી તેના ભેદનું પ્રદર્શન યોગ્ય નથી.

અને પરત્ર તત્ત્વનિર્ણિનીષુના જે બે ભેદો બતાવ્યા છે તે બન્ને સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુના સંભવતા નથી; કારણ કે સમસ્ત તત્ત્વજ્ઞાનને વિષે નિશ્ચયવાળા કેવલીને પોતાને વિષે તત્ત્વનો નિશ્ચય કરવાની ઇચ્છા ઘટતી નથી એટલે એક જ ભેદ બાકી રહે છે અને તે ક્ષાયોપશમિક સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ છે.

(टि०) विपश्चिद्विति जिगीषु । यौ चेत्यादि । असाविति स्वात्मनि तत्त्वनिर्णिनीषु ॥८॥

वादिप्रतिवादिनोर्हस्तिप्रतिहस्तिन्यायेन प्रसिद्धेर्यावद् वादिनः, तावदेव प्रतिवादिभिरपि भवितव्यम् ' इत्याहुः—

**एतेन प्रत्यारम्भकोऽपि व्याख्यातः ॥९॥**

§ १ आरम्भकं प्रति प्रतीपं चाऽऽरभमाणः प्रत्यारम्भकः, सोऽयमेनेन प्रारम्भकभेदप्रभेदप्ररूपणेन व्याख्यातः । प्रदर्शितभेदप्रभेदः सहृदयैः स्वयमवगन्तव्यः ।

§ २ एवं च प्रत्यारम्भकस्यापि जिगीषुप्रभृतयश्चत्वारः प्रकारा भवन्ति । तत्र यद्यप्येकैकशः प्रारम्भकस्य प्रत्यारम्भकेण सार्धं वादे षोडश भेदाः प्रादुर्भवन्ति, तथापि जिगीषोः स्वात्मनिर्णिनीषुणा, तत्त्वनिर्णिनीषोर्जिगीषुणा, स्वात्मनि तत्त्वनिर्णिनीषो स्वात्मनि तत्त्वनिर्णिनीषुणा च केवलिनश्च केवलिना सह वादो न संभवत्येव; इति चतुरो भेदान् पातयित्वा द्वादशैव तेऽत्र गण्यन्ते । तद्यथा—वादी जिगीषुः, प्रतिवादी तु जिगीषुः स्वात्मनि तत्त्वनिर्णिनीषुर्न, परत्र तत्त्वनिर्णिनीषु क्षायोपशमिकज्ञानशाली, केवली च । तथा वादी स्वात्मनि तत्त्वनिर्णिनीषुः, प्रतिवादी तु जिगीषुर्न स्वात्मनि तत्त्वनिर्णिनीषुर्न, परत्र तत्त्वनिर्णिनीषुः क्षायोपशमिकज्ञानशाली, केवली च । तथा वादी परत्र तत्त्वनिर्णिनीषुः क्षायोपशमिकज्ञानशाली प्रतिवादी तु जिगीषुः, स्वात्मनि तत्त्वनिर्णिनीषुः, परत्र तत्त्वनिर्णिनीषुः क्षायोपशमिकज्ञानशाली, केवली च । तथा वादी परत्र तत्त्वनिर्णिनीषुः केवली च प्रतिवादी तु जिगीषुः स्वात्मनि तत्त्वनिर्णिनीषुः, परत्र तत्त्वनिर्णिनीषुः क्षायोपशमिकज्ञानशाली, केवली च न । एवमेते चत्वारश्चतुष्काः षोडश । नन्नुपलक्षितेषु चतुर्षु पातितेषु द्वादश भवन्ति—

"अङ्गैनैयत्यनिश्चित्यै वादे वादफलार्थिभिः ।
द्वादशैवाऽवसातव्या एते भेदा मनस्विभिः" ॥१॥९॥

વાદી અને પ્રતિવાદીની પ્રસિદ્ધિ હસ્તી-પ્રતિહસ્તીના ન્યાયથી છે, તેથી વાદીના જેટલા ભેદો છે તેટલા જ ભેદ પ્રતિવાદીના હોવા જોઇએ એ વાતનું કથન—

પૂર્વોક્ત કથનથી ( પ્રારંભકના કથનથી ) પ્રત્યારંભકની પણ વ્યાખ્યા થઇ ગઇ એમ જાણવું.

આરંભકની સામે વિરુદ્ધ (પ્રતિકૂલ) આરંભ કરનાર પ્રત્યારંભક કહેવાય છે, એટલે તેનું વ્યાખ્યાન પ્રારંભકના ભેદ-પ્રભેદરૂપ વિવરણ દ્વારા થઈ ગયું એમ સમજવું, એટલે કે બુદ્ધિશાલી-વિદ્વાન પુરુષોએ પ્રારંભકના ભેદ-પ્રભેદ પ્રમાણે પ્રત્યારંભકના ભેદ-પ્રભેદો પણ પોતાની મેળે વિચારીને જાણી લેવા અને એ રીતે પ્રત્યારંભકના પણ જિગીષુ આદિ ચાર ભેદ થાય છે.

તેમાં દરેક પ્રારંભક સાથે દરેક પ્રત્યારંભકનો વાદ ગણતાં જો કે સોળ ભેદ થાય છે તો પણ એક ૧ જિગીષુનો સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ સાથે, ૨ સ્વાત્મનિ નિર્ણિષુનો જિગીષુ સાથે, ૩ સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુનો સ્વાત્મનિ

તત્ત્વનિર્ણિનીષુ સાથે, અને ૪ કેવલીનો કેવલી સાથે વાદ સંભવતો નથી માટે આ ચાર ભેદ બાદ કરવાથી વાદના બાર ભેદ જ ગણાય છે, તે આ પ્રમાણે-

(૧) વાદી જિગીષુ હોય અને પ્રતિવાદી પણ જિગીષુ હોય, પરંતુ સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ ન હોય.

(૨) વાદી જિગીષુ હોય અને પ્રતિવાદી પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી હોય.

(૩) વાદી જિગીષુ હોય અને પ્રતિવાદી પરત્રતત્ત્વનિર્ણિનીષુ કેવલી હોય.

(૪) વાદી સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ હોય અને પ્રતિવાદી પરત્રતત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી હોય.

(૫) વાદી સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ હોય, પ્રતિવાદી પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કેવલી હોય. પરંતુ વાદી સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુનો જિગીષુ અને સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ સામે વાદ સભવતો નથી. (૬) વાદી પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી હોય જ્યારે પ્રતિવાદી જિગીષુ હોય (૭) વાદી પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી હોય, જ્યારે પ્રતિવાદી સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ હોય (૮) વાદી પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી હોય જ્યારે પ્રતિવાદી પણ પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી હોય. (૯) વાદી પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી હોય જ્યારે પ્રતિવાદી પરત્ર તત્ત્વનિર્ણિયષુ કેવલી હોય. (૧૦) વાદી પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કેવલી હોય જ્યારે પ્રતિવાદી જિગીષુ હોય (૧૧) વાદી પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કેવલી હોય, જ્યારે પ્રતિવાદી સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ હોય. (૧૨) વાદી પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કેવલી હોય, જ્યારે પ્રતિવાદી પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી હોય પરંતુ કેવલી ન હોય.

આ પ્રમાણે ચાર ચતુષ્ક મળીને સોળ ભેદ થયા તેમાંથી नञ् થી ઉપલક્ષિત (નકારવાળા) ચાર ભેદ બાદ કરતાં બાકી બાર ભેદ રહ્યા

"વાદમાં અંગનિયમનના જ્ઞાન માટે વાદફલના અર્થી એવા બુદ્ધિશાલી પુરુષોએ આ બાર ભેદ જાણવા જોઈએ."

(प०) जिगीषुर्जिगीषुणा सह वदति १, इत्यादि षोडशभङ्गया चत्वारो भङ्गाः पातिताः शून्याङ्कितास्ते शेषा द्वादश भङ्गा । अत्र यन्त्रकं विलोक्यम् ।

| वादी | प्रतिवादी | वादी | प्रतिवादी |
|---|---|---|---|
| जिगीषु | जिगीषु | स्वात्मतत्त्वनिर्णिनीषु | जिगीषु |
| जिगीषु | स्वात्मतत्त्व | ,, | स्वात्मतत्त्व |
| जिगीषु | क्षयोप | ,, | परतत्त्वक्षयो |
| जिगीषु | केवली | ,, | परत०केवली |
| **वादी** | **प्रतिवादी** | **वादी** | **प्रतिवादी** |
| क्षाज्ञा | जिगीषु | केवली | जिगीषु |
| क्षाज्ञा | स्वात्मतत्त्व | केवली | स्वात्मतत्त्वनिर्णिनीषु |
| क्षाज्ञा | परतत्त्वक्षा | केवली | परतत्त्वक्षायोपशमी |
| क्षाज्ञा | परतत्त्वके० | केवली | परतत्त्वकेवली |

(पं०) प्रतिवादी तु जिगीषुर्न स्वात्मनि तत्त्वनिर्णिनीषुर्नेति उभयोरपि संदिग्धत्वात् ।

अङ्गनियममेव निवेदयन्ति —

**तत्र प्रथमे प्रथमतृतीयतुरीयाणां चतुरङ्ग एव, अन्यतमस्याऽप्यङ्गस्यापाये जय-पराजयव्यवस्थादिदौःस्थ्यापत्तेः ॥१०॥**

§ १ उक्तेभ्यश्चतुर्भ्यः प्रारम्भकेभ्यः प्रथमे जिगीषौ प्रारम्भके सति प्रथमस्य जिगीषोरेव, तृतीयस्य परत्र तत्त्वनिर्णिनीषुभेदस्य क्षायोपशमिकज्ञानशालिनः तद्भेदस्यैव, तुरीयस्य केवलिनश्च प्रत्यारम्भकस्य प्रतिवादिनश्चतुरङ्ग एव प्रकरणाद् वादो भवति । वादिप्रतिवादिरूपयोरङ्गयोरभावे वादस्यानुत्थानोपहततैव, इति तयोरयत्नसिद्धत्वेऽप्य-पराङ्गद्वयस्यावश्यम्भावप्रदर्शनार्थं चतुरङ्गत्वं विधीयते । प्रसिद्धं च सिद्धांशमिश्रितस्या-ऽप्यसिद्धस्यांशस्य विधानम् । यथा शब्दे हि समुच्चारिते यावानर्थः प्रतीयते तावति शब्दस्याभिधैव व्यापार इति "निःशेषच्युतचन्दनम्" इत्यादौ वाच्य एवैकोऽर्थ इति प्रत्यवस्थितं प्रति द्वावेतावर्थौ वाच्य प्रतीयमानश्चेत्येवंरूपतया वाच्यस्य सिद्धत्वेऽपि प्रतीयमानपार्थक्यसिद्ध्यर्थं द्वित्वविधानम् । तत्र वादिप्रतिवादिनोरभावे वाद एव न संभवति, दूरे जय-पराजयव्यवस्था; इति स्वतः सिद्धावेव तौ । तत्र च वादिवत् प्रतिवाद्यपि चेज्जिगीषुः, तदानीमुभाभ्यामपि परस्परस्य शाठ्यकलहादेर्जयपराजय-व्यवस्थाविलोपकारिणो निवारणार्थं लाभाद्यर्थं वाऽपराङ्गद्वयमप्यवश्यमपेक्षणीयम् । अथ तृतीयस्तुरीयो वाऽसौ स्यात्, तथाऽप्यनेन जिगीषोर्वादिनः शाठ्यकलहाद्यपोहाय, जिगीषुणा च प्रारम्भकेण लाभपूजाख्यात्यादिहेतवे तदपेक्ष्यत एवेति सिद्धैव चतुरङ्गता स्वात्मनि तत्त्वनिर्णिनीषुस्तु जिगीषुं प्रति वादितां प्रतिवादितां च न प्रतिपद्यते, स्वयं तत्त्वनिर्णयानभिमाने परावबोधार्थं प्रवृत्तेरभावात्, तस्मात् तत्त्वनिर्णयासम्भवाच्च; इति नायमिहोत्तरत्र च निर्दिश्यते ॥१०॥

અંગનિયમનનું નિરૂપણ—

ઉપરોક્ત ચાર પ્રકારના આરંભકમાંથી પહેલો (જિગીષુ) આરંભક હોય, ત્યારે જો પહેલો (જિગીષુ), ત્રીજો (પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી અને ચોથો (પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કેવલી) પ્રત્યારંભક હોય, તો વાદ ચાર અંગ-વાળો જ હોય છે, કારણ કે કોઈ પણ એક ન હોય તો જય-પરાજયની વ્યવસ્થા વગેરે મુશ્કેલ બની જાય છે ૧.

§૧ ઉપરોક્ત ચાર પ્રકારના પ્રારંભકોમાંથી પહેલો–જિગીષુ આરંભક–વાદી હોય ત્યારે જો પ્રથમ–જિગીષુ, ત્રીજો–પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી અને ચોથો–પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કેવલીરૂપ પ્રત્યારંભક પ્રતિવાદી હોય તો તેઓનો વાદ ચાર અંગવાળો જ હોય છે. સૂત્રમાં 'વાદ' શબ્દનું ગ્રહણ નથી, તો પણ અહીં પ્રકરણના બલથી વાદનું ગ્રહણ જાણવું વાદી અને પ્રતિવાદીરૂપ બે અંગો

ન હોય તો વાદનો પ્રારંભ જ ન થાય, માટે તે બે અંગો સહજસિદ્ધ હોવા છતાં બીજાં બે અંગોની આવશ્યકતા જણાવવા માટે ચાર અંગનું વિધાન કરવામાં આવ્યું છે અને સિદ્ધાંશથી મિશ્રિત (યુક્ત) અસિદ્ધાંશનું પણ વિધાન પ્રસિદ્ધ છે, જેમકે શબ્દનો ઉચ્ચાર કર્યા પછી જેટલો અર્થ પ્રતીત થાય તેટલા અર્થમાં શબ્દનો 'અભિધા' નામનો વ્યાપાર છે, (પણ વ્યંજનાદિ વ્યાપાર નથી) એ કારણથી—

"निःशेषच्युतचन्दनं स्तनतटं निर्मृष्टरागोऽधरो
नेत्रे दूरमनञ्जने पुलकिता तन्वी तवेयं तनुः ।
मिथ्यावादिनि दूतिबान्धवजनस्याज्ञातपीडागमे
वापीं स्नातुमितोगताऽसि न पुनस्तस्याधमस्यान्तिकम् ॥१॥

આ શ્લોકમાં 'વાચ્ય' એ જ અર્થ છે, એમ માની બેઠેલા પ્રત્યે (પરપક્ષ પ્રત્યે) 'વાચ્ય અને પ્રતીયમાન' એમ બે અર્થો છે, એ પ્રકારે વાચ્યની સિદ્ધતા હોવા છતાં પણ પ્રતીયમાનની તેથી ભિન્નતા સિદ્ધ કરવા માટે બે અર્થનું વિધાન કરવામાં આવ્યુ છે. તેમાંથી (ચાર અંગમાંથી) વાદી અને પ્રતિવાદીરૂપ બે અંગ ન હોય તો વાદ સંભવતો જ નથી, જ્યાં વાદ જ નથી ત્યાં જય–પરાજયની વ્યવસ્થાની વાત જ ક્યાં કરવી ? માટે વાદી પ્રતિવાદી બન્ને સ્વતઃ સિદ્ધ જ છે તેમાં વાદીની જેમ પ્રતિવાદી પણ જો જિગીષુ હોય તો પરસ્પર બન્ને શઠતા કલહાદિને કારણે જય-પરાજયની વ્યવસ્થાનો લોપ કરતા હોય ત્યારે તેમને તેમ કરતા અટકાવવા માટે અથવા લાભાદિને માટે બીજાં બે અંગો પણ અવશ્ય અપેક્ષિત બને છે.

પ્રત્યારંભક ત્રીજો–(પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી) કે ચોથો–(પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કેવલી) હોય તો પણ વાદી જિગીષુના શાઠ્ય કલહાદિ દૂર કરવા માટે અને જિગીષુના પોતાના લાભ–પૂજા–ખ્યાતિ વિગેરે માટે પણ બીજાં બે અંગની અપેક્ષા છે જ. આ પ્રમાણે વાદમા ચતુરંગતા (ચાર અંગ) સિદ્ધ છે. સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ તો જિગીષુનો વાદી કે પ્રતિવાદી બનવાનું સ્વીકારતો જ નથી, (અર્થાત્ સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ જિગીષુ સામે વાદી કે પ્રતિવાદી તરીકે ઊભો રહેતો જ નથી), કારણ કે તેને તત્ત્વનિર્ણયનું અભિમાન નથી, એટલે તે પરને બોધ કરવા માટે પ્રવૃત્તિ કરતો નથી, અને વળી, તેનાથી તત્ત્વનિર્ણયનો સંભવ પણ નથી. આથી કરીને અહીં–(આ સૂત્રમાં) અને વાદપ્રકરણના સૂત્રમાં સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુનો નિર્દેશ કર્યો નથી

उक्तेभ्यश्चतुर्भ्य इति जि० १, स्वा० त० २, परत्रत० क्षा० ३, प० त० के० ४ लक्षणेभ्यः । निःशेषच्युतचन्दनमित्यादाविति ।

(पं०) निःशेषच्युतचन्दनं स्तनतटं निर्मृष्टरागोऽधरो
नेत्रे दूरमनञ्जने पुलकिता तन्वी तवेयं तनुः ।
मिथ्यावादिनि ! दूति ! बान्धवजनस्याज्ञातपीडागमे
वापीं स्नातुमितो गताऽसि न पुनस्तस्याधमस्यान्तिकम् ॥१०॥

(टि०) अङ्गनियममेवेत्यादि ।

(टि०) तयोरिति वादि प्रतिवादिनो. । तावतीति अर्थे । अभिधेवेति न तु व्यञ्जनमिति हेतौ । नि शेषेत्यित्रे एकोऽर्थं इति न तु व्यङ्गय । प्रत्यवस्थितमिति पूर्वं पक्षवादिनम् । प्रतीयमान इति व्यङ्गय । ताविति वादि-प्रतिवादिनौ । तत्रेति वादे । उभाभ्यामिति वादि-प्रतिवादिभ्याम् । परस्परस्येति अन्योऽन्यम् शाठ्यकलहादेर्निषेधार्थमपराङ्गद्वयं सभ्यसभापतिलक्षणमपेक्षणीयम् । असाविति प्रतिवादी । अनेनेति प्रतिवादिना । अपराङ्गद्वयम् । तस्मादिति जिगीषुसकाशात् । अयमिति स्वात्मनि तत्त्वनिर्णिणीषुर्वादी प्रतिवादी च ॥१०॥

अनयैव नीत्या जिगीषुमिव स्वात्मनि तत्त्वनिर्णिनीषुमपि प्रत्यस्य वादिता प्रतिवादिता वा न सङ्गच्छत इति पारिशेष्यात् तृतीय-तुरीययोरेवास्मिन् वादः सम्भवतीति तृतीयस्य तावदङ्गनियममभिदधते—

**द्वितीये तृतीयस्य कदाचिद् द्व्यङ्गः, कदाचित् त्र्यङ्गः ॥११॥**

स्वात्मनि तत्त्वनिर्णिनीषौ वादिनि समुपस्थिते सति तृतीयस्य परत्र तत्त्वनिर्णिनीषोः क्षायोपशमिकज्ञानशालिनः प्रतिवादिनः, कदाचिद् द्व्यङ्गो वादो भवति, यदा जयपराजयादिनिरपेक्षतयाऽपेक्षितस्तत्त्वाववोधो वादिनि प्रतिवादिना कर्तुं पार्यते, तदानीमितरस्य सभ्यसभापतिरूपस्याऽङ्गद्वयस्यानुपयोगात् । न ह्यनयोः स्वपरोपकारायैव प्रवृत्तयोः शाठ्यकलहादिलाभादिकामभावाः सम्भवन्ति । यदा पुनरत्यान्यताऽपि क्षायोपशमिकज्ञानशालिना प्रतिवादिना न कथंचित्तत्त्वनिर्णयः कर्तुं शक्यते, तदा तन्निर्णयार्थमुभाभ्यामपि सभ्यानामपेक्ष्यमाणत्वात् कलहलाभाद्यभिप्रायाभावेन सभापतेरनपेक्षणीयत्वात् त्र्यङ्गः ॥११॥

આ જ ન્યાયે જિગીષુની જેમ સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુનું વાદીપણું કે પ્રતિવાદીપણું સંગત થતું નથી. માટે બાકી રહેલ ત્રીજા અને ચોથાનો જ વાદ અહીં ઘટી શકે છે માટે ત્રીજા વાદીના વાદનું અંગનિયમન કહેવામાં આવે છે.

સૂત્રાર્થ—બીજા પ્રકારના પ્રારંભક વાદીનો ત્રીજા પ્રકારના પ્રત્યારંભક–(પ્રતિવાદી) સાથેનો વાદ કોઈ વખત બે અંગવાળો અને કોઈ વખત ત્રણ અંગવાળો હોય છે. ૧૧

§૧ બીજો અર્થાત્ સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ વાદી હોય, અને ત્રીજો અર્થાત પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી પ્રતિવાદી હોય ત્યારે વાદ કોઈ વખત બે અંગવાળો હોય છે, એટલે કે જ્યારે જય-પરાજયાદિની અપેક્ષા વિના પ્રતિવાદી વાદીને અપેક્ષિત તત્ત્વનો બોધ કરાવવાને સમર્થ હોય ત્યારે સભ્ય અને સભાપતિરૂપ અંગદ્વયનો કંઈ ઉપયોગ નથી, કારણ કે સ્વ-પરના ઉપકાર માટે પ્રવૃત્ત થયેલા આ બન્નેમાં શઠતા–કલહાદિ ભાવોનો કે લાભાદિની ઇચ્છાનો સંભવ નથી પણ જ્યારે ઘણું કષ્ટ ઉઠાવવા છતાં ક્ષાયોપશમિક જ્ઞાનશાલી પ્રતિવાદી કોઈ પણ પ્રકારે તત્ત્વનિર્ણય કરાવી ન શકે ત્યારે તે બન્નેને તત્ત્વનો નિર્ણય કરવાને સભ્યોની અપેક્ષા રહેતી હોવાથી પરંતુ કલહ-લાભાદિના અભિપ્રાયનો અભાવ હોવાથી સભાપતિની અપેક્ષા ન હોવાથી, (ઉપરોક્ત વાદ) કોઈ વખત ત્રણ અંગવાળો હોય છે

(पं०) अनयैव नीत्येत्यादि गद्ये, अस्येति स्वात्मनि तत्त्वनिर्णिनीषो ॥११॥

(टि०) अनयैवेत्यादि । अस्येति स्वात्मनि तत्त्वनिर्णिनीषो । स्वात्मनि तत्त्वनिर्णिनीषो· स्वात्मनि तत्त्वनिर्णिनीषौ वादिता प्रतिवादिता च (न) भजते ।

(टि०) यदा जयेत्यादि । अनयोरिति जयपराजयादिनिरपेक्षयो , स्वात्मनि तत्त्वनिर्णिनीषु-परत्रतत्त्वनिर्णिनीषुरूपयो ॥११॥

द्वितीय एव वादिनि चतुर्थस्याङ्गनियममाहुः—

तत्रैव द्व्यङ्गस्तुरीयस्य ॥१२॥

§ १ तत्रैव द्वितीये स्वात्मनि तत्त्वनिर्णिनीषौ वादिनि, तुरीयस्य परत्र तत्त्व-निर्णिनीषोः केवलिनः प्रतिवादिन, द्व्यङ्ग एव वादः, तत्त्वनिर्णायकत्वाभावासम्भवेन सभ्यानामभिहितदिशा सभापतेश्चाऽनपेक्षणात् ॥१२॥

બીજો વાદી અને ચોથો પ્રતિવાદી હોય ત્યારે અંગનું નિયમન—

એ જ વાદી (બીજા પ્રકારનો આરંભક) હોય ત્યારે જો ચોથા પ્રકારનો પ્રત્યારંભક (પ્રતિવાદી) હોય તો વાદ બે અંગવાળો હોય છે. ૧૨.

§૧ तत्रैव અર્થાત્ સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ હોય ત્યારે જો ચોથા પ્રકારનો પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કેવલી પ્રતિવાદી હોય તો, વાદ બે અંગવાળો જ હોય છે, કારણ કે તેમાં તત્ત્વનિર્ણયનો અભાવ સંભવતો નથી એટલે સભ્યોની અને ઉપર સૂચવ્યા મુજબ સભાપતિની પણ અપેક્ષા રહેતી નથી, અર્થાત્ પ્રતિપક્ષે કેવલી ભગવાન હોય તો તેઓ તત્ત્વનો નિર્ણય અવશ્ય કરી આપે છે, માટે સભ્યો કે સભાપતિની જરૂર રહેતી નથી.

तृतीयेऽङ्गनियममाहुः—

तृतीये प्रथमादीनां यथायोगं पूर्ववत् ॥१३॥

§ १ परत्र तत्त्वनिर्णिनीषौ क्षायोपशमिकज्ञानशालिनि वादिनि, निवेदित-रूपाणां प्रथमद्वितीयतृतीयतुरीयाणां प्रतिवादिनाम् , उक्तयुक्त्यैव प्रथमस्य चतुरङ्गः, द्वितीयतृतीययो. कदाचिद् द्व्यङ्गः, कदाचित् त्र्यङ्गः, तुरीयस्य तु द्व्यङ्गः एव वादो भवति । निःसीमा हि मोहहतकस्य महिमा, इति कश्चिदात्मानं निर्णीततत्त्वमिव मन्य-मानः समग्रपदार्थपरमार्थदर्शिनि केवलिन्यपि तन्निर्णयोपजननार्थं प्रवर्तेत इति न कदाचिदसम्भावना, भगवांस्तु केवली प्रबलकृपापीयूषपूरपूरितान्तःकरणतया तमप्यव-बोधयतीति को नाम नानुमन्यते ? ॥१३॥

ત્રીજા પ્રકારનો વાદી હોય ત્યારે વાદનાં અંગનિયમનની વાત કહીએ છીએ—

ત્રીજો (પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી ) આરંભક-વાદી હોય ત્યારે પહેલા બીજા વિગેરે પ્રત્યારંભક (પ્રતિવાદી) સાથેના વાદનું અંગનિયમન યથાયોગ્ય પ્રથમ કહ્યા મુજબ જ જાણવું. ૧૩

§१ પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી વાદી હોય અને જો પૂર્વોક્ત પહેલા, બીજા ત્રીજા અને ચોથા પ્રતિવાદીઓ હોય તો ઉપર જણાવેલ યુક્તિ મુજબ અનુક્રમે પહેલા (જિગીષુ) પ્રતિવાદી સાથેનો વાદ ચારે અંગવાળો, બીજા-(સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ) પ્રતિવાદી અને ત્રીજા (પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી) પ્રતિવાદી સાથેનો વાદ કોઈ વખત બે અંગવાળો અને કોઈ વખત ત્રણ અંગવાળો, જ્યારે ચોથા (પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કેવલી) પ્રતિવાદી—સાથેનો વાદ બે અંગવાળો જ હોય છે. મોહહતક (દુષ્ટમોહ)નો મહિમા ખરેખર અમર્યાદિત છે, એટલે કોઈ પોતાને તત્ત્વનો નિર્ણય થઈ ગયો છે, એમ માની સમગ્ર પદાર્થના પરમાર્થને જોનાર કેવલી ભગવાનમાં પણ તત્ત્વનો નિર્ણય ઉત્પન્ન કરવાનો પ્રયત્ન કરે, એમાં કાંઈ અસંભવ જેવું નથી પણ કેવલી ભગવાન્ તો અતિગાઢ દયારૂપ સુધારસના પૂરથી પૂર્ણ અંતઃકરણ (હૃદય)વાળા હોવાથી તેવાને પણ બોધ કરાવે છે, એવું કોણ નહિ માને ?

परोपकारैकपरायणस्य भगवतः केवलिनः संभवन्त्यपि परत्र तत्त्वनिर्णिनीषा न केवलकलावलोकितसकलवस्तुतया कृतकृत्ये केवलिनि विलसितुमुत्सहत इति प्रथमादीनां त्रयाणामेवाङ्गनियममाहुः—

तुरीये प्रथमादीनामेवम् ॥१४॥

§ २ परत्र तत्त्वनिर्णिनीषौ केवलिनि वादिनि, प्रथम-द्वितीयतृतीयानामेवमिति पूर्ववत् प्रथमस्य चतुरङ्गः, द्वितीय-तृतीययोस्तु द्व्यङ्ग एव वादो भवतीत्यर्थः ।

"प्रारम्भकापेक्षतया यदेवमङ्गव्यवस्था लभते प्रतिष्ठाम् ।

संचिन्त्य तस्मादमुमादरेण प्रत्यारमेत प्रतिभाप्रगल्भः" ॥१॥१४॥

માત્ર પરોપકારમાં જ તત્પર કેવલી ભગવાનને પરત્ર તત્ત્વનિર્ણિનીષુ હોવા છતાં પણ તેઓ કેવળજ્ઞાનથી સમસ્ત પદાર્થને જોવાથી કૃતકૃત્ય થયેલ કેવલી સાથે વાદ કરવાને તૈયાર હોતા નથી, માટે પ્રથમ ત્રણ પ્રતિવાદીના અંગનું નિયમન કહેવામા આવે છે.

ચોથો (પરત્ર તત્ત્વનિર્ણિનીષુ કેવલી) આરંભક વાદી હોય ત્યારે પહેલા, બીજા અને ત્રીજા પ્રત્યારંભકો સાથેના વાદમાં અંગોનું નિયમન યથાયોગ્ય પહેલાંની જેમ જાણવું.

§૨ પ્રથમ પ્રતિવાદી (જગીષુ) સાથેનો વાદ ચાર અંગવાળો, બીજા પ્રતિવાદી (સ્વાત્મનિ તત્ત્વનિર્ણિનીષુ) અને ત્રીજા પ્રતિવાદી (પરત્ર તત્ત્વનિર્ણિનીષુ ક્ષાયોપશમિક જ્ઞાનશાલી) સાથેનો વાદ બે અંગવાળો જ હોય છે. "આરંભકની અપેક્ષાએ આવી (ઉપર જણાવ્યા મુજબની) અંગવ્યવસ્થા પ્રતિષ્ઠા (યશ)ને પ્રાપ્ત કરે છે, તેથી આ અંગવ્યવસ્થાનો વિચાર કરીને પ્રતિભાવાન્ બુદ્ધિશાલી આદરપૂર્વક પ્રત્યારંભ (પ્રતિવાદ) કરે છે.

परोपकारैकपरायणस्येत्यत्र केवलिनीति प्रतिवादिनि ॥१४॥

(टि०) परोपकारेत्यादि । केवलेति विमलकेवलप्रत्यक्षीकृतयथावस्थिततात्त्विकसमस्तवस्तुत्वेन । प्रारम्भकेत्यादि अनुमितिप्रारम्भकम् ॥१४॥

चतुरङ्गो वाद इत्युक्तम्, कानि पुनश्चत्वार्यङ्गानि ? इत्याहुः—

वादिप्रतिवादिसभ्यसभापतयश्चत्वार्यङ्गानि ॥१५॥

स्पष्टम् ॥१५॥

વાદ ચાર અંગવાળો છે એમ કહ્યું, તો તે ચાર અંગ કયાં ? તેનું વર્ણન—

વાદી, પ્રતિવાદી, સભ્ય અને સભાપતિ એમ વાદનાં આ ચાર અંગો જાણવાં.

अथैतेषां लक्षणं कर्म च कीर्तयन्ति —

प्रारम्भकप्रत्यारम्भकावेव मल्लप्रतिमल्लन्यायेन वादिप्रतिवादिनौ ॥१६॥

§ १ यौ तौ प्रारम्भक-प्रत्यारम्भकौ पूर्वमुक्तौ, तावेव परस्परं वादि-प्रतिवादिनौ व्यपदिश्येते; यथा द्वौ नियुध्यमानौ मल्लप्रतिमल्लाविति । १६॥

વાદના આ ચાર અંગોનું લક્ષણ અને તેનું કાર્ય કહેવામાં આવે છે.

મલ્લ-પ્રતિમલ્લના ન્યાયથી પ્રારંભક અને પ્રત્યારંભક અનુક્રમે વાદી અને પ્રતિવાદી કહેવાય છે. ૧૬.

§૧ કુશળતાપૂર્વક કુસ્તી કરનારા બે પુરુષોમાંથી કુસ્તી માટે આહ્વાન કરનાર મલ્લ, અને પ્રતીકાર કરનાર પ્રતિમલ્લ કહેવાય છે. તેમ વાદમાં પણ વાદનો પ્રારંભક વાદી અને પ્રત્યારંભક પ્રતિવાદી કહેવાય છે.

प्रमाणतः स्वपक्षस्थापनप्रतिपक्षप्रतिक्षेपावनयोः कर्म ॥१७॥

§ १ वादिना प्रतिवादिना च स्वपक्षस्थापनं परपक्षप्रतिक्षेपश्च द्वितयमपि कर्तव्यम्, एकतरस्यापि विरहे तत्त्वनिर्णयानुत्पत्तेः । अत एव स्वपक्षेत्यादिद्विवचनेनोपक्रम्यापि कर्मेत्येकवचनम्, यथेन्धनध्मानाधिश्रयणादीनामन्यतमस्याप्यपाये विक्लित्तेरनिष्पत्तेः सर्वेषामपि पाक इत्येकतया व्यपदेश इति । स्वपक्षस्थापनपरपक्षप्रतिक्षेपयोः समासेन निर्देश. क्वचिदेकप्रयत्ननिष्पन्नताप्रत्यायनार्थम् । यदा हि निवृत्तायां प्रथमकक्षायां प्राप्तावसरायां च द्वितीयकक्षायां प्रतिवादी न किञ्चिद् वदति, तदानीं प्रथमकक्षायां स्वदर्शनानुसारेण सत्प्रमाणोपक्रमत्वे स्वपक्षस्थापनमेव परपक्ष प्रतिक्षेप.; यदा वा विरुद्धत्वादिकमुद्भावयेत्, तदा परपक्षप्रतिक्षेपः एव स्वपक्षसिद्धिः; इति समासेऽपि तुल्यकक्षताप्रदर्शनार्थमितरेतरयोगद्वन्द्वः । यथा स्वपक्षः स्थाप्यते तथा परपक्षः प्रतिक्षेप्यः, यथा चायं प्रतिक्षिप्यते तथा स्वपक्षः स्थाप्यः, न तु सर्वत्र पारिशेष्यात् परितोषिणा भवितव्यम् ।

"मानेन पक्षप्रतिपक्षयोः क्रमात् प्रसाधनक्षेपणकेळिकर्मठौ ।
वादेऽत्र मल्लप्रतिमल्लनीतितो वदन्ति वादिप्रतिवादिनौ बुधः" ॥१॥१७॥

(टि०) वादिप्रतिवादीत्यादि ।

વાદી અને પ્રતિવાદીનું કાર્ય—

પ્રમાણપૂર્વક સ્વપક્ષનું સ્થાપન અને પરપક્ષનું ખંડન કરવું એ વાદી અને પ્રતિવાદી ઉભયનું કર્તવ્ય છે.

§૧ વાદી અને પ્રતિવાદીએ પોતપોતાના પક્ષનું સ્થાપન અને પરપક્ષનું ખંડન ઉભય કાર્યો કરવાં જોઈએ. ઉભય કાર્યમાંથી એકાદું કાર્ય ન કરાય તો તત્ત્વનો નિર્ણય થતો નથી, માટે 'સ્વપક્ષ' ઇત્યાદિ દ્વિવચનથી ઉપક્રમ અર્થાત્ આરંભ કરીને 'કર્મ' એમ એકવચનનું ગ્રહણ કરેલ છે, જેમકે-ઇંધન-ફૂંકણી ચૂલા ઉપર મૂકવું વિગેરે ક્રિયામાંથી કોઈ પણ એક ન હોય તો વિક્લિતિ (પાક ક્રિયા)ની સિદ્ધિ નથી, માટે તે સઘળાનો પાક એ પ્રમાણે એકરૂપે વ્યવહાર થાય છે. 'સ્વપક્ષ સ્થાપન અને પરપક્ષનું ખંડન' એ બન્ને કોઈ વખત એક જ પ્રયત્નથી પણ સિદ્ધ થાય છે, તે જણાવવા માટે તેમનો સમાસ દ્વારા નિર્દેશ કરેલ છે, કારણ કે જ્યારે પ્રથમ કક્ષા (પૂર્વપક્ષ) પૂરી થઈ જાય અને બીજી કક્ષા(ઉત્તરપક્ષ)નો અવસર આવે ત્યારે જો પ્રતિવાદી ન બોલે તો પ્રથમ કક્ષામાં સ્વદર્શન (પોતાના મત) ને અનુસરીને સત્પ્રમાણનો ઉપક્રમ (આરંભ) કરવામાં 'સ્વપક્ષનું સ્થાપન' એ જ 'પરપક્ષનુ ખંડન છે' અથવા તો 'વિરુદ્ધતાદિ દોષોનુ ઉદ્ભાવન કરવું' તેમાં 'પરપક્ષનું ખંડન' એ જ સ્વપક્ષની સિદ્ધિ છે આમ બન્નેની (સ્વપક્ષ સ્થાપન અને પરપક્ષ ખંડનની તુલ્યકક્ષા જણાવવા માટે સમાસમાં પણ ઈતરેતર દ્વન્દ્વસમાસ કરેલ છે. જેમ સ્વપક્ષનુ સ્થાપન કરાય છે, તેમ પરપક્ષનું ખંડન પણ કરવું જોઈએ અને જેમ પરપક્ષનું ખંડન કરાય છે, તેમ સ્વપક્ષનું સ્થાપન પણ કરવું જોઈએ. પરંતુ દરેક ઠેકાણે એક કાર્ય કરવાથી બીજા કાર્યની જરૂર નથી એમ સંતોષ કરવો તે યોગ્ય નથી. "વાદમાં પ્રમાણથી સ્વપક્ષની સિદ્ધિ અને પ્રતિપક્ષનું ખંડન કરવાની ક્રીડામાં "કુશલ પુરુષોને પંડિત પુરુષો મલ્લ-પ્રતિમલ્લના ન્યાયથી વાદી અને પ્રતિવાદી કહે છે.

वादिप्रतिवादिसिद्धान्ततत्त्वनदीष्णत्वधारणाबाहुश्रुत्यप्रति-
भाक्षान्ति माध्यस्थ्यैरुभयाभिमताः सभ्याः ॥१८॥

१ नदीष्ण इति कुशलः, प्राधान्यख्यापनार्थं वादि-प्रतिवादिसिद्धान्ततत्त्वनदीष्णत्वस्य प्रथमं निर्देशः । न चैतद् बहुश्रुतत्वे सत्यवश्यं भावि, तस्यान्यथापि भावात्, अवश्यापेक्षणीयं चैतत्, इतरथा वादिप्रतिवादिप्रतिपादितसाधनदूषणेषु सिद्धान्तसिद्धत्वादिगुणानां तद्बाधितत्वादिदोषाणा च'वधारयितुमशक्यत्वात् । सत्यप्येतस्मिन् धारणामन्तरेण न स्वावसरे गुणदोषावबोधकत्वमिति धारणाया अभिधानम् । कदाचिद् वादिप्रतिवादिभ्यां स्वात्मनः प्रौढताप्रसिद्धये स्वस्वसिद्धान्ताप्रतिपादितयोरपि व्याक-

रणादिप्रसिद्धयोः प्रसङ्गतः प्रयुक्तोद्भावितयोर्विशेषलक्षणच्युतसंस्कारादिगुणदोषयोः परिज्ञानार्थं बाहुश्रुत्योपादानम् । ताभ्यामेव स्वस्वप्रतिभयोत्प्रेक्षितयोस्तत्तद्गुणदोषयोर्निर्णयार्थं प्रतिभायाः प्रतिपादनम् । वादि-प्रतिवादिनोर्मध्ये यस्य दोषोऽनुमन्यते स यदि कश्चिद् कदाचित् परुषमप्यभिदधीत, तथापि नैते सभासदः कोपपिशाचस्य प्रवेशं सहन्ते, तत्त्वावगमव्याघातप्रसङ्गादिति क्षान्तेरुक्तिः । तत्त्वं विदन्तोऽपि पक्षपातेन गुणदोषौ विपरीतावपि प्रतिपादयेयुरिति माध्यस्थ्यवचनम् । एभिः षड्भिर्गुणैरुभयोः प्रकरणात् वादि-प्रतिवादिनोरभिप्रेताः सभ्या भवन्ति । सभ्या इति बहुवचनं त्रि-चतुरादयोऽमी प्रायेण कर्तव्या इति ज्ञापनार्थम्, तदभावेऽपि द्वावेको वाऽसौ विधेयः ॥१८॥

સભ્યનું લક્ષણ—

વાદી અને પ્રતિવાદીને માન્ય સિદ્ધાન્તના તત્ત્વમાં કુશલતા, ધારણા, બહુશ્રુતત્વ, પ્રતિભા, ક્ષમા અને મધ્યસ્થતાને કારણે વાદી અને પ્રતિવાદી ઉભય દ્વારા જેમને માન્ય કરવામાં આવે છે, તેઓ સભ્યો છે ૧૮.

§૧ નદીષ્ણઃ એટલે કુશલ. 'વાદી અને પ્રતિવાદીના સિદ્ધાન્તના તત્ત્વમાં કુશળતા' એ ગુણનું પ્રાધાન્ય બતાવવા માટે તેનો પ્રથમ નિર્દેશ કરેલ છે. 'બહુશ્રુતપણું' હોય તો 'વાદી પ્રતિવાદીના સિદ્ધાન્ત તત્ત્વમાં અવશ્ય કુશલ હોય' એવો કોઈ નિયમ (વ્યાપ્તિ) નથી. કારણ કે બહુશ્રુતતા વિના પણ વાદી પ્રતિવાદીના સિદ્ધાન્તતત્ત્વમાં કુશલતા અન્ય કારણોને લઈને પણ સંભવે છે, અને એ કુશલતાની અવશ્ય અપેક્ષા છે જ, જો તે ન હોય તો વાદી પ્રતિવાદીએ પ્રતિપાદન કરેલ સાધન અને દૂષણ વચનમાં તેમના સિદ્ધાન્તથી એ વસ્તુ સિદ્ધ છે ઈત્યાદિ ગુણોનું, અને તેમના સિદ્ધાન્તથી એ બાધિત છે ઈત્યાદિ દોષોનું અવધારણ કરવું શક્ય બને નહિ (૨) ઉક્ત કુશલતા હોવા છતાં પણ ધારણા શક્તિ વિના પોતાને જ્યારે અવસર મળે ત્યારે વાદી પ્રતિવાદીના સિદ્ધાન્તમાં ગુણ દોષનો બોધ કરાવી શકાતો નથી માટે સૂત્રમાં 'ધારણા' ગુણનું કથન કર્યું છે. (૩) કોઈ વખત વાદી-પ્રતિવાદીઓએ પોતાની પ્રૌઢતા જણાવવા માટે પોતપોતાના સિદ્ધાન્તમાં પ્રતિપાદિત ન હોય છતાં પ્રસંગથી પ્રયોગ કરેલ, કે પ્રસંગથી ઉદ્ભાવન કરેલ વ્યાકરણ, સાહિત્ય વગેરે શાસ્ત્રોમાં પ્રસિદ્ધ વિશેષ લક્ષણરૂપ ગુણ, અને ચ્યુતસંસ્કારાદિરૂપ દોષના સૂક્ષ્મ જ્ઞાન માટે 'બહુશ્રુતતા'નુ સૂત્રમાં ઉપાદાન કરેલ છે. (૪) વાદી-પ્રતિવાદીઓએ પોતપોતાની પ્રતિભાથી કલ્પેલ (ઉદ્ભાવન કરેલ) ગુણ-દોષના નિર્ણય માટે સૂત્રમાં 'પ્રતિભા'નું ગ્રહણ કરેલ છે. (૫) વાદી-પ્રતિવાદીમાંથી જેના દોષ વિષે અનુમતિ આપવામાં આવે તે કદાચ કઠોર વચન પણ બોલે, તો પણ આ સભ્યો ક્રોધ-પિશાચના પ્રવેશને સહન કરતા નથી (અર્થાત્ ક્રુદ્ધ થતા નથી), કારણ કે ક્રોધને વશ થવાથી તત્ત્વજ્ઞાનના વ્યાઘાતનો પ્રસંગ આવે છે, માટે સૂત્રમાં ક્ષાન્તિનું અભિધાન કરેલ છે.

(६) તત્ત્વવિદ્ હોવા છતાં પક્ષપાતને કારણે ગુણુ કે દોષનો વિપર્યય પણ કરવામાં આવે છે. માટે સૂત્રમાં 'માધ્યસ્થ્ય' વચન કહેલ છે

આ છ ગુણોથી યુક્ત તથા ઉભય એટલે વાદી અને પ્રતિવાદી પ્રકરણથી ઉભયનો આ અર્થ પ્રાપ્ત થાય છે. જેઓને સ્વીકારે છે તેઓ સભ્યો બને છે. સામાન્ય રીતે ત્રણ ચાર વગેરે સંખ્યામાં સભ્યો કરવા જોઈએ તે જણાવવા માટે સૂત્રમાં 'सभ्याः' એમ બહુવચન કરેલ છે ત્રણ ચાર સભ્યોનો અભાવ હોય તો બે, અને તેના અભાવમાં એક સભ્ય કરવો જોઈએ.

(पं०) विशेषलक्षणच्युतसंस्कारादिगुणदोषयोरिति विशेषकक्षणं अजर्याः अपास्ताः च्युतसस्कार कष्टत्वादिस्थाने कष्टत्वादि । वादिप्रतिवादिनोरिति वादिप्रतिवादिनोर्मध्ये ।१८।।

(टि०) एतद्विति नदीष्णत्वम् । तस्येति वादिप्रतिवादिसिद्धान्ततत्त्वनदीष्णत्वस्य । अन्यथापीति बहुश्रुतत्वाभावेऽपि । एतद्विति तत्त्वनदीष्णत्वम् । इतरथेति सिद्धान्ततत्त्वकौशल्यमन्तरेण । तद्बाधितेति सिद्धान्तबाधितत्वम् । एतस्मिन्निति तत्त्वकौशल्ये ।।१८।।

**वादिप्रतिवादिनोर्यथायोगं वादस्थानककथाविशेषाङ्गीकारणाऽग्रवादोत्तरवादनिर्देशः, साधकबाधकोक्तिगुणदोषावधारणम्, यथावसरं तत्त्वप्रकाशनेन कथाविरमणम्, यथासंभवं सभायां कथाफलकथनं चैषां कर्माणि ।।१९।।**

§१ यत्र स्वयमस्वीकृतप्रतिनियतवादस्थानकौ वादिप्रतिवादिनौ समुपतिष्ठेते, तत्र सभ्यास्तौ प्रतिनियतं वादस्थानकं सर्वानुवादेन दूष्यानुवादेन वा, वर्गपरिहारेण वा वक्तव्यमित्यादिर्योऽसौ कथाविशेषस्तं चाङ्गीकारयन्ति, अस्याग्रवादोऽस्य चोत्तरवाद इति च निर्दिशन्ति, वादि-प्रतिवादिभ्यामभिहितयोः साधक-बाधकयोर्गुणं दोषं चावधारयन्ति । यदैकतरेण प्रतिपादितमपि तत्त्वं मोहादभिनिवेशाद् वाऽन्यतरोऽनङ्गीकुर्वाणः कथायां न विरमति, यदा वा द्वावपि तत्त्वपराङ्मुखमुदीरयन्तौ न विरमतः, तदा तत्त्वप्रकाशनेन तौ विरमयन्ति । यथायोगं च कथायाः फलं जयपराजयादिकमुद्घोषयन्ति, तैः खलूद्घोषितं तन्निर्विवादतामवगाहते ।

"सिद्धान्तद्वयवेदिनः प्रतिभया प्रेम्णा समालिङ्गिता-
स्तत्तच्छास्त्रसमृद्धिबन्धुरधियो निष्पक्षपातोदयाः ।
क्षान्त्या धारणया च रञ्जितहृदो बाढं द्वयोः संमताः
सभ्याः शम्भुशिरोनदीशुचिगुणैर्लभ्यास्त एते बुधैः" ।।१।।१९।।

સભ્યોનું કર્તવ્ય—

વાદી અને પ્રતિવાદીના વાદના સ્થાન અર્થાત્ વિષયનો નિર્ણય કરવો, કથાવિશેષનો સ્વીકાર કરાવવો, પૂર્વપક્ષ અને ઉત્તરપક્ષનો નિર્દેશ કરવો, સાધક અને બાધક પ્રમાણોના કથનમાં ગુણદોષનો નિશ્ચય કરવો, અવસર આવે

ત્યારે (અર્થાત્ જો વાદી કે પ્રતિવાદી અથવા બન્ને મૂળ વિષયનો ત્યાગ કરી આડાઅવળા ભટકે ત્યારે) તત્ત્વને પ્રકટ કરીને વાદ સમાપ્ત કરવો, અને યથાયોગ્ય વાદના ફલ-(જય-પરાજય)ની ઘોષણા કરવી એ સભ્યોનાં કર્તવ્યો છે. ૧૯

§૧ જ્યાં વાદી કે પ્રતિવાદીએ સ્વયં નિયત વાદસ્થાનનો સ્વીકાર કર્યો ન હોય ત્યાં સર્વનો અનુવાદ કરીને કે દૂષ્યનો અનુવાદ કરીને—કે વર્ગનો પરિહાર કરીને એટલે કચટતપાદિ વર્ગોમાંથી અમુક વર્ગના વર્ણનો વાદસમયે ઉપયોગ કર્યો વિના-બોલવું એમ નિયત વાદસ્થાનનો તથા કથાવિશેષનો તે બન્નેને સ્વીકાર કરાવે છે; અને તમારે અગ્રવાદ (પૂર્વપક્ષ) કરવો અને તમારે ઉત્તરવાદ (ઉત્તરપક્ષ) કરવો એવો નિર્દેશ કરે છે, અને વાદી-પ્રતિવાદી બન્નેએ કહેલ સાધક બાધક પ્રમાણના ગુણ દોષનો નિશ્ચય કરે છે; અને જ્યારે કોઈ એકે પ્રતિપાદિત કરેલ તત્ત્વને બીજો મોહથી અથવા દુરાગ્રહથી ન સ્વીકારે અને વાદ લંબાવ્યે જાય, અથવા બન્નેજણા તત્ત્વથી પરાંગમુખ (ભ્રષ્ટ) થઈને વાદ કરે પણ વાદનો અંત લાવે નહિ ત્યારે તત્ત્વ જણાવીને તે બન્નેને અટકાવે છે; અને કથા (વાદ)ના ફલ (જય-પરાજય)ની યથાયોગ્ય ઘોષણા કરે છે; અને તેઓએ કરેલી ઘોષણા કંઈ પણ વિવાદ વિના સ્વીકારાય છે.

"બન્નેના સિદ્ધાન્તના જાણનાર (કુશલ), પ્રતિભાવાન્, તે તે શાસ્ત્રોની સમૃદ્ધિથી સુંદર બુદ્ધિવાળા (બહુશ્રુત), ક્ષમા અને ધારણાથી અત્યંત રંગાયેલ હૃદયવાળા અને વાદી-પ્રતિવાદી ઉભયને સંમત હોય તેવા (મધ્યસ્થ) સભ્યોને ગંગાનદી જેવા પવિત્ર પંડિતોએ મેળવવા જોઈએ."

(टि०) वादिप्रतिवादिनोरित्यादि । एषामिति सभ्यानाम् ।

(टि०) तैरिति सभ्यैः । तदिति कथाविशेषाङ्गीकरणं वादनिर्देशः, गुणदोषावधारणं, कथाविरमणं, फलकथनं च ॥१९॥

प्रज्ञाऽऽज्ञैश्वर्यक्षमामाध्यस्थ्यसंपन्नः सभापतिः ॥२०॥

§१ यद्यप्युक्तलक्षणानां सभ्यानां शाठ्यं न संभवति, तथापि वादिनः प्रतिवादिनो वा जिगीषोस्तत् संभवत्येवेति सभ्यानपि प्रति विप्रतिपत्तौ विधीयमानायां नाऽप्राज्ञः सभापतिस्तत्र तत्समयोचितं तथा तथा विवेक्तुमलम्, न चासौ सभ्यैरपि बोधयितुं शक्यते । स्वाधिष्ठितवसुन्धरायामस्फुरिताऽऽज्ञैश्वर्यो न स कलहं व्यपोहितुमुत्सहते, उत्पन्नकोपा हि पार्थिवा यदि न तत्फलमुपदर्शयेयुः, तदा निदर्शनमकिञ्चित्कराणां स्युः, इति सफले तेषां कोपे वादोपमर्द एव भवेदिति । कृतपक्षपाते च सभापतौ सभ्या अपि भीतभीता इवैकतः किल कलङ्कः, अन्यतश्चालम्बितपक्षपातः प्रतापप्रज्ञाधिपतिः सभापतिरिति 'इतस्तटमितो व्याघ्रः' इति नयेन कामपि कष्टां दशामाविशेयुः, न पुनः परमार्थं प्रथयितुं प्रभवेयुः, इत्युक्तं प्रज्ञाऽऽज्ञैश्वर्यक्षमामाध्यस्थ्यसंपन्न इति ॥२०॥

સભાપતિનું લક્ષણ—

પ્રજ્ઞા, આજ્ઞા, ઐશ્વર્ય (પ્રભાવ–ઠકુરાઈ), ક્ષમા, મધ્યસ્થતા વિગેરે ગુણોથી યુક્ત હોય તે–સભાપતિ બની શકે છે. ૨૦.

૧ જોકે ઉપરોક્ત ગુણોવાળા સભ્યોમાં શઠતાનો સંભવ નથી, તો પણ જિગીષુ વાદી કે જિગીષુ પ્રતિવાદીમાં તો શઠતા વિગેરેનો સંભવ છે, તેથી તેઓ જ્યારે સભ્યો સાથે વિવાદ કરે ત્યારે અપ્રાજ્ઞ (અણસમજુ) સભાપતિએ વિવાદમાં તે સમયને ઉચિત તે તે પ્રકારે વિવેચન કરવા સમર્થ થઈ શકે નહિ, તથા સભ્યો પણ તેને (સભાપતિને) સમજાવી શકે નહિ. પોતાને આધીન પૃથ્વીમાં પણ જેની આજ્ઞા અને ઠકુરાઈ ન હોય એવો તે (રાજા–સભાપતિ) કલહ દૂર કરવા શક્તિમાન્ થતો નથી, કારણ કે કોપાયમાન રાજાઓ પણ જો કોપનું ફલ ન બતાવે તો અકિંચિત્કર (કંઈ કાર્ય નહિ કરી શકનાર) વ્યક્તિઓ જેવા બની જાય છે, માટે તેઓનો કોપ જો સફલ હોય તો જ વાદ અટકે છે.

સભાપતિ પક્ષપાત કરે ત્યારે 'એક તરફ વાઘ બીજી તરફ નદી' એ ન્યાયે ભયભીત થયેલા સભ્યો એક બાજુ કલંક અને બીજી બાજુ પ્રતાપ અને પ્રજ્ઞાવાળો પક્ષપાતી સભાપતિ (રાજા) એવી કોઈ ગહન–કષ્ટની દશામાં આવી પડે છે પરંતુ પરમાર્થ જણાવી શકતા નથી, માટે સભાપતિ વિષે કહ્યું છે કે તે પ્રજ્ઞા, આજ્ઞા, ઐશ્વર્ય, ક્ષમા અને માધ્યસ્થ્ય ગુણોયુક્ત હોવો જોઇએ.

(टि०) प्रज्ञाज्ञैश्वर्येत्यादि ।

(टि०) तद्विति शाठ्यम् । तत्रेति वादसदसि । तत्समयेति वादकालयोग्यम् । तथातथेति साधु असाधु वा । असाविति अप्राज्ञसभापतिः । प्रतापेति प्रताप एव प्रज्ञा तस्या आधिपति स्वामी । बलेनैव कार्यं विधत्ते न तु बुद्ध्या कृत्यमकृत्यं वा विमृशति ॥२०॥

वादिसभ्याभिहितावधारणकलहव्यपोहादिकं चास्य कर्म ॥२१॥

§१ वादिभ्यां सभ्यैश्चाभिहितस्याऽर्थस्याऽवधारणम्, वादिनोः कलहव्यपोहो यो येन जीयते स तस्य शिष्य इत्यादेर्वादि-प्रतिवादिभ्यां प्रतिज्ञातस्यार्थस्य कारणा, पारितोषिकवितरणादिकं च सभापतेः कर्म ।

"विवेकवाचस्पतिरुच्छ्रिताज्ञः क्षमान्वितः संहृतपक्षपातः ।
सभापतिः प्रस्तुतवादिसभ्यैरभ्यर्थ्यते वादसमर्थनार्थम्" ॥१॥२१॥

સભાપતિનું કર્તવ્ય—વાદીઓ તથા સભ્યોના કથનનો નિશ્ચય કરવો તથા કલહ દૂર કરવો વિગેરે સભાપતિનાં કર્તવ્યો છે. ૨૧.

§૧ વાદી–પ્રતિવાદીએ તથા સભ્યોએ કહેલ અર્થનો નિશ્ચય કરવો, વાદી–પ્રતિવાદીનો કલહ દૂર કરવો, જે જેનાથી જિતાય તે તેનો શિષ્ય થાય વિગેરે વાદી પ્રતિવાદીએ કરેલ પ્રતિજ્ઞા(શરત)નું પાલન કરાવવું, પારિતોષિક વહેંચવું વિગેરે સભાપતિનાં કર્તવ્યો છે.

"પ્રસ્તુત વાદી, પ્રતિવાદી તથા સભ્યો વાદના સમર્થન માટે વિવેક બુદ્ધિમાં વાચસ્પતિ સમાન, ઉત્કૃષ્ટ આજ્ઞાવાળો, ક્ષમાવાન અને પક્ષપાત રહિત (મધ્યસ્થભાવવાળો) હોય એવા સભાપતિની આકાંક્ષા રાખે છે."

अथ जिगीषुवादे कियत्कक्षं वादिप्रतिवादिभ्यां वक्तव्यमिति निर्णेतुमाहुः—

**सजिगीषुकेऽस्मिन् यावत्सभ्यापेक्षं स्फूर्तौ वक्तव्यम् ॥२२॥**

सह जिगीषुणा जिगीषुभ्यां जिगीषुभिर्वा वर्तते योऽसौ तथा तस्मिन् वादे, वादिप्रतिवादिगतायाः स्वपक्षसिद्धिपरपक्षप्रतिक्षेपविषयायाः शक्तेरशक्तेश्च परीक्षणार्थं यावत् तत्रभवन्तः सभ्याः किलाऽपेक्षन्ते, तावत् कक्षाद्वयत्रयादि स्फूर्तौ सत्यां वादिप्रतिवादिभ्यां वक्तव्यम् । ते च वाच्यौचित्यपरतन्त्रतया कदाचित् क्वचित् कियदप्यपेक्षन्ते इति नास्ति कश्चित् कक्षानियमः ।

જિગીષુના વાદમાં વાદી-પ્રતિવાદીઓએ કેટલી કક્ષા સુધી બોલવું તેનો નિર્ણય-જિગીષુનો જિગીષુ સાથે વાદ હોય ત્યારે સભ્યોની આકાંક્ષા પર્યંત સ્ફૂર્તિ હોય ત્યા સુધી બોલવું. ૨૨.

§૧ એક, બે કે અનેક જિગીષુ સાથે થનાર વાદમાં વાદી અને પ્રતિવાદીની સ્વપક્ષ સિદ્ધ કરવાની તથા પરપક્ષનું ખંડન કરવાની શક્તિ તેમજ અશક્તિની પરીક્ષા કરવા માટે માનનીય સભ્યો જ્યાં સુધી અપેક્ષા રાખે ત્યાં સુધી બેત્રણ વિગેરે કક્ષાઓ સુધી સ્ફૂર્તિ પ્રમાણે વાદી-પ્રતિવાદીઓએ બોલવું જોઈએ અને સભ્યો પણ વક્તવ્યના ઔચિત્યને આધીન હોવાથી કોઇ વાર કોઈ ઠેકાણે અમુક કક્ષાઓની આકાંક્ષા રાખે છે. માટે કક્ષાઓનો કોઇ નિયમ નથી

§२ इह हि जिगीषुतरतया यः कश्चिद् विपश्चित् प्रागेव पराक्षेपपुरःसरं वादसंग्रामसीम्नि प्रवर्तते, तस्य स्वयमेव वादविशेषपरिग्रहे, तदपरिग्रहे सभ्यैस्तत्समर्पणे वाऽग्रवादेऽधिकारः । तेन सभ्यसभापतिसमक्षमक्षोभेण प्रतिवादिनमुद्दिश्याऽवश्यं स्वसिद्धान्तबुद्धिवैभवानुसारितया साधु साधनं स्वपक्षसिद्धयेऽभिधानीयम् ।

§૨ અત્યંત જિગીષુ એવો કોઇ વિદ્વાન્ વાદી પહેલેથી જ જો બીજા ઉપર આક્ષેપ કરીને વાદસંગ્રામ(વાગ્યુદ્ધ)ની સીમામાં પ્રવેશ કરે છે તો તે વાદી પોતે જ વાદવિશેષનો પરિગ્રહ કરે છે; અને અગ્રવાદનો અધિકાર પ્રાપ્ત કરે છે અથવા જો તેણે વાદવિશેષનો પરિગ્રહ કરેલ ન હોય તો સભ્યો તેને વાદવિશેષ સમર્પણ કરે છે અને એમ તે અગ્રવાદનો અધિકારી બને છે (અર્થાત્ તે પૂર્વપક્ષ કરે) માટે તેણે સભ્યો અને સભાપતિ સમક્ષ ક્ષોભ પામ્યા વિના પ્રતિવાદીને ઉદ્દેશીને સ્વસિદ્ધાન્ત અને સ્વબુદ્ધિ વૈભવને અનુસરીને પોતાના પક્ષની સિદ્ધિ માટે અવશ્ય સાધુ (પ્રમાણયુક્ત સમર્થ) હેતુનું કથન કરવું જોઇએ

(टि०) इह हीत्यादि । तदपरिग्रहे इति वादविशेषापरिग्रहे । तत्समर्पणे इति वाददाने ।

§३ अथ क्षोभादेः कुतोऽपि प्रागेवाऽसौ वक्तुमशक्तो भवेत्, तदानीं दूरीकृतसमस्तमत्सरविकारैः सभासारैरुभयोरपि वस्तुव्यवस्थापनदूषणशक्तिपरीक्षणार्थं तदितरस्याग्रेवादेऽभिषेकः कार्यः । अथ वादिनस्तूष्णीम्भावादेव पराजितत्वेन कथापरिसमाप्तेः किमितरस्याग्रवादाभिषेकेण ?, इति चेत् । स्यादेतत्, यदि प्रतिवादिनोऽपि पक्षो न भवेत्, सति तु तस्मिन् वादीव तमसमर्थयमानोऽसौ न जयति, नापि जीयते, प्रौढिप्रदर्शनार्थं तु तद्गृहीतमुक्तमग्रवादमङ्गीकुर्वाणः श्लाघ्यो भवेत् । उभावप्यनङ्गीकुर्वाणौ तु भङ्ग्यन्तरेण वादमेव निराकुरुत इति तयोः सभ्यैः सभाबहिर्भाव एवाऽऽदेष्टव्यः ।

§૩ છતાં કદાચ તે સભાક્ષોભ વિગેરે કોઈ પણ કારણથી પ્રથમ ન બોલી શકે તો મત્સરરૂપ વિકાર રહિત સભાસદોએ વસ્તુની સિદ્ધિ કરવાની અને દૂષણ દેવાની બન્નેય વાદી-પ્રતિવાદીની શકિતની પરીક્ષા કરવા માટે અન્યનો અગ્રવાદમાં અભિષેક કરવો એટલે કે બીજાને પૂર્વપક્ષ કરવા જણાવવું.

શંકા—વાદી મૂક થઈ જવાથી પરાજિત થયો ગણાય, અને તેથી વાદની સમાપ્તિ થઈ તો પછી બીજાનો અગ્રવાદ માટે અભિષેક કરવાની શી જરૂર ?

સમાધાન—જો પ્રતિવાદીનો પોતાનો કોઇ જાતનો પક્ષ ન હોય તો એવે પ્રસંગે વાદ સમાપ્ત થાય પરંતુ પ્રતિવાદીને પણ જો પક્ષ હોય તો પોતાના પક્ષનું સમર્થન કર્યા વિના વાદીની જેમ એ પ્રતિવાદી પણ જય કે પરાજય પામતો નથી, પરંતુ પ્રૌઢતા (સામર્થ્ય-શક્તિ) જણાવવાને માટે પ્રતિવાદી જો વાદીએ ગ્રહણ કરીને મૂકી દીધેલ અગ્રવાદ સ્વીકારી લે તો શ્લાઘનીય બને છે પણ બન્નેમાંથી કોઇ પણ અગ્રવાદ (પૂર્વપક્ષ) નો સ્વીકાર ન કરે તો પ્રકારાંતરે તે બન્નેએ વાદનું જ નિરાકરણ કર્યું કહેવાય, માટે સભ્યોએ તેઓને સભા બહાર કાઢી મૂકવા જોઇએ

(टि०) असाविति जिगीषु. । उभयोरिति वादि-प्रतिवादिनोः । तदितरस्येति जिगीषुसकाशादन्यस्य प्रतिवादिन उत्तरवादनियुक्तस्याप्यग्रवादारोपः कर्तव्यः । इतरस्येति उत्तरवादिनः । तस्मिन्निति प्रतिवादिपक्षे । तमिति स्वीकृतपक्षम् । असमर्थयेति साधनवचनेनासाधयन् । असाविति उत्तरवादनियुक्तः प्रतिवादी । तद्गृहीतेति तेनाग्रवादिना पूर्वं प्रारब्धं पश्चात् सभाक्षोभादिना परित्यक्तम् । तयोरिति वादि-प्रतिवादिनोः ।

§४ तत्र वादी स्वपक्षविधिमुखेन वा, परपक्षप्रतिषेधमुखेन वा साधनमभिदधीत, यथा—जीवच्छरीरं सात्मकं प्राणादिमत्त्वान्यथानुपपत्तेरिति, नेदं निरात्मकं तत एवेति ।

§૪ હવે-વાદની શરૂઆતમાં વાદી પોતાના પક્ષનું વિધાન (સ્થાપન) કરવા, અથવા પરપક્ષનું ખંડન કરવા સાધન (હેતુ) નું કથન કરે, જેમકે, સ્વપક્ષનું સાધન જીવતું શરીર આત્માવાળું છે. અન્યથા પ્રાણાદિમત્ત્વની ઉપપત્તિ થતી નથી, અથવા પરપક્ષનું ખંડન—આ જીવતું શરીર નિરાત્મક-(આત્મારહિત) નથી, કારણ કે નિરાત્મક હોય તો પ્રાણાદિમત્ત્વ ઘટી શકે નહીં.

(टि०) तत्र वादीत्यादि । इदमिति जीवच्छरीरम् । तत एवेति प्राणादिमत्त्वान्यथाऽनुपपत्तेरेव ।

§५ अत्र च यद्यप्यर्थान्तराद्यभिधानेऽपि वस्तुनः साधन दूषणयोरसंभवाद् न कथोपरम', तथापि परार्थानुमाने वक्तुर्गुणदोषा अपि परीक्ष्यन्त इति न्यायात् स्वात्मनोऽश्लाघ्यत्वविघाताय यावदेवावदातं तावदेवाभिधातव्यम् । अन्यथा शब्दानित्यत्वं साधयितुकामस्य 'प्रागेव नाभिप्रदेशात् प्रयत्नप्रेरितो वायुः प्राणो नामोर्ध्वमाक्रामन्नुरःप्रभृतीनां स्थानानामन्यतमस्मिन् स्थाने प्रयत्नेन विधार्यते, स विधार्यमाणः स्थानमभिहन्ति, तस्मात् स्थानाद् ध्वनिरुत्पद्यते' इत्यादिशिक्षासूत्रोपदिष्टशब्दोत्पत्तिस्थानादिनिरूपणां कर्णकोटरप्रवेशप्रक्रियां च प्रकाश्य य एवंविधः शब्दः सोऽनित्यः कृतकत्वादिति हेतुमुपन्यस्य पुनः पटकुटादिदृष्टान्तमुत्पत्त्यादिमुखेन वर्णयतः प्रथमकक्षैव न समाप्येत, कुतः प्रतिवादिनोऽवकाशः ? ।

§૫ જો કે અર્થાન્તર વગેરેનું કથન કરવાથી વસ્તુનું સાધન કે દૂષણ સંભવતું ન હોવાથી કથા(વાદ)નો વિરામ (સમાપ્તિ) થતો નથી, તોપણ-'પરાર્થાનુમાનમાં વક્તાના (વક્તવ્યમાં રહેલ) ગુણદોષોની પણ પરીક્ષા કરાય છે' એ ન્યાયથી પોતાનો અપયશ ન થાય એટલા માટે અત્યંત શુદ્ધ (જેટલું ઉચિત હોય તેટલું જ) બોલવું જોઇએ. અન્યથા વાદીને જો માત્ર શબ્દનું અનિત્યત્વ જ સિદ્ધ કરવું હોય, પણ તે "પ્રથમ નાભિપ્રદેશમાં પ્રયત્નદ્વારા પ્રેરિત થયેલ પ્રાણ નામનો વાયુ ઊર્ધ્વગતિ કરે છે ત્યારે છાતી વિગેરે સ્થાનમાંથી કોઇ પણ એક સ્થાનમાં પ્રયત્ન વડે રોકવામાં આવે છે, અને રોકાયેલ તે વાયુ તે સ્થાનો અભિઘાત કરે છે અર્થાત્ સ્થાન સાથે અથડાય છે, એટલે તે સ્થાનમાંથી ધ્વનિ-શબ્દ ઉત્પન્ન થાય છે," ઇત્યાદિ શિક્ષાસૂત્રમાં બતાવેલ શબ્દોની ઉત્પત્તિના સ્થાન વિગેરેની નિરૂપણા કરે, અને કર્ણકોટરમાં શબ્દ કેવી રીતે પ્રવેશે છે તેની પ્રક્રિયા બતાવીને પછી કહે કે આવા પ્રકારનો જે શબ્દ છે તે અનિત્ય છે કારણ કે તે કૃતક છે અને તે પ્રમાણે કૃતકત્વ' હેતુનો ઉપન્યાસ કરીને વળી પાછો પટકુટાદિને દૃષ્ટાન્ત તરીકે જણાવી તેની ઉત્પત્તિ વિગેરે દ્વારા વર્ણન કરવા લાગી જાય તો પહેલી કક્ષા જ પૂરી ન થાય એટલે પ્રતિવાદીને અવકાશ જ (સમય જ) ક્યાંથી મળે ?

(टि०) अन्यथेति अनवदात कपोलकल्पनाप्रायं फल्गु वल्गितमभिदधत' ।

§६ किञ्च, परप्रतिपत्तये वचनमुच्चार्यत इति यावदेव परेणाऽऽकाङ्क्षितम्, तावदेव युक्तं वक्तुम् । लोकेऽपि वादिनोः करणावतीर्णयोरेकः स्वकीयकुलादिवर्णनां कुर्वाणः पराक्रियते, प्रकृतानुगतमेवोच्यतामिति चानुशिष्यते ।

§६ વળી બીજાને પ્રતિપત્તિ-જ્ઞાન કરાવવા માટે જ શબ્દો બોલવામાં આવે છે તો જેટલી પરને આકાંક્ષા હોય તેટલું જ બોલવું યોગ્ય છે. તેમ જ વાદ કરવાને ઉતરેલા બન્ને વાદીઓમાંથી કોઈ એક પોતાના કુલ વગેરેનું વર્ણન કરે તો લોકમાં પણ તેને તેમ કરતો અટકાવાય છે, અને પ્રકરણને અનુસરતું બોલો તેમ શિખામણ આપવામાં આવે છે.

§७ किं पुनस्तदवदातम् इति–चेत्, यस्मिन्नभिहिते न भवति मनागपि सचेतसां चेतसि क्लेशलेशः। एते हि महात्मानो निष्प्रतिमप्रतिभाप्रेयसीपरिशीलनसुकुमारहृदयाः स्वल्पेनाप्यर्थान्तरादिसंकीर्तनेन प्रकृतार्थप्रतिपत्तौ विघ्नायमानेन न नाम न क्लिश्यन्ति।

§૭ શંકા—અવદાત (વિશુદ્ધ, નિર્દોષ) એ શું છે?

સમાધાન—જે બોલવાથી સમજુ પુરુષોના મનને જરાયે ખેદ ન થાય તે અવદાત (નિર્દોષ) કહેવાય છે. કારણ કે આ મહાપુરુષો અનુપમ પ્રતિભાપ્રેયસીનું પરિશીલન કરતા કોઈ સુકોમળ દિલવાળા હોય છે, તેથી પ્રસ્તુત પદાર્થના જ્ઞાનમાં વિઘ્નરૂપ થોડું પણ અપ્રસ્તુત બોલવામાં આવે તો ખેદ ન પામે એમ ન બને અર્થાત્ ખેદ પામે જ.

§८ तेन स्वस्वदर्शनानुसारेण साधनं दूषणं चाऽर्थान्तरन्यूनक्लिष्टतादिदोषाऽकलुषितं वक्तव्यम्। तत्रार्थान्तरं प्रागेवाऽभ्यधायि। न्यूनं तु नैयायिकस्य चतुरवयवाद्यनुमानमुपन्यस्यतः। क्लिष्टं यथा–यत् कृतकं, कृतकश्चायम्, यथा घटः, तस्मादनित्यस्तत्तदनित्यम्, कृतकत्वाच्छब्दोऽनित्य इत्यादि व्यवहितसंबन्धम्। नेयार्थं यथा–शब्दोऽनित्यो द्विकत्वादिति, द्वौ ककारौ यत्रेति द्विकशब्देन कृतकशब्दो लक्ष्यते, तेन कृतकत्वादित्यर्थः। व्याकरणसंस्कारहीनं यथा–शब्दोऽनित्यः कृतकत्वस्मादिति। असमर्थं यथा–अयं हेतुर्न स्वसाध्यगमक इत्यर्थेनाऽसौ स्वसाध्यघातक इति। अश्लीलं यथा–नोदनार्थे चेकारादिपदम्। निरर्थकं यथा–शब्दो वै अनित्यः कृतकत्वात् खल्विति। अपरामृष्टविधेयांशं यथा–अनित्यशब्दः कृतकत्वादिति। अत्र हि शब्दस्याऽनित्यत्वं साध्यं प्राधान्यात् पृथग् निर्देश्यम्, न तु समासे गुणीभावकालुष्यकलङ्कितमिति। पृथग्निर्देशेऽपि पूर्वमनुवाद्यस्य शब्दस्य निर्देशः शस्यतरः, समानाधिकरणतायां तदनुविधेयस्यानित्यत्वस्याऽलब्धास्पदस्य तस्य विधातुमशक्यत्वादित्यादि। तदेवमादि वदन् वादी समाश्लिष्यते नियतमश्लाघ्यतया।

१ चोदनमित्यर्थं।

§ ૮ માટે અર્થાન્તરતા (અપ્રસ્તુત), ન્યૂનતા, ક્લિષ્ટતા વગેરે દોષોથી અકલુષિત પોતપોતાના દર્શનાનુસાર (મતાનુસાર) સાધન અને દૂષણનું કથન કરવું જોઈએ. તે દોષોમાંથી (૧) અર્થાન્તર-અપ્રસ્તુત દોષનું વર્ણન તો ઉપર થઈ જ ગયું છે.

(૨) ન્યૂનદોષ—નૈયાયિકને પાંચ અવયવવાળું અનુમાન માન્ય છે, તો પણ જો તે પોતે ચાર આદિ અવયવવાળું અનુમાન કહે તો તેને માટે તે 'ન્યૂનદોષવાળું' કહેવાય છે.

(૩) ક્લિષ્ટદોષ—જેમકે, જે કૃતક હોય, આ કૃતક છે, જેમકે ઘટ, તેથી અનિત્ય છે, તે તે અનિત્ય હોય, કૃતક હોવાથી, શબ્દ અનિત્ય છે, વગેરે વ્યવધાનયુક્ત સંબંધવાળું અર્થાત્ દૂરાન્વયવાળું વચન 'ક્લિષ્ટ' કહેવાય છે.

(૪) નેયાર્થદોષ—જેમકે, શબ્દ અનિત્ય છે ૡ્રિક હોવાથી. બે કકાર જેમાં હોય તે દ્વિક. આમ 'ૡ્રિક' શબ્દ વડે 'कृतक' શબ્દની લક્ષણા કરીને 'ૡ્રિકત્વ' હેતુ દ્વારા 'कृतकत्व' હેતુની કલ્પના કરવી તે

(૫) વ્યાકરણસંસ્કારહીન દોષ-'शब्दोऽनित्यः कृतकत्वस्मात् અહીં' कृतकत्वस्मात् પ્રયોગ વ્યાકરણના લક્ષણથી હીન છે.

(૬) અસમર્થ—જે પદ વિવક્ષિત પદાર્થ માટે કહેવામાં આવેલ હોય તેનું વિવક્ષિત પદાર્થમાં સામર્થ્ય ન હોવું તે, જેમકે-'આ હેતુ સ્વસાધ્યનો ગમક નથી' એવો અર્થ કહેવા માટે 'આ હેતુ સ્વસાધ્યનો ઘાતક છે' એમ બોલવું, (હન્ ધાતુ હિંસા અને ગતિવાચક હોઈ 'ઘાતક' પદનું 'ગમક-બોધક' અર્થમાં સામર્થ્ય (શક્તિ) પ્રસિદ્ધ નથી.)

(૭) અશ્લીલદોષ—(વ્રીડા, જુગુપ્સા અને અમંગલને જણાવનાર વચન) જેમકે-'પ્રેરણા' 'અર્થવાળા' 'નોદના' શબ્દને બદલે તે જ અર્થવાળા વ્રીડોત્પાદક 'ચોદના' શબ્દનો પ્રયોગ કરવો તે.

(૮) નિરર્થકદોષ—જેમકે, "शब्दो वै अनित्यः कृतकत्वात् खल्विति" અહીં वै खलु વિગેરે શબ્દોનો પ્રયોગ નિરર્થક-નિષ્પ્રયોજન છે.

(૯) અપરામૃષ્ટ વિધેયાંશ—(વિધેય અંશનો પ્રાધાન્યથી નિર્દેશ ન કરવો, અર્થાત્ ગૌણપણે નિર્દેશ કરવો તે) જેમકે-'अनित्यशब्दः कृतकत्वात्' આ અનુમાનમાં શબ્દનું 'અનિત્યત્વ' સાધ્ય હોવાથી તેનો પ્રાધાન્યરૂપે પૃથક્ નિર્દેશ કરવો જોઈએ, પરંતુ ગૌણતારૂપ દોષથી દૂષિત થતું હોવાથી સમાસમાં નિર્દેશ કરવો યોગ્ય નથી; અને પૃથગ્ નિર્દેશ કરવામાં પણ પહેલાં અનુવાદ્ય (ઉદ્દેશ્ય-પ્રસિદ્ધ પદાર્થ) 'શબ્દ'નો નિર્દેશ કરવો જોઈએ, કારણ કે સમાનાધિકરણ સમાનવિભક્તિ રૂપે—અનુવાદ્ય 'શબ્દ' પછી વિધેયરૂપ અનિત્યત્વને સ્થાન ન મળે તો તેનું (અનિત્યત્વનું) વિધાન કરવું શક્ય નથી એ પ્રમાણે અર્થાન્તરાદિ દોષોવાળું સાધનદૂષણ વચન બોલનાર વાદી અવશ્ય અશ્લાઘા-અપયશને પામે છે.

(पं०) समानाधिकरणतायां तदनुविधेयस्यानित्यत्वस्येत्यतोऽग्रे यत इति गम्यम्। तस्येति अनित्यत्वस्य ।

(टि०) नेयार्थमिति नेयो व्युत्पत्त्यादिबलात्कारेण प्रस्तुतमर्थं प्रापयितव्योऽर्थो यत्र वाक्ये तन्नेयार्थम्। असाविति हेतुः। घातक इति अगमक इति पदं न समर्थम्, घातकस्य सर्वथा घातकस्वरूपत्वाद् न केवलागमकरूपत्वम्। पृथगित्यादि। तस्येति अनित्यत्वस्य।

प्रतिवादिना तु स्वस्यानुषङ्गिकश्लाघ्यत्वसिद्धये तत् प्रकाश्य साधनदूषणे यत्नवता भाव्यम्, न तु तावतैव स्वात्मनि विजयश्रीपरिरम्भः संभावनीयः। प्रकटिततीर्थान्तरीयकलङ्कोऽकलङ्कोऽपि प्राह—वादन्याये दोषमात्रेण यदि पराजयप्राप्तिः पुनरुक्तवच्छ्रुतिदुष्टार्थदुष्टकल्पनादुष्टादयोऽलङ्कारदोषाः पराजयाय कल्पेरन्निति ।

પરંતુ પ્રતિવાદીએ તો પ્રાસંગિક શ્લાઘા—યશને માટે તે તે અર્થાન્તરાદિ દોષો જણાવીને પોતાના સાધનદૂષણ વચનમાં પ્રયત્નશીલ થવું જોઈએ પરંતુ અર્થાન્તરાદિ દોષો જણાવવા માત્રથી પોતાના જયની કલ્પના કરતાં ઉપરોક્ત વિષયમાં પરતીર્થિકોના કલંકો–દોષોને પ્રકટ કરનાર અકલંકે (દિગમ્બરાચાર્યે) પણ 'વાદન્યાય'માં કહ્યું છે કે–દોષોદ્ભાવન માત્રથી જ જો સામાનો પરાજય થતો હોય તો પુનરુક્તિની જેમ શ્રુતિદુષ્ટ, અર્થદુષ્ટ, કલ્પનાદુષ્ટ વિગેરે અલંકારના દોષો પણ પરાજય માટે કલ્પવા જોઈએ.

(पं०) दोषमात्रेण यदि पराजयप्राप्तिरित्यतोऽग्रे तदिति शेष । पराजयाय कल्पेरन्निति न तु तथेति ज्ञातव्यम् ।

(टि०) तावतैवेति परोपन्यस्तपक्षे साधनदूषणप्रकाशनेन, किन्तु वादपक्षे प्रतिपक्षिदर्शिताः[1] सर्वेऽपि दोषा प्रयत्नेन वर्जनीया, ततो जयवान्।

§९ ननु वादी साधनमभिधाय कण्टकोद्धारं कुर्वीत वा, न वा ?, कामचार इत्याचक्ष्महे। तत्राऽकरणे तावद् न गुणो न दोषः। तथाहि—स्वप्रौढेरप्रदर्शनाद् न गुणः, परानुद्भावितस्यैव दूषणस्यानुद्धाराच्च न दोषः; उद्भावितं हि दूषणमनुद्धरन् दुष्येत ।

§ ९ શંકા—વાદી સ્વપક્ષની સિદ્ધિ માટે હેતુ કહીને તેમાંથી કંટકોદ્ધાર (પ્રતિવાદીની શંકાઓ કલ્પી તેનું નિરાકરણ કરવારૂપ) કરે કે ન કરે ?

સમાધાન—તે તો વાદીની ઇચ્છાને આધીન છે, કારણ કે, હેતુમાંથી કંટક-શંકાનો ઉદ્ધાર ન કરે તો વાદીને ગુણ (ફાયદો) કે દોષ (નુકશાન) થતાં નથી. તે આ પ્રમાણે–કંટકોદ્ધાર ન કરવાથી પોતાની પ્રતિભાનું પ્રદર્શન થયું નહિ માટે ગુણ (ફાયદો) થયો નહિ, તેમ પ્રતિવાદીએ જેનું ઉદ્ભાવન જ ન કર્યું હોય એવા દોષોનો ઉદ્ધાર (નિરસન) ન કરવાથી કંઈ દોષ (નુકશાન) પણ નથી. પરંતુ પ્રતિવાદીએ ઉદ્ભાવન કરેલ દોષોનો જો ઉદ્ધાર ન કરે તો તે અવશ્ય દૂષિત થાય છે

---

1 वादपक्षेऽक्षिप्रद°—इति प्रतौ ।

अथ कथं न दोषः ?, यत. सत्यपि हेतोः सामर्थ्ये तदप्रतिपादनात् संदेहे प्रारब्धासिद्धिः, इत्यवश्यकरणीयं दूषणोद्धरणमिति चेत् , कस्यायं सन्देहः–वादिनः, प्रतिवादिनः, सभ्यानां वा ? । न तावद् वादिन', तस्यासत्यपि सामर्थ्ये तन्निर्णयाभिमानेनैव प्रवृत्तेः, किं पुनः सति प्रतिवादिसभ्यसंदेहापोहाय तु सामर्थ्यं प्रमाणेनैव प्रदर्शनीयम् ? । तत्रापि प्रमाणान्तरेण सामर्थ्याप्रदर्शने संदेहः, प्रदर्शने तु तत्रापि प्रमाणान्तरेण तत्प्रदर्शनेनाऽनवस्था । अथ यथा स्वार्थानुमाने हेतोः साध्यमध्यवसीयते, हेतोश्च प्रत्यक्षादिभिः प्रतिपत्तिः, न चाऽनवस्था, तथा परार्थानुमानेऽपीति चेत्, तर्हि यथा प्रत्यक्षादेः कस्यचिदभ्यासदशायां स्वतः सिद्धप्रमाणतयाऽनपेक्षितसामर्थ्यप्रदर्शनस्यापि गमकत्वम्, एवमन्ततो गत्वा कस्यचित् परार्थानुमानस्यापि तथैव तदवश्यमभ्युपेयम्; इति गतं सामर्थ्यप्रदर्शननियमेन ।

શંકા—દોષ કેમ નહિ આવે ? આવશે જ, હેતુ સમર્થ હોવા છતાં પણ તેના સામર્થ્યનું પ્રતિપાદન કરવામાં ન આવે તો તે વિષે સંદેહ રહે અને સંદેહ હોય તો આરંભેલ કાર્યની સિદ્ધિ થાય નહિ માટે અવશ્યંદૂષણોદ્ધાર કરવો જોઈએ.

સમાધાન—સંદેહ કોને છે ? વાદીને કે સભ્યોને ?

વાદીને સંદેહ છે એવું તો કહી શકશો નહિ, કારણ કે હેતુમાં સામર્થ્ય ન હોય તો પણ સામર્થ્ય નિર્ણયના અભિમાનપૂર્વક વાદી પ્રવૃત્તિ કરે છે અને જો સામર્થ્ય હોય તો શું પ્રતિવાદી અને સભ્યોના સંદેહને દૂર કરવા સામર્થ્યની સિદ્ધિ પ્રમાણથી કરવી જ જોઈએ એ આવશ્યક છે ? વળી, જે પ્રમાણથી સિદ્ધ કરેલ હશે એ પ્રમાણમાં પણ પ્રમાણાન્તરથી સિદ્ધિ કરવામાં નહિ આવે ત્યાં સુધી સંદેહ રહેશે જ અને પ્રમાણાન્તરથી સિદ્ધ કરવામાં તો અનવસ્થા જ આવશે.

શંકા—જેમ સ્વાર્થાનુમાનમાં હેતુથી સાધ્યનો નિશ્ચય કરાય છે, અને હેતુનો પ્રત્યક્ષાદિથી નિશ્ચય કરાય છે, છતાં તેમાં અનવસ્થા દોષ નથી તેમ પરાર્થાનુમાનમાં પણ અનવસ્થા થશે નહિ.

સમાધાન— તો પછી જેમ પ્રત્યક્ષાદિનું પ્રામાણ્ય અભ્યાસ દશામાં સ્વતઃ સિદ્ધ હોવાથી તેના સામર્થ્યપ્રદર્શનની અપેક્ષા રહેતી નથી અને તે ગમક બને છે, તેમ છેવટે કોઈ ને કોઈ પરાર્થાનુમાન પણ એવું માનવું પડશે જેનું પ્રામાણ્ય સ્વતઃ સિદ્ધ હોય અને તેથી તેના સામર્થ્યપ્રદર્શનની અપેક્ષા રહે નહિ.

(पं०) अथ कथमित्यादि पर. । कस्यायं सन्देह इत्यादि सूरि. ।

(टि०) अथ कथमित्यादि । तदप्रतीति सामर्थ्याप्रतिपादनात् । तस्येति वादिन. । तन्निर्णयेति सन्देहनिर्णयाहङ्कारेण । सतीति सामर्थ्ये । तत्रापीति प्रमाणेऽपि । तत्रापीति प्रमाणान्तरेऽपि । तत्प्रदर्शने इति सामर्थ्याप्रदर्शने । तथैवेति अनपेक्षितसामर्थ्यप्रदर्शनस्यापि । तदिति सामर्थ्य गमकत्वम् ।

अथ यत्रानभ्यासदशायां परतः प्रामाण्यसिद्धिः; तत्र तत्प्रदर्शनीयमेवेति चेत्, यदि न प्रदर्श्यते किं स्यात् ?। ननूक्तमेव–संदेहात् प्रारब्धासिद्धिः, इति चेत् तर्हि यथा सदपि सामर्थ्यमप्रदर्शितं न प्रतिवादिना प्रतीयते, तद्वत् संदेहोऽपि प्रतिवादिगतोऽप्रदर्शितः कथं वादिना प्रतीयेत ?। स्वबुद्ध्योत्प्रेक्ष्यत इति चेत्, इतरेणापि यदि तत्सामर्थ्यं स्वबुद्ध्यैवोत्प्रेक्ष्येत, तदा किं क्षूणं स्यात् ?। अथ वादिनः साधनसमर्थनशक्तिं परीक्षितुं न तदुत्प्रेक्ष्यते, तर्हि प्रतिवादिनो दूषणशक्तिं परीक्षितुमितरेणापि न संदेहः स्वयमुत्प्रेक्ष्यते। अथ द्वितीयकक्षायां दूषणान्तरवत् संदेहमपि प्रदर्शयन् स्फोरयत्येव दूषणशक्तिं प्रतिवादी, इति चेत् तर्हि वाद्यपि तृतीयकक्षायां दूषणान्तरवत् संदेहमपि व्यपोहमानः किं न समर्थनशक्तिं व्यक्तीकरोति ?। किञ्च, केनचित् प्रकारेण सामर्थ्यप्रदर्शनात् कस्यचित् संदेहस्यापोहेऽपि तस्य प्रकारान्तरेण संभवतोऽनपोहे कथं प्रारब्धसिद्धिः ?, विप्रतिपत्तेरिव संदेहस्यापि ह्यपरिमिताः प्रकाराः, इति कियन्तस्ते स्वयमेवाशङ्क्याऽऽशङ्क्य शक्याः पराकर्तुम् ?। न च प्रदर्शितेऽपि सामर्थ्ये स्वपक्षैकपक्षपातिनोऽस्य विश्रम्भः संभवति, येन प्रारब्धमवबुध्येत। दृश्यन्ते हि साधनमिव तत्समर्थनमपि कदर्थयन्तः प्रतिवादिनः, इति साधनमभिधाय सामर्थ्याप्रदर्शनेऽपि दोषाभावात् स्थितमेतदकरणे न गुणो न दोष इति।

શંકા—પરંતુ અનભ્યાસદશામાં જ્યાં પ્રામાણ્યની પરતઃ સિદ્ધિ હોય છે, ત્યાં તો સામર્થ્ય જણાવવું જોઈએને ?

સમાધાન – પણ સામર્થ્યનું પ્રદર્શન ન કરીએ તો શું થાય ?

શંકા— તે વિષે તો અમે કહી જ દીધું છે કે, સંદેહ રહેતો હોવાથી આરંભેલ કાર્યની સિદ્ધિ ન થાય

સમાધાન— તો પછી જેમ હેતુનું સામર્થ્ય હોવા છતાં પણ જો પ્રદર્શિત કરવામાં આવ્યું ન હોય તો પ્રતિવાદી તેને જાણી શકતો નથી તેમ પ્રતિવાદીના મનમાં રહેલ સંદેહ પણ તેના પ્રદર્શન વિના વાદી કઈ રીતે જાણી શકે ?

શંકા— પ્રતિવાદીમાં રહેલ સંદેહની વાદીએ પોતાની બુદ્ધિથી કલ્પના કરવી જોઈએ

સમાધાન— તો પછી તે જ રીતે હેતુમાં રહેલી સામર્થ્યની પણ પ્રતિવાદી પોતાની બુદ્ધિથી કલ્પના કરી લે તો તેમા શું ખોટું છે ?

શંકા— વાદીની હેતુને સમર્થન કરવાની શક્તિની પરીક્ષા કરવા માટે સ્વયં પ્રતિવાદી હેતુના સામર્થ્યની કલ્પના કરતો નથી.

સમાધાન— તો પછી પ્રતિવાદીની દૂષણ શક્તિની પરીક્ષા કરવા માટે સ્વયં વાદી પણ તેના સંદેહની કલ્પના કરતો નથી એમ અમે કહીશું.

શંકા— બીજી કક્ષામાં પ્રતિવાદી બીજાં દૂષણોની જેમ સંદેહને પણ પ્રગટ કરીને પોતાની દૂષણશક્તિ પ્રકટ કરે જ છે

સમાધાન—તો પછી વાદી પણ ત્રીજી કક્ષામાં બીજાં દૂષણોની-જેમ સંદેહનું પણ નિરાકરણ કરીને શું પોતાની સમર્થન શક્તિ પ્રગટ નથી કરતો?

વળી કોઈ એક પ્રકારે સામર્થ્ય બતાવવાથી કોઈ એક પ્રકારનો સંદેહ દૂર થાય છતાં બીજા પ્રકારે થતા સંદેહનું તો નિરાકરણ થતું નથી તો આરંભેલ કાર્યની સિદ્ધિ કઈ રીતે થશે? કારણ કે, વિપ્રતિપત્તિ- વિવાદની જેમ સંદેહના પણ અપરિમિત પ્રકારો સંભવે છે તો પોતાની જ મેળે પુનઃ પુન. શંકાઓ ઉઠાવીને એવી કેટલી શંકાઓનુ નિવારણ કરી શકાય? અને વળી, સામર્થ્ય બતાવવા છતાં જેને કેવળ પોતાના જ પક્ષનો આગ્રહ છે, એવા પ્રતિવાદીને વિશ્વાસ તો સંભવતો જ નથી તો પછી એ આરભેલ કાર્યને કેવી રીતે જાણશે? કારણ કે, સાધન(હેતુ)ની જેમ હેતુના સમર્થનનું પણ કદર્થન અર્થાત ખંડન કરનાર પ્રતિવાદીઓનો તોટો નથી એટલે, સાધન (હેતુ) કહ્યા પછી તેનું સમર્થન કર્યું ન હોય તોપણ દોષ નથી. માટે એ નક્કી થયું કે સમર્થન કરવામાં ન આવે તો ગુણ નથી તેમ દોષ પણ નથી.

(टि०) **अथ यत्रेत्यादि**। **तदिति** सामर्थ्यम्। **केनचिदित्यादि**। **तस्येति** सन्देहस्य। **अस्येति** प्रतिवादिन। **एतदकरणे** इति सामर्थ्यप्रदर्शनाविधाने।

करणे तु यदेव संदेहस्य विवादस्य वा भवेदास्पदम्, तस्यैवोद्धारं कुर्वाणः समलंक्रियते प्रौढतागुणेन, यदुद्धरेत् तत्संदिग्धमेव विवादापन्नमेव चोद्धरेदित्येवमवधार्यते, न तु यावत् संदिग्धं विवादापन्नं वा तावत् सर्वमुद्धरेदेव; असंख्याता हि सन्देहविवादयोर्भेदाः, कस्तान् कार्त्स्न्येन ज्ञातुं निराकर्तुं वा शक्नुयात्?। इति यावत्तेभ्यः प्रसिद्धिः प्रतिभा वा भगवती प्रदर्शयति, तावदुद्धरणीयम्, तदधिकोद्धारकरणे तु कदर्थ्यते सिद्धसाधनाभिधानादिदोषेण–सिद्धमपि साधयंश्च कदा नामायं वावदूको विरमेदिति सत्यं व्याकुलाः स्मः, एकेन प्रमाणेन समर्थितस्यापि हेतोः पुनः समर्थनाय प्रमाणान्तरोपन्यासप्रसङ्गात्, साध्यादेरप्येवम्, इति न काञ्चिदमुष्य सीमानमालोकयामः। तेन सिद्धस्य समर्थनमनर्थकत्वाद् न कर्तव्यम्। 'सिद्धसाध्यसमुच्चारणे सिद्धं साध्यायोपदिश्यते' इति न्यायात् साध्यसिद्धये त्वभिधानमत्यावश्यमुपेयम्, अपरथा ह्यसिद्धमसिद्धेन साधयतः किं नाम न सिद्ध्येत्?। यत्र तु सिद्धत्वेनोपन्यस्तस्यापि सिद्धत्वं संदिग्धं विवादाधिरूढं वा भवेत्, तत्र तत्समर्थनं सार्थकमेव। ततः स्थितमेतद् यो यत् सिद्धमभ्युपैति, तं प्रति न तत्साधनीयमिति।

પરંતુ સમર્થન કરે તો- જે કંઈ સંદેહ કે વિવાદનો વિષય હોય તેનો જ ઉદ્ધાર-પરિહાર કરીને વાદી પ્રૌઢતા ગુણથી સુશોભિત થાય છે. એટલે કે-વાદી જેનો ઉદ્ધાર કરે છે તે સંદિગ્ધ જ હોય છે અગર વિવાદાપન્ન જ હોય છે એવું

અવધારણ કરવામાં ( માનવામાં ) આવે છે, પરંતુ જેટલું સંદિગ્ધ કે વિવાદાપન્ન હોય તે સઘળાનો ઉદ્ધાર કરવો જ જોઇએ એવું અવધારણ કરવામાં આવતું નથી. કારણ કે, સંદેહ અને વિવાદના અસંખ્યાત ભેદો છે તો સંપૂર્ણપણે તે સઘળાને જાણવાને અથવા નિરાકરણ કરવાને કોણ સમર્થ હોઈ શકે ? માટે પ્રતિવાદી દ્વારા જેટલા સંદેહો પ્રસિદ્ધ થાય અથવા (પોતાની) નિર્મળ (શુદ્ધ) પ્રતિભા વડે જેટલા જણાય તેટલાનો જ ઉદ્ધાર કરવો યોગ્ય છે પણ તેનાથી અધિકનો ઉદ્ધાર કરવામાં તો સિદ્ધ સાધનાદિ દોષો વડે વાદીની કદર્થના થાય છે. સિદ્ધ પદાર્થને સાધતો આ વાચાલ ક્યારે વિરમશે ?, અમે તો ખરેખર વ્યાકુળ (કંટાળી ગયા) છીએ કારણ કે એક પ્રમાણથી હેતુનું સમર્થન થયા પછી પણ બીજા પ્રમાણમાં હેતુનું સમર્થન કરવાનો પ્રસંગ છે જ; વળી પાછો સાધ્યાદિ વિષે પણ પુન. સમર્થન કરશે જ એટલે આ વાદીની કોઈ સીમા (મર્યાદા, વિરામ સ્થળ) અમે જોતા નથી–(શ્રોતાગણને આવો અનુભવ થતો હોવાથી) સિદ્ધનું સમર્થન નિરર્થક કરવું ન જોઈએ. "જ્યાં સિદ્ધ અને સાધ્ય બન્નેનું કથન હોય ત્યાં સિદ્ધનું કથન સાધ્યને માટે છે" એ ન્યાયે સાધ્યની સિદ્ધિ માટે સિદ્ધ એવા સાધન-(હેતુ)નું અભિધાન (કથન) અવશ્ય કરવું જોઈએ કારણ કે, જો અસિદ્ધ વડે અસિદ્ધની સિદ્ધિ થતી હોય તો પછી કશું જ અસિદ્ધ રહેશે નહિ, બધું જ સિદ્ધ થઈ જશે અર્થાત્ સાધ્યને સિદ્ધ કરવા માટે સિદ્ધ હેતુનો જ પ્રયોગ કરવો જોઈએ પરંતુ સિદ્ધ હેતુનો ઉપન્યાસ-(પ્રયોગ) કર્યો હોય તો પણ જ્યાં તેની સિદ્ધતા સંદિગ્ધ હોય અથવા વિવાદાપન્ન હોય ત્યાં તો હેતુનું સમર્થન સાર્થક (સફલ) જ છે. તેથી એ નક્કી થયું કે જે પુરુષ જેને સિદ્ધ માનતો હોય તેના પ્રત્યે તે પદાર્થને સિદ્ધ કરવાને પ્રયત્ન કરવો ન જોઈએ.

(टि०) तेभ्य इति प्रतिवादिभ्य । अस्येति समर्थकप्रमाणस्य । अपरथेति तपेयाभावे ।

§ १०. बौद्धो हि मीमांसकं प्रत्यनित्यः शब्दः सत्त्वात्, इत्यभिधायोभयसिद्धस्यार्थक्रियाकारित्वरूपस्य सत्त्वस्यासिद्धत्वमुद्धरन् न कमप्यर्थं पुष्णाति, केवलं सिद्धमेवार्थं समर्थयमानो न सचेतसामादरास्पदम् । अनैकान्तिकत्वं पुनराशङ्क्योद्धरन्नविरोपयति सरसे सभ्यचेतसि स्वप्रौढिवल्लरीम् । तदिह यथा–कश्चित् चिकित्सकः कुतश्चित् पूर्वरूपादे. संभाव्यमानोत्पत्तिं दोषं चिकित्सति, अन्यः कश्चिदुत्पन्नमेव, कश्चित्त्वसंभाव्यमानोत्पत्तितयाऽनुत्पन्नतया च निश्चिताभावम्, इत्येते त्रयोऽपि यथोत्तरमुत्तममध्यमाधमाः; तद्वद्वाद्यप्येकः कथञ्चिदाशङ्क्यमानोद्भावनं दोषं समुद्धरति, अपरः परोद्भावितम्, अन्यस्त्वनाशङ्क्यमानोद्भावनमनुद्भावितं चेति. एतेऽपि त्रयो यथोत्तरमुत्तममध्यमाधमा इति परमार्थः ।

"स्वपक्षसिद्धये वादी साधनं प्रागुदीरयेत् ।
यदि प्रौढिः प्रिया तत्र, दोषानपि तदुद्धरेत् ॥१॥" इति संग्रहश्लोकः ।

§૧૦ જેમકે–બૌદ્ધ મીમાંસક પ્રત્યે 'अनित्यः शब्दः सत्त्वात्' એ પ્રમાણે કહીને જો ઉભયવાદીને સિદ્ધ એવા અર્થક્રિયાકારિત્વ રૂપ 'સત્ત્વ' હેતુના અસિદ્ધતા દોષનો ઉદ્ધાર–પરિહાર કરે તો તે તેમ કરીને કોઈ પણ અર્થને સિદ્ધ કરે છે એમ ન કહેવાય, પરંતુ કેવલ સિદ્ધ પદાર્થનું જ સમર્થન કરે છે એમ કહેવાય. તેથી, તે સહૃદય વિદ્વાનોના આદરને પાત્ર થતો નથી, પરંતુ જો તે 'સત્ત્વ' હેતુમાં અનૈકાન્તિક દોષ વ્યભિચારની શંકા કરીને તેનો ઉદ્ધાર કરે તો તે સભ્યોના રસિક અંતઃકરણમાં પોતાની પ્રતિભારૂપ વેલને રોપે છે. (સ્વપ્રતિભાની છાપ એટલે પ્રભાવ પાડે છે,) જેમકે, કોઈ એક ચિકિત્સક પૂર્વરૂપાદિ–એટલે કે રોગની પૂર્વાવસ્થાને આધારે આગળ ઉપર ઉત્પન્ન થનાર રોગરૂપ દોષની ચિકિત્સા કરે છે, જ્યારે બીજો ચિકિત્સક ઉત્પન્ન થયેલા દોષની ચિકિત્સા કરે છે, અને કોઈક ચિકિત્સક તો જે (દોષ)ની ઉત્પત્તિ થવાની નથી અને જે ઉત્પન્ન પણ નથી–એટલે કે જે રોગનો અભાવ નિશ્ચિત છે તેની ચિકિત્સા કરે છે, આ રીતે એ ત્રણે ચિકિત્સકો અનુક્રમે જેમ ઉત્તમ, મધ્યમ અને અધમ કહેવાય છે તેમ અહીં વાદમાં પણ વાદી પ્રતિવાદી તરફથી જે દોષના ઉદ્ભાવનની સંભાવના હોય તેનો ઉદ્ધાર કરે છે. જ્યારે બીજો વાદી પ્રતિવાદીએ દીધેલ દોષનો પરિહાર કરે છે અને કોઈક વાદી તો જે દોષના ઉદ્ભાવનની સંભાવના નથી અને જે દોષ ઉદ્ભાવિત નથી તેનો ઉદ્ધાર કરે છે; ત્યારે આ ત્રણે વાદીઓ અનુક્રમે ઉત્તમ, મધ્યમ અને અધમ કહેવાય છે. કહ્યું છે કે "વાદી પોતાના પક્ષની સિદ્ધિ માટે પ્રથમ હેતુ કહે, અને જો પ્રતિભાપ્રિયાનો સાથ હોય તો હેતુમાંના અસિદ્ધતાદિ દોષોનો પણ પરિહાર કરે."

§ ११. द्वितीयकक्षायां तु प्रतिवादिना स्वात्मनो निर्दोषत्वसिद्धये वादिवदवदातमेव वक्तव्यम् । द्वयं च विधेयम्–परपक्षप्रतिक्षेपः, स्वपक्षसिद्धिश्च । तत्र कदाचिद् द्वयमप्येतदेकेनैव प्रयत्नेन निर्वर्त्यते, यथा–नित्यः शब्दः कृतकत्वात्, इत्यादौ विरुद्धोद्भावने, परप्रहरणेनैव परप्राणव्यपरोपणात्मरक्षणप्रायं चैतत् प्रौढतारूपप्रियसखीसमन्वितामेव विजयश्रियमनुषञ्जयति । असिद्धताद्युद्भावने तु स्वपक्षसिद्धये साधनान्तरमनित्यः शब्दः सत्त्वादित्युपाददानः केवलामेव तामवलम्बते । तदप्यनुपाददानस्त्वसिद्धताद्युद्भावनमूतं श्लाघ्यतामात्रमेव प्राप्नोति, न तु प्रियतमां विजयश्रियम् ।

§૧૧ બીજી કક્ષામાં પ્રતિવાદીએ પણ પોતાના પક્ષની નિર્દોષતા સિદ્ધ કરવાને વાદીની જેમ જેટલું શુદ્ધ–નિર્દોષ હોય તેટલું જ બોલવું જોઈએ. અને પરપક્ષનો પરિહાર તથા સ્વપક્ષની સિદ્ધિ એ બન્ને કાર્યો કરવાં જોઈએ, તેમાં કોઈ વાર ઉક્ત બન્ને કાર્યો એક જ પ્રયત્નથી પણ થઈ જાય છે; જેમકે–'શબ્દ નિત્ય છે, કૃતક હોવાથી' આ અનુમાનના હેતુને વિષે જ્યારે તે વિરુદ્ધ છે એમ કહે–વામાં આવે છે ત્યારે શત્રુને મારવાથી શત્રુનું મૃત્યુ અને પોતાની રક્ષા જેમ એક જ પ્રયત્નથી સિદ્ધ થાય છે તેમ અહીં પણ વિરુદ્ધ દોષ બતાવવાથી

વાદીનું દૂષણ થવા સાથે જ પોતાને પ્રૌઢતારૂપ પ્રિયસખી સમન્વિત વિજયશ્રી મળે છે. અર્થાત્ જ્યારે હેતુને વિરુદ્ધ કહ્યો ત્યારે એ સિદ્ધ થયું કે કૃતકનો અવિનાભાવ અનિત્ય સાથે જ છે પણ નિત્ય સાથે નથી એથી વાદીનો શબ્દ નિત્યતાપક્ષ ખંડિત થવા સાથે જ પ્રતિવાદીનો શબ્દાનિત્યતાપક્ષ સિદ્ધ થયો, એટલે પ્રતિવાદીને શબ્દની અનિત્યતા સિદ્ધ કરવા માટે જુદો પ્રયત્ન કરવો પડતો નથી, આમ વિરુદ્ધોદ્ભાવનથી વાદીનું ખંડન અને પ્રતિવાદીના પક્ષની સિદ્ધિ એ બન્ને કાર્યો થાય છે. પણ સ્વપક્ષની સિદ્ધિ માટે હેતુના અસિદ્ધતાદિ દોષોનું ઉદ્ભાવન કરવામાં આવે ત્યારે 'अनित्यः शब्दः सत्त्वात् (શબ્દ અનિત્ય છે, સત્ હોવાથી) એ પ્રમાણે અન્ય સાધન(હેતુ)નું ગ્રહણ કરે છે, એટલે તેને કેવલ વિજયશ્રી જ વરે છે, પણ તેની પ્રૌઢતા સિદ્ધ થતી નથી. પરંતુ જો તે અસિદ્ધતોદ્ભાવન જ કરે અને સ્વપક્ષની સિદ્ધિ માટે અન્ય હેતુનું ગ્રહણ ન કરે તો અસિદ્ધતાદિદોષ બતાવવારૂપ માત્ર શ્લાઘ્યતા જ પ્રાપ્ત કરે છે પરંતુ ઈષ્ટ એવી વિજયશ્રી પ્રાપ્ત કરી શકતો નથી

(टि०) द्वितीयकक्षायामित्यादि । तामिति विजयश्रियम् । तदपीति साधनान्तरमपि ।

§ १२. यदुदयनोऽप्युपादिशत्–' वादिवचनार्थमवगम्याऽनूद्य दूषयित्वा प्रतिवादी स्वपक्षे स्थापनां प्रयुञ्जीत, अप्रयुञ्जानस्तु दूषितपरपक्षोऽपि न विजयी, श्लाघ्यस्तु स्यात् आत्मानमरक्षन् परघातीव वीरः'' इति । तद्यदीच्छेत् प्रौढतान्वितां विजयश्रियम्, तन्नाऽप्रयत्नोपनतां तयोः प्राणभूतां हेतोर्विरुद्धतामवधीरयेत्, निपुणतरमन्विष्य सति संभवे तामेव प्रसाधयेत् । न च विरुद्धत्वमुद्भाव्य स्वपक्षसिद्धये साधनान्तरमभिदधीत, व्यर्थत्वस्य प्रसक्तेः. एवं तृतीयकक्षास्थितेन वादिना विरुद्धत्वे परिहृते चतुर्थकक्षायामपि प्रतिवादी तत्परिहारोद्धारमेव विदधीत, न तु दूषणान्तरमुद्भाव्य स्वपक्षं साधयेत्, कथाविरामाभावप्रसङ्गात् । नित्यः शब्दः कृतकत्वात्, इत्यादौ हि कृतकत्वस्य विरुद्धत्वमुद्भावयता प्रतिवादिना नियतं तस्यैवाऽनित्यत्वसिद्धौ साधनत्वमध्यवसितम्, अत एव न तदाऽसौ साधनान्तरमारचयति । स चेदयं चतुर्थकक्षायां तत्परिहारोद्धारमनवधारयन् प्रकारान्तरेण परपक्षं प्रतिक्षिपेत्, स्वपक्षं च साधयेत्, तदानीं वादिना तद्दूषणे कृते स पुनरन्यथा समर्थयेत्, इत्येवमनवस्था ।

§૧૨ આ વિષયમાં ઉદયનાચાર્યે પણ કહ્યું છે કે, ''વાદીના વચનનો અર્થ જાણીને પછી તેનો અનુવાદ કરી તેને દૂષિત કરીને પ્રતિવાદી સ્વપક્ષની સ્થાપના કરે. પણ જો તે પોતાના પક્ષની સ્થાપના (સિદ્ધિ) ન કરે તો વિજયી બનતો નથી, માત્ર શ્લાઘ્ય બને છે જેમ કે, પોતાની રક્ષા નહિ કરનાર પરંતુ શત્રુને હણનાર 'વીર' કહેવાય છે પણ વિજયી કહેવાતો નથી'' એટલે જો પ્રતિવાદી

१. तन्ना–मु०

પ્રૌઢતા સમન્વિત વિજયશ્રી ઇચ્છતો હોય તો તેણે વિના પ્રયત્ને (સહજભાવે) પ્રાપ્ત થતી તથા પ્રૌઢતા અને વિજયશ્રીના પ્રાણભૂત (કારણભૂત) એવી હેતુની વિરુદ્ધતાની ઉપેક્ષા કરવી નહીં-તેના પ્રત્યે બેધ્યાન (બેદરકાર) થવું નહીં પણ સાવધાનીથી તેની શોધ કરવી જોઈએ અને જો તેનો સંભવ હોય તો તે સિદ્ધ કરવી જોઈએ, અને વિરુદ્ધતા દોષ બતાવ્યા પછી સ્વપક્ષની સિદ્ધિ માટે અન્ય હેતુ કહેવો ન જોઈએ, કારણ કે તેમ કરવામાં વ્યર્થત્વદોષનો પ્રસંગ આવે છે. વળી ત્રીજી કક્ષામાં રહેલ વાદીએ જો વિરુદ્ધતાનો પરિહાર કર્યો હોય તો ચોથી કક્ષામાં રહેલ પ્રતિવાદી પણ તે પરિહારનો ઉદ્ધાર (પરિહાર) જ કરે પણ અન્ય દૂષણ આપી સ્વપક્ષ સિદ્ધિ ન કરે કારણ કે, તે રીતે તો વાદકથાની સમાપ્તિ થાય જ નહીં, તે આ પ્રમાણે—

'नित्यः शब्दः कृतकत्वात्' ઇત્યાદિ અનુમાનમાં 'કૃતકત્વ' હેતુમાં વિરુદ્ધતા દોષ બતાવનાર પ્રતિવાદીએ 'કૃતકૃત્વ' હેતુથી અનિત્યત્વની સિદ્ધિ થાય છે એવો ચોક્કસ નિશ્ચય કરેલ છે, એટલા જ માટે એ પ્રતિવાદી અન્ય સાધન (હેતુ) કહેતો નથી. હવે જો એ જ પ્રતિવાદી ચોથી કક્ષામાં વાદીએ કહેલ પરિહારનો ઉદ્ધાર કેમ કરવો એનો નિશ્ચય કરે નહિ અને અન્ય પ્રકારે જો વાદીનું ખંડન કરે અને સ્વપક્ષને સાધે તો વાદી તેના પક્ષને દૂષિત કરે ત્યારે વળી તે પ્રતિવાદી અન્ય પ્રકારે સ્વપક્ષને સિદ્ધ કરે અને એ રીતે અનવસ્થા દોષ આવે છે.

(टि०) तयोरिति प्रौढताविजयश्रियो । तानेवेति विरुद्धतामेव। एवं तृतीयेति । तस्यैवेति शब्दस्यैव । असाविति प्रतिवादी ।

§१३. किञ्च, एवं चेत् प्रतिवादी विरुद्धत्वोद्भावनमुखेनाऽनित्यत्वसिद्धौ स्वीकृतमपि कृतकत्वं हेतुं परिहृत्य सत्त्वादिरूपं हेत्वन्तरमुररीकुर्यात्, तदा वाद्यपि नित्यत्वसिद्धौ तमुपात्तं परित्यज्य प्रत्यभिज्ञायमानत्वादि साधनान्तरमभिदधानः कथं वार्येत ?। अनिवारणे तु सैवानवस्था सुस्थायते। तदिदमिह रहस्यम्—उपक्रान्तं साधनं दूषणं वा परित्यज्य नापरं तदुदीरयेदिति।

§૧૩ વળી ઉક્ત પ્રકારે પ્રતિવાદીએ વિરુદ્ધત્વાદિ દોષના ઉદ્ભાવન દ્વારા અનિત્યત્વની સિદ્ધિમાં 'કૃતકત્વ' હેતુને સ્વીકારેલ હોવા છતાં તેનો ત્યાગ કરીને તે જો 'સત્ત્વાદિ' રૂપ બીજો હેતુ સ્વીકારે તો એ જ ન્યાયે વાદી પણ નિત્યત્વની સિદ્ધિ માટે ગ્રહણ કરેલ તે 'કૃતકત્વ' હેતુનો ત્યાગ કરી 'પ્રત્યભિજ્ઞાયમાનત્વ' વિગેરે રૂપ અન્ય હેતુને કહે તો તેને કેમ વારી શકાય ? અને જો તેને વારવામાં ન આવે તો એ જ અનવસ્થા દોષ આવી ઊભો રહે છે, તેથી અહીં (આ પ્રકરણમાં) કહેવાનો સાર એ છે કે, પ્રથમ સ્વીકારેલ સાધનવચન કે દૂષણવચનનો ત્યાગ કરીને બીજાં સાધનવચન કે દૂષણવચનનો ઉચ્ચાર કરવો જોઈએ નહિ.

१४. विरुद्धत्वोद्भावनवत् प्रत्यक्षेण पक्षबाधोद्भावनेऽप्येकप्रयत्ननिर्वर्त्ये एव परपक्षप्रतिक्षेपस्वपक्षसिद्धी। कदाचिद् भिन्नप्रयत्ननिर्वर्त्ये एते संभवतः, तत्र चायमेव

